૩૮૩૮

# કાવલાની કાંહાંણી.

## ભાગ ચોથો.

## એક વારતા.

બનાવનાર


**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ"ના અધીપતી; "દલેજંગ દલેર," "સિપાહ બચ્ચાની સજાની," "ધીરજનું ધન યાને સંકટ અને સબુરી," "પાકીજેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહર," "ફરાંમર્ઝ," "કાચા કાનની ખરાબી યાને ઝેબનેઝર અને શીરીન," "જુગાર," "કાવલાની કાંહાંણી"—ભાગ ૧લો, ૨જો, તથા ત્રીજો, "વફા પર જફા યાને ખુશબખ્ત અને ખુશચેહેર" "અંધારી રાત્રે મગ કાલા," "બેહેરા બેહેલાકાકા," ઇત્યાદિના કરતા.



મુંબઈ મધે

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૮૯.

# અર્પણ.

અમારાં જે સર્વ વાંચનારાંઓ અમોને અમારાં સઘળાં પુસ્તકોમાં કદરદાંની ભરેલો આશરો આપતાં આવ્યાં છે, અને જેઓએ અમારી અદના વારતાઓ અને નાટકોની ચોપડીઓ નીતીમાન, ચાનક આપનારી, અને અતી ઘણી રસીલી તરીકે સ્વીકારી અમોને હંમેશ ઈનસાફ આપ્યો છે તેમનાં અમો તરફનાં એ ચાલુ હેસાંનની એક નોંધ તરીકે આ નાધલું પુસ્તક તેમને ઘણાં માન સમેત અર્પણ કરીએ છીએ.

આગસ્ટ ૧૮૮૯.

બ. ન. કાબરાજી,
બનાવનાર.

"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone;they give
New views to life and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone:
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

આ લંબાણ વારતાના ત્રીજા ભાગની અમારી પ્રસતાવનામાં અમોએ તેના હજી બીજા બે ભાગો પરવરતાવવાનું જાહેર કરયું હતું, પણ તેમ નહીં કરતાં એકજ આ ચોથા ભાગ સાથે અમારી એ લંબાણ વારતા અમો આજે તમામ કરવાની રજા લઇએ છીએ. એમ કરવાનાં કારણમાં એટલુંજ કેહેવું બસ થશે કે તેનો ત્રીજો ભાગ બાહેર પડયા પછીથી એ વારતાના પછવાડેના ભાગો માટે અમારાં સેહેંકડોબંધ વાંચનારાંઓ તરફથી અમોને એટલી આતુર પુછપુછાવ અને ઉઘરાંણી થવા માંડી કે ખરેખર તે એક ખુશી ભરેલો કંટાલો થઈ પડયો, અને એ આતુરતા એકદમ નરમ પાડવાના હેતુથી અમોએ ચોથો અને પાંચમો ભાગ એકઠો છાપી કાઢવાનું વધારે લાયક જોયું છે. વળી બીજા હાથપર, અમારાં કદરદાંન ગ્રાહકોનાં ગજવાં ઉપર જોઈએ તે કરતાં જરાએ વધુ બોજો નહીં થઇ પડવાનું બી અમોએ યથાર્થ જોયું છે—તેઓને એ એકજ વારતાની અકેક કાપીની કીંમતમાં રૂપીઆ ૭ આપવા પડયા છે--અને તેથી હજી એક વધારે ભાગથી તેમનાં ગજવાં ઉપર વધુ દબાંણ નહીં લાવતાં ફકત અસલ ઠહાવેલી એક ભાગનીજ કીંમતમાં આ બને ભાગો તેમને એકઠા પોંહોંચાડવાની અમોને આ તકે ખુશી ઉપજે છે.

ત્રીજો ભાગ છપાઇને બાહેર પડયા પછીના એ વારતાએ ફેલાવેલી ઉલટ એટલી હદ સુધીની હતી કે એકથી અનેક ઠેકાંણેથી ચોથા ભાગના પ્રુફ વટીક વાંચવા આપવાની અમોને ચાંપતી અરજો થઈ હતી, અને તે અરજ જ્યારે અમો નહીં સ્વીકારી શકયા ત્યારે "ફુરસદ"ની કાલમમાં એ આખી વારતા છપાઇ ચુકેલી જાંણતાં તેઓ "ફુરસદ"નાં અંકો મેલવી તે માંહેથી એ વારતા ભારે ઉમંગથી પુરી કરી નાંખવા પડેલાં અમને ખબર છે! વલી એ વારતાની સીફારસમાં જાહેરમાં તેમજ ખાંનગીમાં પુશકલ બોલાયું અને ઘણું લખાયું છે, અને તેને વિશે વગર માંગવે અમો ઉપર લખાઇ આવેલાં સંખ્યાબંધ પ્રમાણીક અને સ્વતંત્ર મનો માહેથી થો-

ડાંક પછવાડે છાપી સાચવી રાખવાને અમોએ લાયક જોયું છે. એજ રીતે અમોએ બીજા ભાગની આખેરીએ બી મત તાંકેલાં છે, અને તોબી વાંચનાર જોશે કે આ ભાગને સેવટે છાપેલાં મતોમાં ઘણાંક તદન નવાં છે, અને તે બી અમોને તદન ત્રાહીત વાંચનારાં-ઓનાં સાચ્ચાં દીલના પ્રમાણીક ઉભરા માત્ર જાહેર થયલા છે એમ જાંણવાના અમારા સંતોશ વચ્ચે અમો તે આ લંબાણ વારતા પછવાડેની અમારી રંજનો પુરતો અને જોઈતો બદલો સહ-મજીએ છીએ.

છેલ્લે, જે ઘરાકો છેક ૧૮૮૩નાં સાલથી અમોને અમારા પુ-સ્તકોમાં કદરદાની ભરેલો આશરો આપતાં આવ્યાં છે, અને જે શેઠ-યાઓ અને વગવાલા ગ્રહસ્થો ફકત અમારી અકેક સાદી છાપેલી ચીઠીની રાહે પોતાનાં માન પામેલાં નામથી અમને લાગત હોરમત આપતા આવ્યા છે તેમનો અત્રે એકઠો ઉપકાર માંનવા થોબવાની અમો જરૂરજ નહીં પણ ફરજ સમજીએ છીએ. એ ઘરાકોની એક ટીપ પછવાડે છાપીને સાચવી રાખવાનો અમારો સરેસ્તો અમોએ આ વારતામાં બી વિસારયો નથી, અને તે ટીપ ગમે એવી સાદી અને નાહની હોય તોબી એજ ઘરાકો વરસોથી અમારી ચોપડીઓ મંગાવતાં આવ્યાં છે, અને વલી ઘણાંકો તે ચોપડીઓ પુશકલ વખાંણતાં બી આવ્યાં છે—તેવા મુબારક આશરાના માનને અમારાં પુસ્તક દર પુસ્તકથી વધારે અને વધારે લાયક થવા ને ઠડવાની અમારી મેહેનતમાં અમો વધારે ઉલટમંદ તેમજ વધારે પગભર બનીએ છીએ એમ અમારા તરફની ખાત્રી આપવાને અમોને ઉમેદ છે જે જરૂર રેહશે નહીં.

આગસ્ટ ૧૮૮૯.

બ૦ ન૦ કાબરાજી,
બનાવનાર.

# સાંકળીઉં.

# કાવલાની કાંહાંણી.

## ભાગ ચોથો.

# એક વારતા.

### પ્રકરણ ૧૩૧ મું.

#### અગતજોગા ખુલાસા.

માણસ ધારે છે એક—ખોદા બજાવે છે બીજું. હોમલા ખું-ધ્રાએ કપટવાસના રચી મને જ્યારે સલાદીનને હાથ જાંનથી એજાંન કરાવવા પકડાવી આપ્યો ત્યારે તેને કે તે મારા આરબ શત્રુઓને ખ્યાલ વટીક થયો નહીં કે હું તેઓને હાથતાલી આપી આવશ એટલુંજ નહીં, પણ વલી તે ગલાંકાંસું લુટારાઓની ટોળીનો તમામ પરાજય અને સમુલગો નાશ કરવાનું એક સાંધણ સીધ્ધ થઇ સલાંમત ત્યાંથી પાછો ફરશ !

ખરેખર, તે એક રાતના મારા અનુભવો કોઇને સ્વમામાં થતા ભાસ અથવા 'અરેબીઅન નાઇત્સ'માં વાંચવામાં આવતી જાદુઈ વારતાઓથી તથા ખ્યાલ સરખા હતા. 'અરેબીઅન નાઈત્સ'ની ઘણીક વારતાઓમાં એ મીસાલે આવે છે કે ઉંઘમાં ને ઉંઘમાં પરીયાંઓ અને જીનો આવીને સુતેલાં આદમોને ઉઠાવી જાય છે, અને તહરેવાર ચમતકારીક દેખાવો બતાવીને તેમને તેમની અસલ જગ્યાએ પાછાં લાવી સુવાડી જાય છે, કે જ્યાં જાગી ઉઠતાં તેઓ જે જોઈ આવ્યાં તે ખરૂં હતું કે ફકત સ્વપ્નોજ હતો તે વીશે તેમને વેહેમ પડી જાય છે. તે અને તેવી વારતાઓ તેનાં સઘલાં વીચીત્રપણાં સાથે પણ કલપીત માત્ર છે, એટલે તેમાં વાંચનારને અજાયબ થવાનું કશું નથી, કે જ્યારે મારા બાબમાં તો એ 'અરેબીઅન નાઈત્સ'-

માંની કાંહાંણીઓ મીસાલ એક રાતમાં તરેહવાર બનાવો ખરેખર બની ચુકયા હતા, અને તે દેખીતી રીતે જેટલા અસંભવીત હતા, તેટલાજ ખરી રીતે તદન ખરા, ખાત્રીપુર્વક બનેલા, અને અજાયબી ભરેલા હતા!

વાંચનાર યાદ કરશે કે જે મધરાત્રે-બલકે વધારે ખરી રીતે બોલું તો જે પાછલી રાત્રે હું અને મીનોચેહેર નહીં વફી રાખેલી ફતેહથી સરદાર સલાદીનને તેનાં પેલાં બચાવનાં હથીયારો—પેલા અગતના રાજદવારી દસ્તાવેજો-સમેત ખુશીથી છલછલ થતાં જીગરે પકડી લઈ જતા હતા તેજ રાતની તેજ સાંજે મને હોમલા ખુંધાએ સેહલ કરતો સપડાવી દીધો હતો, અને ત્યાર પછી મારી ઉપર તહરેવાર ગુજરી ગયું હતું. જો ટુંકમાં તે સઘલું અત્રે યાદ તરીકે ટપકાવી દેઉં તો—મને કરીમખાન કેદ કરી લઇ ચાલ્યો તે, તેને મેં ઘોડા ઉપરથી ટપકાવી દીધો અને હું તેને હાથતાલી આપી નાહઠો તે, ત્યાંથી હું સોહલું દમણ્યાના ગોફામાં જઇ પડયો તે, સોહલુ દમણ્યાએ મને સલાદીનની ટોલીવાલાઓને હાથ પાછો સપડાવી દીધો તે, તેમના કીલ્લામાંનું ભયબીત કેદખાંનું, ત્યાં તે અગતના દસ્તાવેજોની શોધ, પછીનો ત્યાંથી છુટકારો, અને છેલ્લે સલાદીનનું અમારા હાથપર માહત થવું અને પકડાવું, એ સઘલા બનાવો એકજ રાતમાં બન્યા હતા, અને ત્યારે કોણ કેહશે કે 'અરેબીઅન નાઈટ્સ'માંની વારતાઓ કરતાં મારા બાબમાં બનેલા બનાવો ઓછા અચંબાકારક હતા? એ એક રાતમાં હું બે વખત બે જુદે જુદે ઠેકાંણે કેદ પકડાયો હતો, અને તેમાં પેહેલાં કેદખાંનાંનાં કરતાં બીજું કેદખાંનું વધારે જાલેમ અને જબરૂં હતું. ત્યાં તો મેં ગયા ભાગમાં સમજાવ્યું તેમ મારા અકડી ગયલા સાંધાઓને આરામ આપવા એક ફાટી ચટાઈ વટીક હતી નહીં. ઠંડી વાસ મારતી લાજીઓ કે જેની બરસાખમાંથી ઉડીને વાગે એવી એક જાતની સરદ હવા અવારનવાર આવ્યા કરતી હતી તે લાજી ઉપરજ મને નીરાધાર પડવું પડયું હતું!

અને તે વખતે મારી લાગણીઓ કેવી હતી? તે લાગણીઓમાં આશા અને નીરાશાનો ભેલ હતો—મોહત અને જીંદગીની વચ્ચે ગોયા હું ડોલા ખાતો હતો. મને કીલ્લામાં લઈ જવામાં આવ્યો ત્યારે મીનોચેહેર પોતે દારૂ પીવાના ઢોંગ કરતો હતો તે

સલાદીનને છાકતો કરવા ખાતર હતું, અને તે સલાદીનને છાકતો કરવાપર મંડયો હતો તે મને તત્કાલ મારી નાંખવામાં આવે તેનો અટકાવ કરવા માટે હતું એ તો હું ધીરજથી વીચાર કરતાં અવલથીજ જોઇ શકયો હતો, કેમકે એ રીતે સલાદીનને છાકતો કીધા કેડે મને એ કેદખાંનાંમાં પુરવાની સલાહ આપનારઞી એજ સાહયકારી દોસ્ત હતો. એ સઘલું ખાત્રી આપનારૂં હતું કે બને તો મારો છુટકારો કરવાનો અને ફરી એક વાર મને ત્યાંથી સલામત નહસાડવાનો તેનો એરાદો હતો; તોપણ તે પ્રમાણે મારો છુટકારો કરવાને તે ફતેહ પામશે એમ તે વખતે ખાત્રીથી માનવાને મારા પાસ જામીનગીરીજ શી હતી? સલાદીન કોઈઞી વખતે શરાબનો ચકચુરપણાંમાંથી પાછો સાવધ થાય તો મારી હસ્તીનો આંકો આવી રેહે--મીનોચેહેર પોતાની નેક મુરાદમાં કાંઇક ગફલતીથી પકડાઇ આવે તો મારો ઘાંણ નીકલી જાય—એ અને એવા હજારો ખ્યાલોથી તે મારાં બંદીગૃહમાં મને ધ્રુજવાનું હતું, પણ તે કરીમોરહીમની રેહેમથી હું એ સઘલા ધરક ધ્રુજારામાંથી—મોહતનાં મોંમાંથીજ ફરી એકવાર બચ્યો હતો, ને મને બબે મરતબે બચાવનાર મારા અસીલ દોસ્ત મીનોચેહેર સાથે હમણાં હું તેજ મારા રૂઠેલા શત્રુને સરગરદાંન કરી કેદ પકડી સાથે લઈ ચાલતો હતો!

મીનોચેહેર મેં આગલ કહ્યું તેમ જેટલો હીંમતવાંન તેટલોજ મજબુત અને કદાવર બાંધાનો અને જોરમંદ હતો, અને તેણેજ પોતાના ઘોડા ઉપર તે ભારી સરદાર સેલેદીનનો બોજો ઉઠાવ્યો હતો. તે ઘોડાપર ઘણોજ અચ્છો બેસનાર હતો એ મેં ત્યારેજ જોયું કે જ્યારે ઘોડાના અરધાઅરધ ભાગપર તે પાંણીનાં માટલાં જેવા આરબને બાંધીને ગાંસડીના આકારમાં નાખીને તે તેજી જનાવરના છેક પાછલા પગ આગલ તે જેમ તેમ તોબી જરાબી ડર કે દરકાર વના બેઠો હેતો, અને તે ઘોડાને વલી જોસથી હાંકતો હતો.

અમો બેંગ્લોરનો રસ્તો લેતા હતા. સલાદીનને તો માઈસોરની શાહાનશાહાતને હાથ આપવાનો હતો, કેમકે પેલા અગતના દસ્તાવેજો તેજ રાજના હતા, ને તે એકવાર તેના હાથમાં જવાથી હવે તે એ ગલાંશંસુ કરપીણને પુરી રીતે તેનાં પાપની ફેજે પોંહોંચાડવાને ઘીલ કરે નહીં; તોબી અમોએ એવું ઠડાવ્યું કે બેંગ્લોર જતાં અધવચ્ચે જે ગામ આવે ત્યાંથી એકાદ બે આસામીઓની

મદદ લઈને મીનોચેહેરે ગાડીમાં માઈસોરની મુસાફરી કરવી, કે જેથી તે લુટારાને ફાવવાને જરાબી બની આવે નહીં.

પ્રથમ તો અમોએ ઘોડા જોરમાં મારી મુકયા હતા—તે અસીલ જનાવરો કે જેઓ તેમના ધણીનો પાપનો પેસો ગોયા ફરજના કમકમાતથી સદા ઉપાડયા જતા હતા, અને તેથી આજે જાંણે જેઓ વધારે દીલથી અમને મદદ કરવા પડયા હતા. તેમના પગે તે રસ્તા એવા સવલ આવી રહયા હતા કે જો શરૂ થતાં ઝઝખલાં વચ્ચેની ફીક્કી ચંદરણી તે વખતે હતી તે નહીં હતે તોબી તેવીજ સવલતા અને સગવડથી તેઓ અમોને તે બીહામણા પાહાડો વચ્ચેથી બાહેર લઇ જતે.

પણ કીલ્લો ઘણો પછવાડે મુકી આવ્યા પછી અમોએ એકમત થઇ ઘોડાની રેન ખેંચી તેમને ધીમા કીધા, કેમકે જરા વારમાં અમારે છુટું પાડવાનું હતું, ને તે આગમચ મીનોચેહરે મને કેટલાક ખુલાસા કરવાના હતા.

ઘોડા ધીમા પડતાંજ મને ભાંણ આવવાથી મેં મીનોચેહેરને ભલાંમણ કરી કે તે લુચ્છા સલાદીનનાં મોંમાં અમોએ જે દાચો મારયો હતો તે હવે કાઢી નાંખવો, "કેમકે," મેં સમજાવ્યું, "કદાચ આપણે પાસેનાં ગામમાં જઇ પોંહોંચીશું તેટલાં તે દાચાને લીધે ગુંગલાવાથી તેનો દમ આખર થઈ જશે, તો તેને જાહેરમાં સજા કરાવી તેની કીસમના બદમાસોને સખત દાખલો બેસાડવાનો જે આપણો હેતુ છે તે ઉંધો વલશે."

મીનોચેહેરને આ ભલાંમણ પસંદ આવવાથી તુરત તેણે મારાં કહયા પ્રમાણે કીધું, અને દાચો કાઢયા પછી સલાદીનનો જીવ જે અરધો નીકલી ગયો હતો તે પાછો આસ્તે આસ્તે હોસ્યાર થવા લાગ્યો. તે પછી તેને પોતાની હાલત ને જોખમનું ભાંણ આવ્યુ એટલે તેણે પોતાની ભાશામાં મીનોચેહેરને મીનતજારી કરવાનું અને છોડી દેવાની દયા કરવાની અરજ કરવાનું જારી કીધું, પણ મીનોચેહેરે તેને થથરાવીને ચુપ કીધો. એ પ્રમાણે તેણે જ્યારે જોયું કે તેનાં ટોલાં માંહેલો દોસ્તમહમદજ દગાબાજ થઇ દુસ્મન થઈ લાગ્યો હતો, ને પોતે તુરત વેલા પોતાના બચાવ અથવા છુટકારા માટે કશુ કરી શકતો ન હતો ત્યારે તે એક રૂસાયલાં બચ્ચાં પેરે ખાંમોશ

પડી રહયો. કદાચ તે મનમાં મગરૂરી માંની લેતો હતો કે પેલા દસ્તાવેજોના ડરથી જેમ આજવેર તેને છોડી મેલવામાં આવ્યો છે તેમજ આ વખતબી તે અંતે તો બચીજ જવાનો—તેને કેટલી ચોડી ખબર હતી કે તે દસ્તાવેજો તો તેજ દોસ્તમહમદ ઉર્ફે મીનોચેહરના ખીસામાં સંભાલથી મુકેલા હતા !

---

## પ્રકરણ ૧૩૨ મું.

### અગતજોગા ખુલાસા. ( ચાલુ.)

તે બદમાસને ચુપ કીધા પછી હવે મીનોચેહેરે મારા પર ધ્યાંન આપ્યું. " મારા માનીતા દોસ્ત," તેણે કહયું, " હું માનવાને જરાબી વેહેમ ખાતો નથી કે આજે તું કરીમખાંનને હાથ સપડાયો તે તે પાક પરવરદેગારનુંજ કરવું થયું, કેમકે તે તારાં કેદ પકડાવાનાં પરીણામમાં તુંને ને મનેજ નહીં પણ હજારો લોકોને આજે ફાયદો થયો છે, અને તે ફાયદો એજ રવેસે કરી આપવાનું તે સાહેબને સાબુત જણાયું હશે. એ લુચ્છાઓ કાંઇ આજ કાલથી તારા જવાંન જીવપર ટાંપેલા નહીં હતા. છેલ્લો તું અમારા ગોફામાં આવીને પેલા કોરજી શેઠ ને તેનાં કુટુંબને ઠાગાથી છોડાવી જવામાં ફતેહ પામી ગયો તે પછીથી હોમલા ખુંધાએ પોતે આવીને ખરો ખુલાસો બીજેજ દીને કીધો ત્યારથી આએ દેવે તારો જાંન એકજ તડાકામાં કાંઇબી દયા વગર લેવાના કસમ લીધા હતા, ને ત્યારથીજ તુંને સપડાવી દઈને અહીં લઈ આવવાના દાવપેજ થયા જતા હતા. હું શું કરૂં ? તને બચાવવાની મારી મોતેબર નેમ હતી, પણ હું એક ચીઠી વટીક લખીને મોકલી નહીં શકયો, કેમકે તમામ વેહેમમાંથી હું પોતાને બાકાત રાખવા માંગતો હતો. ઓર તેઓની નજદીકમાં તો હું બી તારી સાંબે ઘણુંજ જનુનનાં જોસથી બોલતો હતો, ને બાતેનમાં દોસ્ત પણ બાહેરથી તો તારો તેવોજ હરડતો શત્રુ હતો. એ રવેશે હોમલા ખુંધા સાથ તુંને પકડવાનાં છટકાં ઘણાંક મંડાયાં તેમાં આખરે તું આવી ગયો, પણ ધન છે તારી બાહોશીને કે તું આબાદ તેમના હાથમાંથી સલાંમત નાહાઠો ખરો. એ વાત કરીમખાંને અને બીજાઓએ આવીને અમોને કહી, જેથી મેં તો હજારો શુકર કીધા,

પણ આએ કરપીણે અને તેના હમશરીકોએ તો તે ઉપર હાથ ને પગ અપ્રાલ્યા: પણ વલી થોડા વારમાં રંગ ફેરવાયો. પેલો ચંડાલ સોહોલુ દમણ્યો મારતે ઘોડે કેહેવા આવ્યો કે તું તેને ત્યાં સપડાયો હતો, એટલે તો દશ પંદર જણ તારી ધરપકડને વાસ્તે કુદકા મારીને ઉભા થયા. તેઓએ મનેબી સાથે ધસડવા માંગ્યો, પણ મેં તબીયત નાદુરસ્ત હોવાનું બાંહાંણું કાઢી ત્યાંજ રેહેવા માંગ્યું, અને જ્યારે બીજાઓ તુંને જોવા ને સજા કરવાની ઉલટમાં અરધા દેવાના સરખા બની ગયા હતા ત્યારે હું તુંને મરતો કેમ બચાવવો તેના ગભરાટ-ભરેલા વિચારના વમલમાં ગુંટાઈ ગયો. અંતે મને એક રસ્તો ધ્યાંનમાં આવ્યો. ઘણાક મુસાફરોને અમારે ત્યાં શરાબમાં એક કેફી વાણું ભેલી તે પાઇ લેમેલ બનાવી મારી નાંખવા અથવા લુટવાનો ધારો હતો, અને તે વાંણું કયાં હતું તે મને ખબર બી હતું, એટલે ત્યાં દોડી તે એક સરાબની શીશીમાં ભેલી હું પોતે દારૂ શોખથી પીવા બેઠો હોઉં તેમ પીવા બેસી જવાને મેં વાર લગાડી નહીં. સલાદીન હું વકી રાખતો હતો તેમ થોડાજ વારમાં ત્યાં આવી લાગ્યો, કેમકે હું ઘણો દારૂ પીનાર નથી એ વાત અમારાં ટોલાંમાં જાંણીતી હતી તેણે આજે મને શીશો લઇને બેસી ગયલો જોઇ મારી મશકેરી કરી, અને પછી જતો હતો પણ મેં તેને એક ગલાસની આફર કરી. તે તે નામંજુર કરી શકયો નહીં, કેમકે એ ભારે શરાબબાજ છે. એ રવેશે તે એક ગ્લાસ પીવા બેઠો તે ઉઠયો નહીં, ને મેં પીધો નહીં પણ પાવામાં કશી કસર કે કસુર રાખી નહીં, જેનું પરીણામ એ થયું કે તું આવે તે આગમચ તો સરદાર તમામ લીંગેલ થઇ ગયલો. હું પણ ધુમ પીધેલો હોવાનો ઢોંગ કરતો હતો, ને તે ઢોંગનાં હેઠાંણમાં આ ધુવડને ઉરકેરી ઉરકેરીને પાયા કરતો હતો."

"તમે શીકકો તો જબરો બજાવ્યો, મારા મેહેરબાંન," મેં ઘણાંજ હેસાંનથી કહયું, "પણ આ બદમાસ જો આપણુને વાત કરતા સમજતો હોય તો જોવાજોગ થઈ પડે."

"અરે મુવો રે એ," મીનોચેહેરે કહયું, "તું જોતો નહીં કે ઉરદુ વડીકની એને આવડ નથી? ને તે કરતાં કદીને સમજતો હોતે તોબી એ શું કરી શકવાનો હતો? પણ હવે રસ્તો થોડો રહયો

એટલે હું મારા ખુલાસા પુરા કરવાની ઉતાવલ કરશ."—તેણે પાછો આગલ ખુલાસો આપતાં કહયું, કે જે વલી હું ઘણુાંજ ધ્યાંનથી સાંભલવા પડયો.

"એ રીતે જ્યારે તુંને કરીમખાંને લાવી ઉભો કીધો ત્યારે એ તો છાકટા વાંદર જેવો બની ગયલો હતો, ને એને દુન્યાની બી ખબર નહીં હતી તે તેં જોયું હશે. તેનો મેં લાભ લીધો. હું બી પેહેલાં તો ઘણો પીધેલો હોઉં તેવોજ મેં દેખાવ કીધો, પણુ પછી જાંણે સુદ્ધિમાં આવ્યો હોઉં તેમ તુંને એક ચોપરી કાઢી મેં પેલાંજ કેદખાંને પુરવાને સલ્લાહ આપી. હયાં તારે જાંણવું જોઇએ કાવસ કે આ લોકો ગમે એવા કરમે કરપીણુ અને કાલા છે પણુ પોતાના કસમ ને સરદાર ઉપર જીવ આપનારા છે, અને સરદારના હોકમ કે મંજુરીયાત વના કોઇનો કદીબી જાંન નહીં લેવો એવો એ લોકનો કરાર અને રવૈયો છે. એથી મેં કેદખાંનું જે તારે વાસ્તે સુચવ્યું તે બી એવું હતું કે કીલ્લાથી અલગ હોવાથી જ્યાંથી હું તુંને થોડી ઘણી સંભાલથી છટકાવી શકું. એ કેદખાંનાંની ખુબી એ છે કે એમાં સઘલી લુટનો અસબાબ ભરેલો છે ને તેથી તેની કુંચી સલાદીન વીહીલી મુકતોજ નથી. એથી થયું એમ કે કરીમ-ખાંને તુંને કેદ કરી આવી કુંચી પાછી સલાદીનનાં ગજવાંમાં મેલી, ને મેં તે તેને વધારે ભારોભાર બનાવી પછીથી તક જોઈ પાછી કાઢી લીધી. ત્યાર પછીથી શું બન્યું તે તો તુંને રોશણુ છે."

"એ તો સઘલું ત્યારે મારેજ લગતું થયું દોસ્ત મીનોચેહેર," મેં હસીને કહયું, "પણુ જો અડચણુ નહીં હોય તો મને ખુલાસો કરશો કે તમારો એ પાપી સંઘમાં આમેજ થવાનો હેતુ શો હતો?"

"તે હેતુ દોસ્ત કાવસ," મીનોચેહેરે ઘણીજ મમતાથી કહયું, "આજવેર મારીજ છાતીમાં છુપ્યો રહયોછે, પણુ તે હવે જલદીજ જાહેર થશે, ને જે વખત જાય છે તેમાં સઘલું તારી જાંણમાં આવશે. એ હેતુ જ્યાંવેર બર નહીં આવે ત્યાંવેર તે કોઇને પણુ—મારા જીવ કરતાં વધારે વાહાલી તેહેમીને વટીક નહીં કેહેવાને મેં પાક કસમ લીધા હતા ને તે દાદગરની બક્ષેશથી ને તારી કીંમતી મદદથી આજ રાત્રે અચણુચ તે હેતુ બર આવ્યો છે ત્યારે તો હવે તે જગતને જાહેર કરવાને મને અડચણુ રહી નથી. પણુ હું તે

લાયક પ્રસંગે ને લાયક જગ્યાએ તેમ કરૂં તે અગમચ તુરત વેલા તો તું એટલુંજ જાણી સંતોશ પકડજે કે આ અગતના દસ્તાવેજો હાથ કરવાનીજ મારી અવલ અને ખાશ મકસદ હતી. એ દસ્તાવેજો વગર માઈસોરની શાહાનશાહાત એ ટોલીનો નાશ કરી શકતી નથી, અને ઇંગ્રેજ સરકાર માઇસોરની સરકારની મંજુરીઆત વગર વચ્ચે પડી શકતી નથી, અને તે સબબે એ દસ્તાવેજો પકડી આપવાનું મેં બીડું જડપ્યું હતું; પણ એ દસ્તાવેજો પકડી આપવામાંબી મારી મકસદ છે. તે મકસદ કાંઈ એ ટોલાંનો નાશ કરવાનીજ નહીં હતી, પણ એ દસ્તાવેજો જે કોઇ લાવી આપે તેને માઇસોરના મહારાજાએ તેની શકતીની હદમાં જે માંગે તે આપવા જાહેર કીધું છે એટલે મારે કાંઇ ઘણી અગતનું એ રાજ પાસ માંગી લેવું છે વાસ્તેજ મેં આ ગંજાવર જોખમ ને માહાભારત જેહમત ખેડીને એ બીડું જડપ્યું હતું. એ જોખમમાં મેં લગભગ એક વરસ આખર કીધું છે. અવલ મને એ ખ્યાલ થયો તે બર લાવવાને મને ઘણી સગવડ એમ થઇ કે મને એરેબીકનો અભ્યાસ ઘણો સારો હતો. હું ઘણી ભાશાઓથી માહીતગાર છું. ફ્રેંચ જરમન અને ઇટાલ્યન ભાશાઓનીબી મને આવડ છે. એક શોખ તરીકે એ સઘલી ભાશાઓ હું બચપણથી શીખતો આવ્યો હતો ને હજી એ જાતનો મારો અભ્યાસ મેં મુકી દીધો નથી. તેથી એરેબીકની મારી માહીતગારી સાથે મેં એક મેહોમેદનનો અવતાર અખત્યાર કીધો, ને દોસ્તમહમદનાં નામથી ભુખે મરતો હોવાથી તેઓનાં ટોલાંમાં સામેલ થવા આરજુમંદ હતો એમ મેં સલાદીન આગલ એક બપોરે હીંમતથી હાજર થઈ કાકલુદી ગુજારી. તે દીનથી આજ તુલક એ બાંગરોને મારા ઉપર વેહેમ ખાવાને મેં જરા બી કારણ આપ્યું નથી. મને જ્યારે હું શું કામ કરશ તે પુછવામાં આંવ્યું ત્યારે મેં કહયું કે હું આસપાસનાં ગામોમાં ફરતો રેહેવશ, ને મુસાફરોના નીકલવાના વખત સમાલી તમોને ખબર આપતો રેહેવશ. એ વાત સલાદીનને ઘણીજ પસંદ આવી, કેમકે તે કામ કરવા તેને એક આબરૂદાર દેખાવનો અને તેની ટોલીમાંનો એક છે એમ કોઇને વેહેમ નહીં જાય તેવો એક માણસ જોઇતોજ હતો; પણ એ કામ મેં તો જુદાજ હેતુથી માંગી લીધું, અને તે હેતુ એ કે એ રવેસે મારૂં કામ સરે ત્યાંવેર હું જો બાહેરનો બાહેર ભમતો રહું તો પછી મને

તેઓ સાથે લુટફાટ ને મારફાડ કરવા જવું નહીં પડે. વલી મેં મુસાફરો વીશે એ લુટારાઓને ચેતાવવાનું કામ માથે લીધું હતું, પણ ખરેખર તો એ લુટારાઓ વીશે હું હંમેશ મુસાફરોને ચેતવતો હતો, ને તેઓને તેમના રસ્તાથી દુર નહસાડતો હતો. એ પ્રમાણે હંમેશ જોકે હું આવીને સલાદીનની ટોલીવાલાઓને ખોટી ખબર આપતો હતો, તોપણ કદી તેઓને મારે વીશે કાંઇ વેહેમ ગયો નહીં—એટલો બધો મારા વીશે તેમનાં મનમાં વિશ્વાસ મકકમ બેસી ગયો હતો. તેઓ ફક્ત એમજ ધારતા હતા કે મેં જે કામ માથે રાખ્યું હતું તે સારી રવેસે કરવાની મારામાં લાયકાત ન હતી, ને તેમાં મારી કાંઇ ખરેખરી કશુર ન હતી. એ ઉપરાંત તે જંગલીઓને તહરેવાર હસાવનાર તાહુકાઓથી હું અવારનવાર ઘુમ ગમત આપતો હતો તેથી, તેમજ વલી અવારનવાર હું કીંમતી ચીજો તેઓને લઇ જઇ આપતો હતો તેથી તેઓ મારા તરફ ખુશ ખુશ રેહેતા હતા. જે કીંમતી ચીજો હું થોડે થોડે દીવસે તેઓને લઇ જઇ આપતો હતો તે જોકે હંમેશ મારીજ મતાઓ હતી (કેમકે ખુદાની બક્ષેશથી મારા પાસ સારી પુંજી છે) તોપણ હું તેઓને એમજ સમજાવતો હતો કે રસ્તો મલેલા રાહાદારીઓ પાસથી તે મેં પટકાવી લીધી હતી. મુસાફરોને હું ચેતવીને નહસાડતો હતો તેનો તો તુંને બી અનુભવ છે, મારા દોસ્ત. તું જ્યારે કોરજી શેઠને છોડાવવા છુપા લેબાસમાં આવ્યો હતો ત્યારે મેં તુંને પીછાણ્યા વના પાછલથી પોકાર મારી તે રસ્તેથી નહીં જવા ચેતવ્યો હતો."

"તે મને બરાબર યાદ છે," મેં કહયું. "તમારાં કીમતી હેસાંનો હું વીસરી જાંઉ એમ નથી, પણ તમારા એ ખુલાસા સાંભલવાને મને ઘણી ગમત પડે છે, ને રસ્તો તો આપણે લગભગ પુરો કરી રહયા છીએ."

"હવે મને કેહેવાનું થોડુંજ રહયું છે," મીનોચેહેરે કહયું. "તેઓ જે કેદીઓને કીલ્લામાં લાવતા તેમની હું નજરે નહીં પડતો, કેમકે મેં સલાદીનને સમજાવ્યું તેમ જો તેઓ મને જોય ને કીલ્લામાંથી તેઓ બાહેર સલાંમત જવા પામે પછી જો મને બાહેર ફરવાનો ધંધો તે બાહેર મને જોય તો તુરત પકડાવી લીએ. તેમની નજરે પડવાનું એ કારણ મેં સલાદીનને આપ્યું તે કાંઇ ખોટું ન હતું, કેમકે ખરેખર એ રીતે હું પકડાઈ જાઉં. તેનો બી દાખલો તેં નજરે

જોયલો છે. પેલાં બેંગ્લોર હાટેલપર તું ઉભેલો હતો તે વખતે જે મુસલમાંને મને ઓલખીને 'ચોર'ના પોકારો ઉઠાવ્યા હતા તે મુસલમાને અચુક મને એ ટોલામાં તેને લાવ્યા ત્યારે જોયલો હતો. વલી એમ દુર ને દુર રેહેવાથી હું મતલબ એ સારતો હતો કે કીલ્લામાં કેદીઓ લાવીને તેમની લુટફાટ ને કદાચ થતાં ખુંનોમાં હું મારા હાથ અપવીત્ર કરૂં નહીં. કેદ પકડાઇ આવેલા બધાજ મુસાફરોને હું કાંઈ છોડવતો ન હતો, કેમકે તેમ કરતાં તો કોઇબી રવેસે હું સપડાઇ જાઉં; પણ જેમને બનતું તેમને જરૂર મદદ કરતો—અને જ્યારે મેં જાંણ્યું કે જેને હું જાંનથી જ્યાદા ચાહતો હતો—જે સુંદરીને તેની સુંદરતા માટેજ નહીં પણ તેણીની સુંદરતા ઉપરાંત તેણીના સઘલા સદગુણો માટે હું ખરાં દીલથી—પ્યારની હેવાન્યતથી ચાહાતાં શીખ્યો હતો તે માહાબુબ બી એ નાતરસ કરપીણો હાથ પકડાઇ આવી હતી ત્યારે તેને મારા જાંનના જોખમે પણ છોડવીને નહસાડવા તારી મદદની અવશય જરૂર હતી, ને તેથી તુંને છોડવવા હું આવ્યો ત્યારે તો તુંને પીછાંણુતો બી ન હતો. તોબી ત્યારપછી તારે વીશે મેં જે જોયું ને જે જાણ્યું છે તેણે મારાં મનમાં તારે માટે એવું ઉંચું માન પેદા કીધું છે કે તું જોકે છે તો એક ઉતરતી પંકતીનો નોકર, તોબી હું દીલોજાંનીથી જરા બી શરમાયા વગર તુંને મારી બરોબરયો અને દીલોજાંન દોસ્ત માંની લઉં છું—અને ખરૂં કરી માનજે કે જોકે તારી આગલી પાછલી હજી હું કશી જાંણુતો નથી, તોબી મારો સાચ્ચો એતેકાદ છે કે તું એક નોકર કરતાં તારી આવી ઉદાર ઉમદા લાગણીઓ ને ખરેખરી સંગીન કેલવણી સાથે એક ભલો માતબર શેઠ થવાને વધારે લાયક છે."

મીનોચેહેર મારી વખાંણુના જોસમાં હજી ઘણો આગલ વધ્યો જતે, પણ મેં તેને તેમ કરતાં હસીને હેસાંનથી અટકાવ્યો, અને તેટલાં અમો જે પાસેનાં ગામમાં પોંહોંચવા માંગતા હતા તેની પાદરે પણ આવી લાગ્યા, એટલે તે વાત ત્યાંજ બંધ પડી.

"દોસ્ત કાવસ," મીનોચેહેરે કહ્યું, "આ લુચ્છો મુવાં મુરદાં જેઓ મારા ઘોડા ઉપર એવો બેતાકાત પડેલો છે કે આ ગામને નાકેનાં પેલાં નાઘલાં પોંહોંચખાનાંમાંજ આપણે હમણાં ઉતરીએ નહીં તો આગલ વધતાં એને એ રવેશે પડેલો જોઈ ગામમાં ગ-

ભરાત થશે, ને જો એને સલાદીન તરીકે કોઇ ઓલખશે તો તો આખાં ગામનું લોક તમાસો જોવા એકઠું થશે, કે જે ઘોંઘાટ મને પસંદ આવતો નથી."

"દોસ્ત મીનોચેહેર," મેં કહ્યું, "તમારાં ડાહાપણમાં મને વિશ્વાસ છે એટલે જે તમારી નેક નજરમાં આવે તે સુખેથી કરો."

---

## પ્રકરણ ૧૩૩ મું.

### અગતજોગા ખુલાસા. (ચાલુ.)

અમો તે નાધલાં પોંહોંચખાંનાં આગલ જઇ પોંહોંચ્યા ત્યારે મીનોચેહેર એક ઝાડના ઓથામાં ઘોડો ઉભો રાખી થોભ્યો, ને અમોએ કરેલા ઠડાવ મુજબ હું ધસીને આગલ ગયો, ને તે પોંહોંચખાંનાવાલાને એકાંતમાં મલ્યો. મેં તેને અમારી મકસદ કહી. તેને જ્યારે મેં કહ્યું કે અમો પંકાયલા સરદાર સેલેદીનને પકડી લાવ્યા હતા ત્યારે તે તેણે માંન્યુંજ નહીં. અંતે મેં તેને દુરથી તે લાકડાના ભારા પેઠે ઘોડા ઉપર પડેલા આરબને દેખાડયો ત્યારે તેનો સઘલો શક બેશુમાર અજાયબી ને ગભરાતમાં ફેરવાઈ ગયો. તે ઘણી ગરબડ કરી દેત, પણ મેં તેને તુરત તેમ કરતાં અટકાવ્યો. "કશી ગરબડ નહીં કરવા ખાતર તો હું તુંને એકાંતમાં મલું છું," મેં કહ્યું. "અમારી મકસદ એ છે કે અમો અને અમારા ઘોડાઓ થીકી ગયા છીએ વાસ્તે તારાં મકાંનમાં અરધો કલાક વીસાંમો લઇએ, અને કાંઇક નાસ્તો કરીએ તેટલાં તું એ લુટારાને એક ઓરડામાં કેદ કરાવ, ને આગલ બે ચાર માણસોનો પોહરો મુક. તે માણસોને બી તારે તાકીદ પડશે કે તેઓ કશીબી ગરબડ નહીં મચાવે. પછી તું એક ગાડી તૈયાર કરાવ, કેમકે તે ગાડીમાં એ લુચ્ચાને અમારે માઇસોર લઈ જવો છે, ને તે ગાડીમાં સાથે બીજાં બે મજબુત માણસ તારે અમોને આપવાં પડશે. એમ કરતાં તારે પઇસાની વાંણ કરવી નહીં. તું જે માણસોને તારા વિશ્વાસમાં લે તેઓ તેમજ પેલો ગાડીવાંન કશો બી અત્યારમાં આ ગામમાં ગભરાત નહીં મચાવે માટે જ્યાં દોઢીયું આપવું ઘટે ત્યાં રૂપીયાથી હસાબ રાખજે, ને તું જોશે કે અમો જઈશું ત્યારે તને પુશકલ ખુશ કીધા વના જઇશું નહીં."

જરૂર ચાહે સો કર. પઈસાની મેં કરેલી વાતથી પેલા પોંહોંચખાનાવાલાપર ઘણી મોટી અસર થઇ, ને તે પાછલે બારણેથી મીનોચેહેરને અંદર લઇ આવ્યો. તેનું કારખાંનું ગરીબ તોબી સુઘડ હતું, ને અમો જ્યારે ઇંડાં પાઉં માંખણ જેલી અને ચા વગેરેના નાસ્તા ઉપર કકડતી ભુખ અને બેવડી ચોવડી ખુશીની મોજ સાથે હાથ મારવા બેઠા ત્યારે સલાદીનને પાસેના ઓરડામાં નાંખેલો હતો, અને તેનું બારણું ઓસ્તવાર બંધ કરી બાહેર ત્રણ ખેડુતો હાથમાં દાંગ લઇ પોહોરો ભરતા ઉભા હતા. વલી મારે કેહેવાને ભુલવું નહીં જોઇએ કે એજ અરસામાં અમારાં અમીરી જાનવરોની બરદાસ્ત ચાકરી ને દાણાપાણીની મેનેજમાંબી બે ચાર માણસો કાલજીથી રોકાયલાં હતાં, અને પેલો પોંહોંચખાનાવાલો પોતે એકાદ તેવી વિશ્વાસુ ગાડી શોધવા ગયો હતો.

"હવે દોસ્ત કાવસ," મીનોચેહેરે જમી રહીને કહ્યું, "લગભગ સાતનો સુમાર થવા આવ્યો છે, ને ગઈ સાંજથી તારે માટે તારાં મકાંનમાં ગભરાત ચાલતો હશે, વાસ્તે મારી સલ્લાહ છે કે તું અહીંથી પાધરો તે તરફજ સીધાર. હવે મને તારી જાસ્તી મદદની જરૂર નથી. હું અહીંથી ગાડીમાં જવશ, અને વલી એકાદ બે આસામીઓની મદદ સાથે એ લુચ્છાને માઇસોર લઇ જવશ, એટલે કાંઇ અડચણ પડવાની નથી. તારે એમ નહીં સમજવું બેરાદર," —તેણે હસીને વધારયું—"કે એમ કરી હું તુંને ખરતો કરવા માંગુ છું, અને એ લફંગાને પકડવાનાં જાહેર માનનો તારો હીસ્સોબી હું હજમ કરી જવા માંગું છું. તું જોશે કે તારી કીંમતી મદદનું તારૂં માન હું ખુશી સાથે તુંનેજ સપુરદ કરશ."

"એવી મને કશી ધાસ્તી છેજ નહીં," મેં પણ હસીને કહ્યું, "અને માનની એટલી બધી ભુખ હું ધરાવતો બી નથી. મેં જે બજાવ્યું તે મારાં દીલના સંતોશ માટે પુરતું છે."

"પેલા દસ્તાવેજો કીયા હેતુથી હાથ કરવાને હું ફાંફાં મારતો હતો તે પણ મેં તને હજી સમજાવ્યું નથી," મીનોચેહેરે કહ્યું, "અને હું માંગી લઉં છું કે તે માટેબી તારે જરા પણ મનમાં ઓછું લાવવું નહીં. એ ખુલાસો કરવા હું એક લાયક પ્રસંગ માટેજ ખોટી છું અને હવે તે તું જલદીજ જાંણશે."

"મને તે તમારી ખાંનગી વાત જાણવાનો કશો હક નથી," મેં કહ્યું, "પણ જ્યારે બી તમારો વિશ્વાસ મને સપુરદ કરવાને તમોને લાયક જણાય ત્યારે તેમ કરજો, ને હું તે સાંભલવા ખુશ થઇશ."

"તું તારા શેઠને અને તેની સાથવાલાંઓને સઘલી ખરી હકીકત સુખેથી કેહજે," મીનોચેહેરે કહ્યું, "પણ મારી વાહાલી તેહેમીને અથવા કોઈને બી તું હાલ તુરત એમ ખબર ના પડવા દેતો કે હું સલાદીન સાથે માઇસોર તરફ ગયો છું."

"હું એ તમારૂં ફરમાંન વફાદારીથી બજા લાવીશ," મેં ખાત્રી આવે તેમ કહ્યું.

ત્યાં પોંહોંચખાનાંવાલાએ આવીને ખબર આપી કે ગાડી પાછલે બારણે તૈયાર છે, અને સલાદીનને ઉંચકીને ગાડીમાં નાંખ્યો છે, તથા કદાવર ખેડુતો તેને ગાડીમાં લઇને બેઠેલા છે, એટલે અમો ઉઠયા ને મીનોચેહેરે મને ઘણીજ દીલસોજી સાથે ચાંપીને કોટી કીધી, જે પછી અમો છુટા પડયા. તે જ્યારે માઈસોર તરફ પાછો વલ્યો ત્યારે મેં ઘોડે અસ્વાર થઇ પાછો બેંગ્લોરનો રસ્તો અખત્યાર કર્યો.

હું મુસાફર બંગલામાં પોંહોંચ્યો ત્યારે મને એવી રીતે અચબુચ ઘોડા ઉપર પાછો વલેલો જોઇ સૌ અચરત થઇ ગયાં. મેં તે જનાવરને મારા શેઠના ઘોડાવાલાને હવાલે કરી દીધું, અને પછી મારા ગાભરા પડેલા શેઠને સઘલો ખુલાસો કરવા દોડયો. મને બધાં નોકરનફરોએ તેમ કરવા જવા પેહેલાં અટકાવવા માંગ્યો, ને એ વલી શું નવું કૌતક થયું હતું તે પુછવા માંગ્યું, પણ મેં તે તેમને પછીથી વીગતે કેહેવાનો સધ્યારો આપ્યો, અને હું ત્યાંથી એકદમ મારા શેઠ આગલ ગયો. તે મને જોઇ ખુરસીમાંથી કુદકો મારી ઉભો થયો. "દુકતા તું વલી કાંહાં દટાઇ ગયો હતો?" તેણે સેહેજ હસીને કહ્યું. "તારા જેવો નોકર તો મેં આજવેર સાંભલ્યો બી નહીં હતો. હું તો હમણાં પોલીસમાં તારે માટે ખબર આપવા જતો હતો, કેમકે મારી ખાત્રી થઇ કે તું આખી રાત બાહેર ભટકે તેવો બદમાસ તો હતોજ નહીં, એટલે કાંઇ બી તારાપર આવી પડેલું હોવુંજ જોઇએ."

મેં સઘલો વીગતે ખુલાસો આપ્યો. મારા શેઠે કેવી બેશુમાર અચરતીથી તે સાંભલ્યો તે સમજાવા જરૂર છે?

પણ એ ખુલાસામાં મેં મીનોચેહેરનું નામ દીધું નહીં, ને મારા શેઠે તે વીશે પુછયું બી નહીં. મેં જ્યાં મીનોચેહેરનું નામ જોઇએ ત્યાં 'એક જણ'–'એક જણ' એમ કરયા કીધું, ને કદાચ મારો શેઠ સમજ્યો બી હશે કે હું તેનો હરીફ (જેને તે મુસલમાંન (!) સમજતો હતો તેને) વીશે બોલતો હતો, પણ તેણે તે ઉપર કશી પુછપરછ કરી નહીં, એટલે ટુકડેથી કાસર પટી; તોપણ તેણે ઘણાંજ ખરા દીલની મમતાથી મારી દલેરીની વખાંણ કરી મને સાબાસીઓ આપી, ને હું એવા માહાભારન જોખમોમાંથી સલાંમત અને વલી ફતેહમંદ નીકલી આવું છું તે ઉપર તેણે ઘણી અજાયબી અને ઘણી ખુશાલી બતાવી. તે પછી અતી ઘણો થાકીને લુસ થઇ ગયલો હોવાથી હું તેનીજ રજા ને પરમાસથી મારા ઓરડામાં ગયો, ને કપડાં ઉતારી બારણું બંધ કરી મારાં બીછાંણાંપર સેહેજ આરામ લેવા સુતો, પણ આખી રાતનો ઉજાગરો હોવાથી તેમજ થાક અને તહરેવાર લાગણીઓથી આજેજ થયલો હોવાથી તુરત ભર ઉંઘમાં પડયો.

હું છેક બપોર સુધી ઉંઘાઇ રહયો, અને જ્યારે જાગ્યો ત્યારે મારી સઘલી થાક ઉતરી ગયલી હતી. હું તુરત ઉઠયો અને તૈયાર થયો, જે પછી હું મારાં સરેસ્તાનાં કામસર હેઠે જતો હતો, ત્યારે વલી આગલ પેઠે મને તેહેમીનાએ જોઇતી અદબની ઇસારત કરી પોતાના ઓરડામાં બોલાવ્યો.

"તારા શેઠે પીતાજી આગલ તારી ગઈ રાતની જેહેમતો ને મુસીબતોનું બ્યાંન કીધું, ને તેવણે હમણાંજ તે બધી વાત મારી ને માયજી આગલ કરી," તેણીએ હસીને કહયું, "ને તારા બાબમાં એ લુટારાઓ સંબંધી અત્યારવેર બનેલા બનાવો એક કાંહાંણી તરીકે જો લખાયા હોય તો ખચ્ચીત વાંચવાજોગ થઈ પડે એમ હું ધારૂં છું. પણ હું એમ પુછું ભાઇ કાવસ, કે આ ત્રીજી વખત તું તે લુટારાઓને ત્યાં જઈ આવ્યો ત્યારેબી તું તેવણને મલ્યો તો હશે?" અને તેણીએ શરમાઇને પોતાના પ્યારાનાં નામના અખાડા કરયા.

"હા બાનું," મેં કહયું, "હું મલ્યો અને તેઓને વીશેનાં મારાં માનમાં કશી કમી રહી હોય તો તે માન અને સારો વીચાર વધીને ચોવડો થયો છે."

"તારા એ સુખનોથી મને ઘણું સુખ થાય છે," તેહેમીનાએ પોતાના વાહાલા મીનોચેહેરની મેં કરેલી સ્તુતીથી ખુશ ખુશ થઈ કહ્યું, "પણ ત્યારે શું પેલી નહીં માનવામાં આવે એવી વાત—તું સરદાર સેલેદીનને કેદ પકડી લાયો તેમાંબી તેજ મારા વાહાલાની મદદ હતી ?"

"તે હું હમણાં કહી શકતો નથી," મેં હસીને કહ્યું, "પણ એ તેમજ બીજી બધી વાતોના ખુલાસા હવે જે વખત જાય છે, તેમાં થઇ જશે એમ માનવાને મને મજબુત કારણો છે."

"તું કાંઇ મોગમમાં બોલતો જણાય છે," તેહેમીનાએ કહ્યું, "પણ તું જે બોલે છે તે ખુશીનું બોલે છે એટલે મારા જીવને નીરાંત છે, કેમકે તું જાંણતો નથી કાવસ કે તારા શેઠે મારા બાવાનું મન તદન ફેરવી નાંખ્યું છે, ને તેઓ હવે અહીંથી જલદી મુંબઈ જઇને તારા શેઠ સાથ મારાં લગન કરી દેવાનો ઠડાવ કરી ચુકયા છે."

"ખુદા ચાહશે તો તેવું કશું થશે નહીં," મેં સધ્યારો આપ્યો, "અને આવતી કાલેજ—"

પણ તેટલાં તેહેમીનાની આયા દોડતી દોડતી ઓરડામાં આવી. "અરે બાઈ, બાઈ," તેણીએ કહ્યું, "માઇસોરના માહારાજા તરફથી પેગાંમચીઓ આવેલા છે, ને તેઓ જણાવે છે કે કાવલાના શેઠને ને તમારા બાવાજીને રાજા સાહેબે દરબારમાં આજ ને આજ બોલાવેલા છે, ને તેથી માંણેકજી શેઠ કાવલાને સોધ્યા કરે છે."

"ત્યારે તો હું જવશ," મેં ઉતાવલથી કહ્યું; "તમારાં માત પીતા તમોને બી અહીં તેડવા આવશે—" અને હું તેહેમીનાને નમીને ત્યાંથી મારા શેઠના ઓરડામાં ગયો, જે મને જોતાંજ બોલી ઉઠયો, "માઈસોરના માહારાજા સાહેબ તરફથી એક ઘણો નવાઈ જેવો હોકમ આવ્યોછે, કાવલા. મને ફરમાંન થયું છે કે મારે તુંને સાથે લઇને આજને આજ સાંહજે ચાર વાગે દરબારમાં હાજર થવું, ને તેજ પ્રમાણે દીન્યારજી શેઠને પેગાંમ મોકલ્યો છે કે તેઓએબી તેમનાં ધણીઆંણી ને બેટી સાથે એજ વખતે ત્યાં

હાજર થવું. હું તો એમ ધારૂં છું કે એ બધું પેલા આરબ લુટારાના સંબંધમાં હશે. તેં તેને પકડયો તેથી તારી કદાચ જુબાંની જોઇતી હશે, ને અમોને તેની ટોલીએ અતરે આવતાં અધવચ્ચે લુટયાં હતાં તે વાંકની પુરવારી માટે અમારી સાક્ષીની જરૂર પડી હશે. તેટલા વાસ્તે જલદી તું પણ તૈયાર થા. ગાડીઓ મંગાવેલી છે તે આવે કે નીકલવું પડશે, કેમકે ઠડાવેલે વખતે દરબારમાં હાજર થવુંજ જોઇએ."

હું તૈયાર થવા દોડયો. હું સમજી નહીં શકયો કે દરબારમાં અમો સઘલાંને શું કામ તેડવામાં આવતાં હતાં. ફકત જુબાંનીને સારૂ સઘલાંને એટલી તજદી આપવામાં આવે એ વાત (જેમ મારો શેઠ માનતો હતો તેમ) મારાં માન્યાંમાં તો નહીં આવી, પણ ત્યારે બીજું શું હોય ?

---

## પ્રકરણ ૧૩૪ મું.

### અગતજોગા ખુલાસા. (ચાલુ.)

અમો માઇસોરના મોટા રાજ મેહેલમાં પોંહોંચ્યા ત્યારે લગોલગ ચાર વાગેલા હતા. અમો સાત જણાં હતાં. દીન્યારજી, તેમનાં ધણીઆંણી, તેમની બેટી, માકો, તેહેમીનાની આયા, માણેકજી શેઠ ને સેવક પોતે. માકાને અને આયાને તો અમોએ નાકાં પર અરો માઇસોરમાં હતાં ત્યારે જે 'ફેમીલી હોટેલ'માં ઉતરયાં હતાં તેજ હોટેલમાં ઉતારી દીધાં હતાં (કેમકે રાત્રે અમારો તેજ હોટેલમાં આવીને ઉતરવાનો ઇરાદો હતો, ને દીન્યારજી એ બંને જણાંનો કાંઇ કામકાજ પડે માટેજ લઈ આવ્યા હતા) અને પછી અમારી ગાડીઓ રાજ મેહેલ તરફ ગઇ હતી.

તે મેહેલ આંખને છક કરે તે કીસમનો શોભાયમાન અને કુસાદે હતો. તેનાં બારણાંમાં પોહોરેગીરો પોહરો ભરતા હતા તેઓએ અમોને નમીને સલાંમો કરી, અને અમારી ગાડી દરવાજામાં દાખલ થઇ.

તે મોટા કુસાદે ઓટલા ઉપર જયારે અમો ઉતર્યાં ત્યારે કોઈ વગવાલો દરબારી અમોને લેવા આવ્યો, ને મારા શેઠ ને તેની સાથ-

વાલાંઓને ઘણો આવકાર આપી અંદર લઇ ચાલ્યો. હું તો એક કમીનો નોકર હોવાથી બીહીકથી તેમજ શરમથી પાછલ રહી ગયો, પણ તેવામાં તે દરબારીની મારાપર નજર પડી એટલે મને માનથી ઉરદુમાં પુછયું, (કેમકે તે દરબારી મુસલમાન હતો) "કાવસજી શેઠ નામના જે જવાંન પારસીએ પેલા આરબ લુટારાને પકડયો તે આપ પોતે છેઓ ?"

મેં માનથી હા પાડી.

"ત્યારે તો તમારેબી માહારાજા સાહેબની માન ભરેલી હજુરમાં હાજર થવું છે," તેણે કહયું, "ચાલો અમારી સાથે."

અમો સંધા ગયાં. તે મોટા માહાલયના ઠેઠમાર ઠઠેરાથી હું ચકીત થઈ ગયો. મેં મોટે મોટે ઘેર નોકરીઓ કરેલી હતી, ઉમરાવ સરીખા શેઠયાઓને ત્યાં હું રહેલો હતો, અને તેઓનાં મકાંનના ઠઠેરાથી હું મોહ પામેલો હતો, પણ તે સઘલા ઠઠેરાનો સામટો સરવાલો પણ તે માહલયના દરબાર હાલના શેબને પોંહોંચે નહીં!

તે મોટા હાલમાં એક શોભાયમાન સોનાની ખુરસી ઉપર તે હીરા મોતીમાં ગંઠરાયલો માહારાજા બેઠેલો હતો, અને તેની આસપાસ બે ત્રણ તેના વિશ્વાસુ દરબારીઓ હતા–કહીએ તો ચાલે કે આ દરબારમાં ફકત તેનાં આપ્ત મંડલનેજ આમંત્રણ હતાં. તેની જોડમાંજ માઇસોરનો પોલીટીકલ એજંટ બેઠેલો હતો.

તે મુસલાન માહારાજા અમોને તેની દબદબા ભરેલી હજુરમાં દાખલ થયલાં જોઈ મુછમાં હસ્યો, અને ઘણી મમતા તથા માન અને નરમાસ સાથે અમો સંધાને બેસવાને હાથ કીધો. તે દેખાવ ઘણોજ વીચીત્ર હતો. એક મુસલમાન રાજાની ખાનગી દરબારમાં એ પારસી બાનુંઓનું આગમન કદાચ તે પેહેલું અને છેલ્લું હશે, પણ પોતાના ખાવંદ અને પીતાની ગોદમાં તે દરબારમાં બીરાજમાન થવાને તે બે હીંમતવાન અબલાઓ મેં જોયું કે જરાબી ઓશકાઈ અથવા અચકાઈ નહીં–તેઓનાં અને તેઓની સાથવાલાનાં મોંપર જે લાગણીઓ વંચાતી હતી તે ફકત તે દબદબાથી થતી ગંભીર અસર અને હવે પછી શું થશે તેની અચરતીની હતી.

સંધાં બેઠાં પણ હું નહીં બેઠો. હું કેમ તે હીંમત કરૂં ? આખર કરે પણ હું એક કમીનો નોકરજ હતો ની ?

માહારાજાએ એ રવેસે મને ઓશકાતો જોયો અને હસ્યા. "કાવસજી તમેજ છોકે?" તેઓએ મને ઉરદુમાં પુછયું (અને વાંચનારે હયાં ધ્યાંન રાખવું કે તેઓએ મારા સાથે અને તે પછી સઘલાંઓ સાથે આખરવેર જે વાતચીત કરી તે બધી સ્પષ્ટ ઉરદુમાં હતી, પણ મારાં સઘલાં વાંચનારાઓની એક સરખી સગવડ અને સમજ ખાતર હું તે અત્રે ગુજરાતીમાંજ રજુ કરશ). "મેં તમારી ઘણી વાખવાખી સાંભલી છે તે કાવશજી શું તમે પોતે છો?"

"હા જનાબ," મેં ગભરાતાં ગભરાતાં અરજ કરી, "મારૂં નામ કાવસજી છે."

"બેસો, બેસો," માહારાજાએ મને ધીરજ આપી બેસાડયો, અને મારાં બેઠાં પછી બી એકાદ બે પલ તેણે હસ્તે ચેહેરે મારા ભણી ટીકયા કીધું. તે પછી તે સંધાઓ તરફ ફરયો અને બોલ્યો, "મેં તમો સર્વને અતરે તકલીફ આપી તેડયાં છે તે એક ઘણી ખુશીની ફરજ અદા કરવા માટે છે. અગર હું તમોને કેહું કે એક એવોબી નેકજાદ અસામી છે કે જેણે પોતાનાં જવાંન પ્યારા જાનને જોખમે એક પરમાર્થ બજાવવા—સગપણનો એક પાક તરીકો અદા કરવા પોતાનાં સઘલાં સુખ તજ્યાં, અને એકાંતમાં બદકારો વચ્ચે પોતાની હોરમતનો બી ડર કીધા વના તે જઇ વસ્યો, જેણે અચરતી પેદા કરનારી ખંત, સબુરી અને સહનતાથી તે લીધેલા કસમ પરીપુર્ણ કીધા તો તેવા એક આસામી માટે તમો શું મત બાંધશો?"

કોઇએ કશો જવાબ દીધો નહીં. કોઈની છાતીજ ઉપડી નહીં. દીન્યારજી અને મીસીસ દીન્યારજીને તો માહારાજા શા વિષે અને કોણ વિષે બોલતા હતા તે સમજજ પડયું નહી એટલે ખામોશ રહયાં; પણ મેં જોયું કે મારા શેઠ માણેકજી માહારાજા કોણ વીશે બોલતા હતા તે એક તડાકામાં પામી ગયા હતા, અને તેથી તેઓનું મોં ઉતરી ગયું હતું. બીજા હાથપર ખુબસુરત તેહેમીનાના ગોલાબી રોખસાર ઉપર ખુશાલી અને સાહલેશ શરમ પ્રગટ પ્રદીપ્ત થઇ નીકલી હતી, જે તેણીને જોવાજોગ મનહર બનાવી મેલતી હતી. તે અબલા તે માહારાજા કોણુની સીફતમાં એવાં જોસ સમેત બોલતા હતા તે સમજી શકી હતી, અને તેથી તેનું જીગર હમણાં ભીતરે હરખના ઉછાલા મારતું હતું.

"તમો લોક મને જવાબ આપતાં નથી એટલે હવે હું વધારે ખુલાસાથી બોલશ," મહારાજાએ બોલવાનું પાછું જારી કીધું. "જે ભલા આદમીની તારીફમાં હું બોલું છું તે તમો સર્વેને ઘણીજ સારી રવેસે જાંણીતો છે—હું પેલા જવાંન મીનોચેહેર વિષે બોલું છું. તે લુટારાઓની સંફમાં જોડાયો તેથી તેની નિષ્કલંક હોરમતને કાંઇક ધોકો પોંહોંચ્યો જણાય છે, અને તમારાં માંહેલાં કોઇક તેને બદમાસ લેખે ઓલખી ચુકયાં છે, પણ તેમ નથી. તમારામાં કોઇકે તો વલી તે પારસી છે એ વીશેબી વેહેમ ધરાવ્યો છે, પણ તમોને ખાત્રી આપવાની ખુશી ભરી ફરજ મેં મારે માંથે રાખી છે કે તે પારસી છે એટલુંજ નહીં પણ પોતાના પાક મહજબને અને પાક પેદા કરનારને અચ્છી રવેસે પીછાંણનાર દીન ચુસ્ત જરતોસ્તી છે—અને વધારે તો એ છે કે ધરમચુસ્ત જરતોસ્તીમાં ખપવા તે મોટી મોટી હાલી ડીંગો મારતો નથી અથવા ખોટો બકબકારો કરનારો નથી—ધરમને અને ધરમને નામના ઢોંગને ભેલી નાંખીને લોકોને ભુલાવાની પાપભરી કોશેશ કરનારો તે પાપી નથી, પણ ખરી ખુદાઈ રાહે ચાલનાર યકીન અને હોરમત એ બેઉને સાચવનાર સાચ્ચો જરથોસ્તી તે છે."

હયાં મીસીસ દીન્યારજી તેવણનાં ધણીનું ને તેવણ મારા શેઠનું કોઠું ભોપવા પડયાં, જે ખચ્ચીત ઘણું રમુજી લાગતું હતું. તે જોઈ સેહેજ મુછમાં હસીને માહારાજાએ વલી આગલ ચલાવ્યું:-

"પેલો ચંડાલ લુટારો સલાદીન મારા જીવસતોસત અગતના દસ્તાવેજો ચોરી જઇ મને આજવેર હથેલીપર નચાવતો હતો, અને તેથી મેં એકથી અનેક વાર ભર દરબારમાં કસમ લીધા હતા કે જે કોઇ તે દસ્તાવેજો પકડી આપે તે મારી શક્તિની હદમાં જેબી કાંઈ માંગે તે મારે આપવું, અને તેજ દસ્તાવેજો એ ભલા મીનોચેહેરે મેં કહેલા માહાભારત જોખમોથી પકડી આપ્યા છે, એટલુંજ નહીં પણ તે મારાં રાજના હરડતા શત્રુને પોતાને પણ પકડી આપ્યો છે, અને હાલ તે બંને મારાજ હાથ હેઠલ આવેલા છે તે જેટલું એ ભલા મીનોચેહેરનું હેસાંન છે તેટલુંજ આ બાહાદુર બાહોસ જવાંનનું છે"—અને હયાં માહારાજાએ મારા ભણી હાથ કીધો, એટલે મેં અદબથી શરમાઇને નીચે જોયું.

"અને તમો શું ધારશો?" માહારાજાએ હજી ખુલાસા જારી રાખ્યા; "શા કાજે એ ભલા મીનોચેહેરે એ બદકારોનાં ધામમાં વર-

સોવેર વાસો કરી માન અને જાનના જોખમે તે ઓચરયાં હાથ કરવાને બીડું જડક્યું? શું તેને મારૂં અરધું રાજપાટ જોઇતું હતું? શું તે એ મારૂં કામ બજા લાવી જાહેરમાં મેં લીધેલા કસમની રાહે મારા પાસ ધન માલનું ઈનામ પામવાનો હેતુ ધરાવતો હતો? કશુંએ નહીં. તેનો હેતું ફકત પોતાના એક સગા બેરાદરને જુલમી બંધથી ખલાસ કરાવાનો હતો. આહા! તેની એવી ઉંચ વાસના-માનવામાં નહીં આવે એવા પરમારથ ને તેણે તે માટેના ખેડેલા જોખમો ઉપર હું બેસીને જયારે ખ્યાલ માત્ર કરૂં છું ત્યારે દુન્યામાં ખુદાએ કેવી કેવી લાગણીનાં આદમો પેદા કરેલાં છે તે ઉપર મને તહરેવાર ખુશીના વીચારો પેદા થાય છે. એ મીનોચેહેર મારા વડીલ માજી પ્રધાન કેરસાસ્પજીનો નાધલો ભાઇ થાય છે. કેરસાસ્પજીને મેં મારા છેલ્લા ગુસ્સામાં કેદખાંને સદાનો સબડતો કીધો તેને તે ગજબનાક આફતમાંથી મોકલો કરવાનો એ તેના નાહના ભાઈનો હેતુ હતો, ને તે હેતુ બીજી કોઈબી મીનતજારીઓ અથવા ઉપાયોથી નહીં સરે એવું જોઈ મીનોચેહેરે આ રસ્તો અખત્યાર કીધો, તો હવે તેને વીશે તમો શું ધારશો?"

હજી કોઈ કશું બોલ્યું નહીં-એટલાં બધાં સર્વ કોઇ અચરતી અને ખુશાલીમાં ગરક ગયાં હતાં! એ તમાસો જોઇ હજી માહારાજાએ જારી રાખ્યું: "કેરસાસ્પજીને મેં છોડી મુકવાનો હોકમ આપ્યો છે, પણ તેના ઊપરથી મારૂં દીલ ઉઠી ગયલું હોવાથી તેને હું મારૂં પ્રધાનપદ પાછું સપુરદ કરી શકતો નથી, અને તેઓની ઉંમર બી ભરાવા આવી છે એટલે તેઓને તેમના એ ઘણા લાયકીવાલા ભાઇને ખાતર મેં એક મનમાનતો બેડો મુસારો બાંધી આપ્યો છે, અને એ તમારા દોસ્ત જવાંન મીનોચેહેરને મેં રૂ. ૫૦૦૦) ના માસીક દરમાયા ઉપર મારા વડીલ પ્રધાન બનાવ્યા છે. એ જોખમની જગ્યા માટે હું એક લાયક આસામીની ખોલમાંજ હતો, ને તે વીશે મને ઈંગ્રેજ સરકાર સાથ કાગલ પત્રોબી ચાલતાંજ હતાં, તો તેવામાં મને એ જવાંન એવા હાથ લાગ્યા છે કે એમનાથી વધુ લાયક ગ્રહસ્થ જોઇ કાઢવાની આગલ ખટપટ કરવાની મને જરૂર રહી નથી."

આ સઘલી ખુશીની વાધઇ સાંભલી તેહેમીનાની આંખમાં ખુશીનાં આંશુઓ ચમકી નીકલ્યાં અને સર્વ પોતપોતામાં ભારે અજા-

ચખીની ગુસ ગુસ કરવા લાગ્યાં, તેટલાં માહારાજાએ એક ન્હાનો સોનેરી ચંગ વગાડયો, અને પાસેના ઓરડાનાં બારણાં ઉંઘડી ગયાં, જયાંથી મીનોચેહેર બાહેર આવ્યો !

---

## પ્રકરણ ૧૩૫ મું.

### અગતજોગા ખુલાસાનું સાંધણ પુરૂં.

તેને લાયક પ્રસંગે અને લાયક જગ્યાએ જ્યારે એક પાક પ્યાર પ્રગટ થવા કરે છે ત્યારે તેમાં કશો દોષ નથી એ દીલની ખાત્રીથી તે કોઇનો અંદાજો કરવા યોખતો નથી. હમણાં તેમજ બન્યું. તેહેમીના પોતાનાં બુજોર્ગ માત પીતાની, અમારી કે માહારાજા અને તેની દરબારની વટીક લજ્જા ભુલી ગઈ, અને મીનોચેહેરને જોતાંજ હરખની એક ચીચ્યારી સાથે તેના હાથમાં દોડી ગઇ. એ તેણીની ચાલ ઉપર કોઇ નાખુશ થયું નહીં. તેમાં લાગણીઓનો એવો પવીત્ર જોસ હતો કે તેમાં અમર્યાદશીલ જરાએ જણાયુ નહીં, અને સર્વનાં મોં ખુશીથી હસતાં જણાંતાં હતાં.

એ પછી પેહેલવેહેલ્લા મારા શેઠ મીનોચેહેર પાસે ગયા. "મી૦ મીનોચેહેર," તેઓએ કહયું, "કાંઈક ગેરસમજુતમાં મેં તમોને અને તમારી ઉમદા ભલાઇઓને ઘણોક ગેરઇનસાફ કરેલો છે, ને તે માટે આ દરબારમાં હું ખરાં દીલથી તમારી માંફ માંગું છું. દોસ્ત દીન્યારજી, તમારી આ બેટીનો હાથ નેકામાં તમે મને આપવા કબુલ્યું હતું, પણ હું જોઉં છું કે ખુદા પોતે પોતાનું કામ વધારે સારી રીતે બજાવે છે, ને મારા કરતાં આ જવાંન તમારો જમાઇ થવાને દરેક રીતે વધારે લાયક છે, એટલે એવા એક લાયકને હું ઘણી ખુશીથી રસ્તો આપું છું. બેહેન તેહેમીના, હું તમોને મુબારકબાદી આપી આખી પરણેલી જીંદગીનું સુખ ઇચ્છું છું."

એ ઉપરથી મીનોચેહેરે તુરત મારા શેઠને ચાંપીને શેકહેંડ કરી અને કહ્યું, "તમારી સઘલી નેક દુવાઓ અમોએ માન સાથે કબુલ કીધી છે. તમોએ મને ગેરઇનસાફ કીધો એ ખરૂં, પણ તેમાં હું તમારો કસુર કાઢતો નથી. મેં રસ્તોજ એવો લીધો હતો

કે યાતો તેમાં મારો જાંન અને માન બેઉ જાય અથવા તો બેઉ બચાવા ઉપરાંત મારા બુજોર્ગવાર બેરાદરને આફતમાંથી ખલાસી આપું; અને તેથી તમારે માંફ માંગવાની જરાબી જરૂર નથી. આપણે આજ પછી એકમેકના ખરા દોસ્ત રહીશું."

હયાં મીસીસ દીન્યારજીએ મીનોચેહેરને ઓવરણા લીધા, ને બધા પોતાના 'ઉવા' આપી દીધા, ને દીન્યારજીએ પોતે આ નવા જમાઈપર ઘેલા દીવાના થઈ ચાંપીને કોટીઓપર કોટીઓ કરી.

હવે સૌએ ખુસીથી છલ છલ થતાં જીગરે ત્યાંથી રૂખસદ ચાહવા માંગી, અને માહારાજાએ સઘલાંને પાન તુરા અપાવ્યાં, જે પછી સૌ જતાં હતાં તેવામાં મીનોચેહેરે મારો હાથ પકડયો. "મારાં એ સઘલાં સુખ વચ્ચે મેં તારી ખબર લીધી નથી મારા માનીતા દોસ્ત," તેણે હસીને કહ્યું, "તેથી તું એમ ના ધારતો કે એક પલ બી મેં તુંને વીસારી દીધો છે. હું એમ જાંણું છું કે તું નહીં હતે તો આ જે સુખની પલ હું જોવાં પાંમું છું તે કશું કદીબી નહીં જોતે."—અને તેણે બીજાંઓ તરફ ફરીને કહ્યું, "તમો સૌ ચાલશો મેહેરબાંનો? અમો બીજા પા કલાકમાં તમોને હાટેલમાં આવી મલશું."—અને તે મારો હાથ પકડી દરબાર હાલની પાસેના જે ઓરડામાંથી તે આવ્યો હતો તે ઓરડામાં ઘસડી ગયો.

"મારે લગતું તો ભાઇ કાવસ," તે પોતાના નવા ઓધ્ધામાં મલેલા પોતાના શોભાયમાન ઓરડામાં મને લઈ જઇ બેસાડી બોલ્યો, "મારે લગતું તો તું હવે સર્વ જાંણી ચુકયો છે. ફકત એટલુંજ કેહેવાનું બાકી છે કે અમો પાંચ ભાઇઓ હતા તેમાં બેજ ભાઇઓ હૈયાત રહયા છીએ, જેમાં એ કેરસાસ્પજી ભાઇ સૌથી વડા ને હું સૌથી નાનો ભાઇ હતો. એટલા માટે અમારાં મુરબીજીઓના મરણ પછીથી અમો એકમેકને ઘણાજ પ્યારથી ચાહતાં શીખ્યા હતા, ને હું દર છ છ માસે એ મારા મુરબી ભાઈને મલવા આવતો હતો. તે પછી જ્યારે મેં જાંણ્યું કે રાજાજીની ઇતરાજી થવેથી તેને ભારે કેદખાંનાંની ટેપ મલી હતી ત્યારે મને કેવું દુ:ખ થયું હશે તેનો તું સેહેલથી ખ્યાલ કરી શકશે. મેં આવીને રાજાજીની ઘણી મીનતજારીઓ કરી, ઘણા વગ લગાડયા પણ કાંઈ વલ્યું નહીં. અંતે એક બાબદપર મારૂં ધ્યાંન ખેંચાયું. મહારાજાએ મારાં દેખતાં એક

વખત પોતાના દરબારીઓ આગલ જે પેલા દસ્તાવેજો લાવી આપે તેને તે જે તેની શક્તિની હદમાં માંગે તે આપવા કસમ લીધા, એટલે તે પછી તેનો તે વિચાર મારાં મનમાં ધોયાલા કીધો. તેમાં જોખમ ઘણો હતો એટલે પેહેલાં તો મારી છાતી ચાલી નહીં, પણ પછી મારા ભાઇ તરફના મારા પ્યારને ખાતર અંતે હું તેજ ઠરાવપર આવ્યો, ને તારી મેહેરબાંનીથી તેમાં આખરે ફાવ્યો."

"એક મારા ઈંગ્રેજ મીત્રે એક દીવસ માઇસોરના એક પારસી પ્રધાનને કેદખાંને નાંખવાની વાત મારા આગલ કરી હતી," મેં કહ્યું, "ને ત્યારે મેં સ્વપ્ને બી નહીં ખ્યાલ કીધો હતો કે તે તમારો ભાઇ હશે, ને તેને છોડવવામાં મારો અદના હાથ સામેલ થશે."

"હવે તારી વાત," મીનોચેહેરે કહ્યું. "જો તુંને અડચણ નહીં હોય તો તું કોણનું ફરજંદ છે, ને આ હલકી નોકરી તુંને શા કારણથી કરવી પડે છે તે મને કેહશે?"

મેં ખુશીથી હા પાડી, અને પછી જેમ બન્યું એમ ટુંકામાં પણ આજ વેર મારાપર જે જે ગુજરયું હતું તે સઘલું મેં કહયું. મીનોચેહેર તે ઘણુંજ ધ્યાંનથી વગર કંટાલે સાંભલતાં ઘણોજ અચરત થયો, અને પછી મારાં માબાપ વીશે, હોમલા ખુંધા ને દાદીબાની સતાવણીઓ વીશે અને સુંદર શીરીન માટેની મારી મોહબત વીશે અમોએ તહરેવાર તુરંગો ચલાવ્યા, પણ કશાં નકકી સેવટપર આવ્યા નહીં.

"હવે ત્યારે મારા દોસ્ત," મીનોચેહેરે કહયું, "તું જો ખરેખરો મારો દોસ્તજ હોય ને દોસ્ત તરીકે મને ચાહતોજ હોય તો હું તારા બાબમાં જે કરૂં તે મને કરવા દેજે. ખુદાએ તુંને એક હલકા નોકરની જીંદગી માટે લાયક કીધો નથી એટલે આજથીજ તારે એ ધંધો પડતો મુકવો, ને મી० માંણેકજીની નોકરીમાંથી નીકલી જવું. આ દરબારના ખજાંનચી પર આ એક મેં તારે વાસ્તે ચેક લખી રાખ્યો છે તે તારે ગમે ત્યારે વટાવજે"–ને તેણે ભચડીને તે ચેક મારા હાથમાં આપ્યો જે પર મેં એક આડી નજર નાંખતાં તે રૂ. ૫૦૦૦ ની પાદશાહી રકમનો જણાયો–"એ રકમ તુંને આપવાથી હું ગરીબ થવાનો નથી વાસ્તે તારે બીહીવું નહી"–

તેણે હસીને કહયું, "અને એ રકમ લીધાથી તું કાંઇ તવંગર બની જવાનો નથી. મારો હેતું એટલોજ છે કે બાકીના મહીના પુરા કરી તું તારી માનીતી શીરીનનો હાથ પામવા કોરજી શેઠને ત્યાં પાછો જાય તેટલાં સ્વતંત્રતાથી અને આબરૂથી તું રહી શકે, ને કોરજી શેઠે કરેલી મકસદ મુજબ તું ગામેગામ ફરી છે તે કરતાં વધારે અનુભવી હીંમતવાંન અને હોસ્યાર થાય."

"બીજા કોઇ પાસેથી હું એ પાદશાહી રકમ તો શું પણ રૂપીયા પઇસાનું કશું ઇનામ હું કદી લેતે નહીં." મેં કહયું, "પણ તમારી એ બક્ષેશ હું કોઇબી સુરતે નામંજુર કરી શકતો નથી. હું જાણું છું કે તમે મને એ કાંઈ લાંચ અથવા ઇનામ તરીકે નથી આપતા, પણ હું મીસ્કીન તરફનાં તમારાં હેત અને માનની નીશાંણુમાં એ કીમતી નવાજેશ તમો મને કરોછો, અને તેથી હું ને તેવાંજ હેત ને હેસાંનથી બાહાલ રાખું છું."

"મેં પેલાંઓ પાસે પા કલાક માંગી લીધો," હવે મીનોચેહેરે મારા ઉપકારોની વાત વીસરાવા ઉઠી ઉભો થતાં કહ્યું, "પણ આ-પણે હયાં વાતમાં ત્રણ કલાક ગુજારી નાંખ્યા વાસ્તે હવે આપણે જઇએ—તેઓ રાહ જોતાં હશે"—ને તે મારી પાંખરી પકડી મને ત્યાંથી લઇ ચાલ્યો, ને દરબારમાં નવેસરથી ફરતાં ફરતાં સાથે ઓલખાવ્યો. માહારાજાને ફરીથી એકાંતમાં મેલવ્યો કે જેણે મારી ઘણીક વખાંણો કરી તેનાં રાજની મેં કરેલી સેવા માટે મને એક બેમુલી હીરાની વીંટી ભેટ કરી, જે પછી અમો તે હોટેલ તરફ ઉતાવલથી જવા નિકલ્યા.

---

## પ્રકરણ ૧૩૬ મું.

### મારી હાલતમાં સુખી ફેરફાર.

બીજા હાથપર માઈસોરના માહારાજાના હાથમાં પેલા અગ-તના રાજદુવારી દસ્તાવેજો આવી જવાથી હવે તેણે બેધડક પોતાનાં લશકરની ટુકડીઓ સલાદીનના ગોફાનો બાલીને નાશ કરવા અને તેના બદમાસ હમસરીકોને પકડીને કેદ કરી લાવવા મોકલી, પણ

પાછલથી મારી જાંણમાં આવ્યું તેમ ફકત બેજ લુટારાઓ—એક આરબ ને બીજો એક કોઈ મુસલમાન પકડાયા. બાકીના સઘલા સલાંમત મોહત ચેતીને આગલથી નાહસી જવા પાંમ્યા.

પેલા ચંડાલ સોહલુ દમણ્યાને બી પકડવા સ્વારો મોકલવામાં આવ્યા, પણ તે બી હાથ શાંનો આવે? જેવી ખબર પડી કે સલાદીન પકડાઈ ગયો હતો, અને વલી મને મદદ કરી તેને દોસ્ત-મહમદ (મીનોચેહેર) દગાબાજ થઇ પકડી ગયો હતો, તેવું સર્વેએ અનુમાન કરી લીધું હતું કે પેલા રાજદુવારી દસ્તાવેજો બી ચોરાઇ ગયલા હોવાજ જોઇએ. તેથી હવે સલાદીનનું મોહત નક્કી માંની બીજાઓ તુરત મોહત ચેત્યા હતા, ને તે ગેંફ્રા મુકી પોતાના જાં-નની સલામતી માટે છુટા પડી જ્યાં જવાયું ત્યાં નાહઠા હતા.

સલાદીનને અને પેલા આરબ અને મુસલમાનને જુદાં જુદાં કેદખાનાંઓમાં પુરયા હતા. તેમની તપાસ થઇ ચુકી હતી, અને તે ત્રણને મોહતની સજાની ટેપ મલી ચુકી હતી, પણ તેમને ફાંસી દેવાનું એક અઠવાડયાં સુધી મુલતવી રહયું હતું–એટલા અગ-તજોગા ખુલાસા આપી દઇ હવે હું મારી વારતાથી રીતસર આગલ ચાલીશ.

અમો જ્યારે હાટેલમાં પોંહોંચ્યા ત્યારે મારો શેઠ દીન્યારજીનાં કુટુંબ સાથે જાંણે કશું તેનું દીલ દુઃખવનારૂં અથવા તેને નાસીપા-સી પેદા કરનારૂં બન્યુંજ ન હોય તેમ ખુશ મીજાજે તહરેવાર ટોલ ટપ્પા ને ગુફ્તેગોમાં મશગુલ હતો. કેહેવાની જરૂર છે કે ખુબસુરત તેહેમીનાને તે વાતમાં કશી ગમત મલતી ન હતી, ને તે વાતચીતને દરમ્યાંન તેનું ધક ધ્યાંન તો તેણીના વ્હાલાની વાત જોવાની આ-તુરતા અને અધીરતામાંજ ચકચુર બન્યું હતું?

મીનોચેહેરે અમને ધારવા કરતાં થયલી અતી વધારે ધીલ માટે માંફ માંગી, જેમાં હું પણ સામેલ થયો, અને પછી ખાંનું કઢાવ્યું; પણ ખાંનું તૈયાર થાય તે આગમચ મારા શેઠને બાજુ લઇ જઈ મીનો-ચેહરે કેટલીક એકાતમાં વાત કરી. તે મારે લગતી હતી, કેમકે તે પછીથી મારો શેઠ મારા આગલ આવ્યો, ને મને ઘણા ખુશમીજાજે શેકહેંડ કરી કહયું, "હું ઘણો ખુશી છું–ખરાં દીલથી ખુશી છું મી૦ કાવસજી કે તમારો સમો ફેરવાયો છે, ને આજથી તમો મારી

નોકરી માટે કશી રીતે મોહતાજમંદ રહયા નથી. અવલથીજ મને તમારે માટે ઘણું ઉચું મત હતું, ને હું હંમેશ ધારતો હતો કે તમો એ હલકી કીસમની નોકરીને માટે સરજાયાજ નથી, અને તેથી તમારી હીંમત અને તારીફ લાયક હોસ્યારીથી તમો પોતે પોતાની હાલતમાં સુધારો કરી શકયા છો તે જોઈ મને સંતોશ થાય છે. આજથી આપણા વચ્ચે તે અઘટીટ અંતર દુર થયો છે, ને આપણે એકમેકના બરોબરીઆ અને દોસ્તો છીએ, વાસ્તે એક દોસ્ત તરીકેજ કોઈબી વખતે જરૂર પડે ત્યારે કોઇબી પ્રકારનું કામકાજ મને સોંપવાને તમો અચકાશો અથવા શરમાશો તો તમો મને દોસ્ત તરીકે ચાહતાજ નથી એમ હું માંની લેવશ. ”

મેં મારા એ ભલા શેઠનો તેની ભલી ઉદાર લાગણીઓ માટે ઘણો મોટો ઉપકાર માન્યો. મેં તેને જણાવ્યું કે તેનાં ઉદાર દીલનો મને આ કાંઇ પેહેલોજ અભ્યાસ અને અનુભવ થતો ન હતો, પણ આગલ બી મેં ઘણી વાર તેનું મોટું મન જોઇ લીધું હતું. તેનો એક તારીફલાયક દાખલો તો તેણે મીનોચેહેર પાસ માંપ માંગી તેહેમીનાની ઉમેદવારી ઉપરથી પોતાનો હાથ ઉપાડી લીધો તે હતો, અને તેથી એવા એક ખરા લાયકીવાલા ખેરખાહને તેની પોતાની મરજી માફક મારે મીત્ર માની લેવામાં ખરી મોજ અને મગરૂરી હતી એમ મેં તેને ઓજારખાહીથી સમજાવ્યું.

ત્યાર કેડે અમો સંધાં સાથે જમ્યાં. મને પણ ઘણી ઓહોંસથી સોએ પોતાની સાથેજ બેસાડયો, અને હું તેઓનાં કુટુંબ માંહેલોજ એક હોઉં તેમ ત્યાં સર્વે કોઇ મને ચાહવા લાગ્યું.

બીજે દીને સહવારે મારો શેઠ (હવે તો મારો મીત્ર) માંણેકજી અમોથી છુટો પડયો. તેને તે કુટુંબમાં લાંબો વખત રેહેવાનું શોભે એમ ન હતું, વાસ્તે અગત્યનાં કામનું બાંહણું બતાવી તે મુંબઇ ખાતે તેજ સહવારે રવાના થયો.

મેં બી જવા માગ્યું, પણ મીનોચેહેર અને તેહેમીના સમજયાં નહીં. લગનસરાનો દીવસ નકકી થવાનો હતો, ને લગન બી ત્યાંજ કરવાનાં હતાં માટે લગન થાય ત્યાં તુલક મારે તો ત્યાંજ રેહેવું એમ માંગી લેવામાં આવ્યું, ને મારાથી ના પાડી શકાયું નહીં. તે પછી મીનોચેહેરે તેમને એક નાહનો પણ સુઘડ અને સુખદાયક બંગલો ત્યાં રેહેવાને ભાડે લઇ આપ્યો, ને અમો તે બંગલામાં ગયાં.

હવે હું પોતે પોતાનો માલેક હતો. મીનોચેહેરે આપેલી ૫૦૦૦ ની પાદશાહી રકમ મેં ત્યાંની બેંકમાં મારૂ ખાતું પડાવી જમે નખાવી, કેમકે તે મોટી રકમનું તુરત વેલા મને કામ ન હતું, ને વગર કામે તે જોખમ સાથે રાખવાને મને સોહલુ દમણ્યા જેવા બદમાસોની હવે સ્વભાવીક ફીકર રાખવી પડતી હતી.

હવે મારે મારા આગલા ઠરાવ મુજબ ગામેગામ ફરવું હતું, હજી બેસુમાર જોવાજોગ ધાંમો મારે જોવાનાં રહેલાં હતાં, વાસ્તે કોરજી શેઠ ને મારા મીત્ર મીનોચેહેરની મરજીને અનુસરીને વધારે અનુભવ અને વધારે ડાહપણ મેલવવા મેં ફરવાનું નકકી કીધું હતું. પણ કયાં જવું તે હજી મેં ઠરાવ્યું ન હતું. લગન થવા બાદ મારે જવું હતું, અને તેથી હજી તે વાતને ઘણો વીલંબ હતો.

પણ તેટલાં એતેફાક એવું બન્યું કે જેથી મને તે લગનમાં સામેલ થવાની મોજ વટીક પડતી મેલીને એકદમ જવું પડયું, અને વલી નહીં જોયલી જગ્યાઓપર જવાનો મારો એરાદો તુરત વેલા પડતો મેલી મારે કલકતામાંજ પાછું જવું પડયું. એમ કરવાનું કારણ મને મલ્યું તે અતી અગતનું હતું, અને તે કારણ મારે વાંચનારને સમજાવવું જોઇએ.

માઈસોરમાં સલાદીનની ટોલીવાલા જે બે બીજા બદમાસો કેદ પડેલા હતા તેઓ તરફથી દારોગાને અરજ કરવામાં આવી કે તેઓ એક જરૂરનાં કામસર મને મલવા માંગે છે, અને તેથી મને તે પેગામ પોંહોંચાડવામાં આવ્યો. આ અજાયબ જેવા પેગામના સંબંધમાં હું મારા લાયકીવાલા મીત્ર મીનોચેહેરને મલ્યો, ને તે બદમાસોએ મને શું કેહેવું હતું તે જઇને જાતે સાંભલી આવવાને તેણે મને ભલાંમણ કરી. આ ભલાંમણપર મેં તુરત અમલ કીધો, અને હું તે બંદીગૃહમાં તે મોહતની સજાની ટેપ પામેલા લુચ્ચાઓને મલવા ગયો.

મને તેઓનો કશો ડર ન હતો, કેમકે મને જણાવવામાં આવ્યું કે તેઓને હાથે પગે મજબુત લોખંડી ઘરેણાં પેહેરાવેલાં છે, એટલે મેં માન્યું કે તેઓ પોતાનું વેર વાલવા મને મારી નાંખવાના હેતુથી પોતા પાસે બોલાવતા હોય એ તો બનવુંજ અશકય હતું.

બંદીખાંનાના દારોગાએ તેને મલેલા હુકમ મુજબ મને બારણું ઉઘાડી આપ્યું, અને હું અંદર ગયો એટલે તેણે બારણું પાછું બંધ કીધું; પણ અડગરા ચઢાવ્યા નહીં અથવા કલ દીધી નહીં. તે બદમાસો કોઇ બી રવેસે કાવત્રું કરતા હોય તો મને તે દારોગાની મદદ તુરત પોંહોંચે એવી મીનોચેહેરે ગોઠવણ રખાવી હતી.

તે એક નાહનો પણ મજબુત બાંધણીનો ને ઉચી ઉભરણીનો ઓરડો હતો. તેમાં બે બીછાંણાં હતાં, ને બેજ જણાને પુરેલા હતા. એક તો કોઈ આરબ હતો, પણ બીજાને મેં તુરત પીછાંણ્યો કે તે કોઇજ નહીં પણ સલાદીનનો દુભાસ્યો પેલો લુચ્છો કરીમખાંન હતો.

---

## પ્રકરણ ૧૩૭ મું.

### કરીમખાંન.

મને જોતાંજ કરીમખાંને "આઇએ સાહેબ" "આઇએ મેહેરબાંન" કરીને ઘણી નમનતાઈથી આવકાર દીધો—તે કરપીણ લુચ્છો કે જે ત્રણ ત્રણ મરતબે મને જાંનથી બેજાંન કરવાને વીશ્વાસથી બોલતો હતો, અને જેની દયાથી નહીં પણ તે સર્વે શકતીવાન સાહેબનીજ રેહેમદીલીથી હું આજવેર જીવવા પાંમ્યો હતો! તે વખતે—પોતાની સત્તાનાં બલ સાથે તે એક મારાં લોહીનો તરસ્યો વાઘ હતો, અને આજે પોતાનો પાસો અવલો પડવાથી તે મારા પગની ખાક ચુમવા તૈયાર થાય એવો નમાનો—ગાય બકરી જેવો ગરીબ થઇ ગયો હતો!

"મારો વખત ઘણો કીંમતી છે," મેં ઉરદુમાં કરીમખાંનને કહયું, "વાસ્તે તમારે લોકે મને શું જણાવવું છે તે એકદમ વગર ઘીલે કહી દેવું જોઇશે."

"અમો તાબે છીયે," કરીમખાંને હાથ જોડી કહ્યું. "આપને તસદી આપવાની અમારી મકસદ બેવડી છે. અમો તમો સાહેબને કાંઇ તમારે લગતી— કદાચ તમારા લાભની એક ખબર આપવા માંગીએ છીએ, ને તેનાં હેસાંનમાં તમો સાહેબ અમારો જાંન બચાવો એવી અમારી કાકલુદી છે."

"પણ તે કેમ બનશે?" મેં અચરત થઈને કહ્યું. "મોહોતની સજા તો તમોને થયલી છે ને ટેપ પણ મલી ચુકેલી છે!"

"ટેપ મલી ચુકેલી છે વાસ્તેજ અમો જીવ બચાવવાના પછારા મારયે છીયે," કરીમખાંને કગલીને કહ્યું. "સાહેબ, તમારા જીવપર અમો અને ખાશ કરીને કમતરીન પોતે એટલી બધી વાર ટાંપ્યા પછી અમારા જીવ બચાવાને હું અરજ કરૂં તે બેહુદું તો છે, પણ તમારી દયાલુ લાગણીઓમાં વિશ્વાસ માંનીને અમો એ અરજગુજારી કરીએ છીએ. અમોને સઘલી ખબર મલી ચુકી છે. અમારાં ટોલાં માહેલો દોસ્તમહુમદ અમો ધારતા હતા તેમ મારો હમજાતી નહીં પણ એક પારસી હતો, અને તે પોતાના બેરાદરને બચાવી હયાંની વઝીરાત પાંમ્યો છે તે સઘલું અમોને રોશણ છે, ને તેના સાથના તમારા બેસુમાર વગ અને દોસ્તીથી જો તમો ચાહો તો અમારો જાંન બચાવી શકશો."

"અને તેના બદલામાં તમો મને શું ખબર આપવા માંગો છો ?" મેં કાંઈક આતુરતાથી પુછયું.

"તે ખબર તમોને અગતની થઇ પડશે એમ માનવાને અમે વેહેમ ખાતા નથી," કરીમખાંને કહ્યું.

મેં થોડો વાર વીચાર કીધો.

હું અવલથીજ મોહતની સજાની તો સાંમે હતો. ખુંનના બદલામાં ખુંન થાય તે નાતરસ ઘાટકીપણાં સામે મારો સદાનો ધીકકાર હતો, તેથી જો બને તો આ કરપીણ કંગાલોના જાંન બચાવા હું ખુશી થાઉં, પણ કદાચ તેમ કરવાને મારો વગ નહીં પોસાય તો તેઓનાં ટુટેલાં દીલમાં નાહક આશા પેદા કરી હું તેમને વધારે દુઃખ સાથે મરવા દઉં તેનો મને ડર થયો. એટલા વાસ્તે મેં કહ્યું, "હું તમો બંનેપર દયા કરી તમારો જાંન બચાવી આપવાને બનતું કરશ, પણ જો તેમાં હું ફાવું નહીં તો તે તો તમારાં નસીબ."

"તમારી બાહાદુરીનો અમોને ઘણોજ અચ્છો અભ્યાસ છે, અને જેઓ ખરા બાહાદુર હોય છે, તેઓ વચને સાબુટ અને સાચ્ચા હોય છે, તેથી તમો સાહેબ અમારા માટે જે બને એ કરવાનો કોલ આપો છો એજ કાંઈ ઓછું નથી. એવાં દયાલુ દીલ બધાનાં આવતાં નથી, મારા મેહેરબાંન, ને તમારા જેવા એક ખુબીવંતા જવાંનના જાન માટે ટાંપવાનાં પાપને વાસ્તે અમને જે હમણાં ખરાં દીલનો પસ્તાવો થાય છે તેજ અમારાં તે પાપની પુરતી સજા

છે એમ તમો ખાત્રીથી માંનજો. તમો અમોને બચાવવામાં નહીં ફાવો તો ખુદાની ખુશી, પણ તમો બનશે એટલું કરશો એજ અમારી મીનતજારી છે. અરે સાહેબ, ફકત મોહતના ખ્યાલેજ અમો આ ગારમાં ધાસ્થી મરવા પડયા છીએ. જીંદગી સૌને વાહાલી છે, વાસ્તે અમોને આખી જીંદગી તુલકની સખત મજુરીની દેશ તરીપાર સજા ફરમાવો ને તે ખરો આશીરવાદ—અમારી ખરાં દીલની ખરી દુવા તમો મેહેરબાંન હાંસલ કરો."

"મેં કહ્યું, ને હું ફરીથી કહું છું," મેં તે હારેલા લુચ્ચાઓની કાકલુદીથી પીગલીને કહ્યું, "કે હું તમારે વાસ્તે બનશે એટલું કરશ, અને હવે તમો મને શું મારા લાભની ખબર આપવા માંગો છો?"

"હું કેહું સાહેબ," કરીમખાંને કહ્યું. "પેલો લુચ્છો સોહલુ દમણયો કે જે તમોને પકડીને અમોને ખબર આપવા આવ્યો હતો—"

"હું તે બદમાસને સારી રવેસે ઓલખું છું," મેં કહ્યું; "તેનું શું?"

"અને પેલો હોમલો ખુંધો જેણે અમારા સરદાર સાથે સાટું કરી પેલા કોઇ કોરજી શેઠને તેનાં કુટુંબ સાથે કેદ પકડાવ્યો હતો–"

"તેને બી હું અચ્છી રીતે પીછાંણું છું," મેં કહ્યું.

"તે બને લુચ્છાઓ અમો પકડાયા તેજ સહવારે અમારા ગોશામાં મલી તમારા સામે કાંઇ નવું કાવત્રું રચી ગયા છે," કરીમખાંને કહ્યું. "તેઓએ સઘલી ગોફતેગો પોતાની જબાંનમાં—તમારી પારસી ભાશામાં કીધી એટલે તેઓ શા વિશે ને શું વાત કરતા હતા તે સઘલી કાંઇ અમો બરાબર સમજ્યા નથી, પણ તે વાતચીતને દરમ્યાંન તેઓએ કેટલાંક નામો લીધાં તેથી હું અટકલુ છું—બલકે ખાત્રીથી કહી શકું છું કે તેઓ કાંઇ નવું કાવત્રું રચી છુટા પડયા છે."

"અને તેઓએ નામ કોણ કોણનાં લીધાં?" મેં અતી આતુરતાથી પુછ્યું.

"એક તો તમારૂં," કરીમખાંને કહ્યું, "ને તે બંને જણા તમારૂં નામ લેતાં ઘણા ઉસ્કેરાઇ આવ્યા હતા."

"અને બીજું?"

"બીજું એક તો પેલા કોરજી શેઠનું ને તે ઉપરાંત કોઇ દાદી-દાદીબા એવું નામ હતું."

"હજી કાંઇ બીજાં ? યાદ કર, બરાબર યાદ કર;" મેં માંગી લીધું.

"હાજી, મને યાદ આવે છે," કરીમખાંને ધીમે ધીમે યાદ કરતાં કરતાં કહ્યું. "એક તો નામ ઘણું મીઠું લાગતું હતું અને તે–અને તે હા, શીરીન કરીને હતું."

"બસ એજ કે હજી બીજાં છે ?" મેં પુછયું.

"નહીં સાહેબ નામોમાં તો એજ," કરીમખાંને કહ્યું, "પણ છેલ્લે છુટા પડતાં હોમલો ખુંધો જે વાક્ય મોટે સાહદે ને ખુલ્લા ભારથી સમજ પડે એમ બોલ્યો ને તો હું બી સમજયો કે 'જોજે ધ્યાંન રાખજે સોહલુ, ભુલ નહીં થાય. આજથી બરાબર દસમે દીવસે કલકત્તામાં."

"કલકત્તામાં ?" મેં ચોંકીને કહ્યું.

"હા, ને એ વાતને આજે પાંચ રોજ તો થયા છે. આજે થયો સુકર, એટલે આવતા બુધવારે તેઓ મલવા જોઇએ," કરીમખાંને મારૂં ધ્યાંન ખેંચ્યું.

"ત્યારે તોબી પુરતો વખત મારે હાથ છે," મેં ઉલટમાં આવી કહ્યું. "અફસોસ એ છે કે તમો તે શું કાવત્રું છે તે સમજી નથી શકયા, પણ તોબી ચાહવું ખુદાનું છે તો હું એ બદમાસોની આગમચ કલકતે પોંહોંચી તે જાંણી લેવશ, અને વલી પાછો તેમનો પ્લેન ઉંધો વાલશ. તમારે વીશે મેં જે વચન આપ્યું છે તેમાં વિશ્વાસ રાખજો–તમોને હું છોડાવી તો નહીંજ દઇ શકશ, પણ તમો જીવતદાંનજ માંગી લેઓ છો તે તમને બક્ષવામાં આવે તે માટે હું બનતું કરશ."

આ રવેસે સધ્યારો આપી હું તેઓ બંને હવે જે ઘણાંક હેસાંનના શબ્દો બબડતા હતા તે ઉપર ધ્યાંન આપ્યા વના બારણું ઉંઘાડી બાહેર નિકલ્યો, અને એક ગાડી બોલાવી મીનોચેહેરને મલવા દોડયો.

જે ખબર હું હમણાં મેલવી આવ્યો હતો તે વિશે ગાડીમાં હું પુશકલ વિચાર કરતો ચાલ્યો. કંગાલ હોમલો ખુંધો જેનો સારો

જમાનો કાવાદાવા ને કાવત્રાંમાંજ ગુજરેલો ને ગુજરતો જણાતો હતો તે કોરજી શેઠ પર કાંઇ નવુ સંકટ લાવી નાંખવાના પછારામાં હતો એ તો દીસતુંજ હતું, પણ તેમાં સાથે મારૂં, દાદીબાનું વગેરે નામો કાંય લીધાં હશે તે મને તુરત સમજાયું નહીં. શું દાદીબા વલી કાંઈ મારે લગતી સતાવણીઓમાં સામેલ થયો હશે? શું તે-ણે વલી હોમલા ખુંધાને મારા ઉપર સંકટ લાવી નાંખવા ઉસ્કેરયો અથવા આજ્ઞા કરી હશે? વાંચનાર જાંણે છે કે છેલ્લો હું મારા માણેકજી શેઠની ચીઠી લઈને દાદીબાને માર્ઈસોરમા મલ્યો હતો, ને પેલી એક કાપલી ઉપરથી મને સતાવવાનો મેં તેના ઉપર સાબુત વાંક મુકયો હતો, ત્યારે જોકે તે ઘણો ગભરાયલો જણાતો હતો તોબી ફરીથી મને હોમલો ખુંધો સતાવશે અને હેરાંન કરશે નહીં એ ખાતરી તેણે કાંઈક એવા ભરોસાના ભાર સાથે આપી હતી કે તે વિશ્વાસથી ખરી માનવાને મને મજબુત કારણ હતું; એમ છતાં આ નવાં કાવત્રાંમાં મારૂં ને દાદીબાનું નામ લેવામાં આવ્યું એ અચરત કરનારૂં હતું.

અને ત્યારે એ:રવેસે હોમલા ખુંધાનો લોકને સતાવવા ને હે-રાંન કરવાનો કારોબાર બલકે ધંધો ધીકતો ચાલતો હતો, કેમકે તે એકલો પુગો પડતો નહીં હોવાથી તેને મદદનીશ અથવા આડત્યો રાખવો પડતો હતો, અને તે મદદનીશ બી વાંચનાર જાંણે છે તેમ તેના જેવોજ—નેકનામ સોહલુ દમણયો હતો!

---

## પ્રકરણ ૧૩૮ મું.

### ફાંસી.

હું જઈને મીનોચેહેરને મલ્યો. તેની આગલ મેં સઘલી કેફી-યત બ્યાંન કરી, અને તુરત કલકતા માટે ઉપડી જવાને મેં મારો ઠરાવ જાહેર કરયો. મીનોચેહેર તે જાંણી ઘણોજ દલગીર થયો. તેની મકસદ મને લગન સુધી ખાશ કરીને થોબાવાની હતી, વાસ્તે આ નહીં ધારેલી નાસીપાસીથી તે નાઉમેદ તો થયો, પણ મને આવી અગતની રોકાંણ વચ્ચે તે અટકાવી શકયો નહીં. શીરીન માટેનો મારો અગાધ—અથાગ પ્યાર તે સારી રીતે જાંણતો હતો. માહા-રાજાના મેહેલમાં મેં મારી સઘલી કાંહાંણી એક ભાઇને છાજતા

વિશ્વાસથી તેના આગલ બ્યાંન કરી ત્યારે તે બી વાત કહી હતી, અને તેથી કોરજી શેઠને અને શીરીનને હોમલા ખુંધાનાં કાંઇ નવાં છટકાંમાંથી આ બીજી વાર જેમ બને એમ બચાવાનો મારો કસદ જાંણી મીનોચેહેરે મારી ઘણી વાખવાખી સાથે મને જવાની રજા આપી. એટલુંજ કરીને એ મારો મીત્ર ધરાયો નહીં. તેણે મારૂં કામ અતી ઘણું વધારે સેહેલ કરી આપ્યું. કલકતાની હાઇ કોર્ટના એક ઇંગ્રેજ જડજની સાથે મીનોચેહેરને સારાં ભાગ્યે ઓલખાંણ બલકે ઘણીજ મીત્રતા હતી, અને તે ગ્રહસ્થપર મીનોચેહેરે મને એક ભલાંમણપતર લખી આપ્યો, કે જેમાં મને તે લુચ્છાઓનું કાવત્રું પકડી કાઢી તેમને સપડાવી દેવા બને એમ મદદ કરવાને ઓજરખાહીથી અરજ કરી હતી.

હયાં મારે વલી જણાવવાને ભુલવું ન જોઇએ કે પેલા બે લુટારાઓની જીંદગી બચાવવાનું બી મેં એ માઈસોરના પ્રધાંન પાસ માંગી લીધું, અને મારી હેસાંનની એ લાગણીઓથી ખુશ થઇ મને મીનોચેહેરે તેમને માંફ કરાવી દેશ તરીપારની સજા માત્ર કરાવાનો કોલ આપ્યો. "પેલા ચંડાલ સલાદીનને તો કાલેજ ફાંસી દેવાનો છે." મીનોચેહેરે મને યાદ આપી, "પણ એઓની વાત હજી ચાર પાંચ દીન ધીલમાં છે તેટલાં હું માહારાજા સાહેબને સમજાવી એ સેંટેંસ ફેરવાવશ; પણ હવે બીજી એક વાત. તું જયારે કાલે જવાનોજ ઠરાવ રાખે છે, મારા માનીતા દોસ્ત, ત્યારે આજે મારે એક મુલાકાત કરાવાનો સંતોશ હાથ કરી લેવો જોઇએ."—અને તે મારો હાથ પકડી પોતા સાથે એક અંદરના ઓરડામાં લઇ ગયો.

તે ઓરડાનું બારણું અરધું વાંકું કરેલું હતું તે તેણે ઉંઘાડયું, અને અંદર એક પલંગ ઉપર કોઇ બુજોર્ગ પારસી અલેટાયલો હતો તે ઉઠીને બેઠો. " આય મારા મુરબી ભાઈ કેરસાસ્પજી," મીનોચેહેરે મને તેને ઓલખાવ્યો, "જેઓને એક જાલેમ બંદીખાનાંમાંથી છોડવવાને તું નેકબખ્ત બેરાદરની મને કીંમતી મદદ થઈ છે, અને આય"—તેણે હવે કેરસાસ્પજી તરફ ફરીને વધારયું—"આય મારા તે લાયકીવાલા મીત્ર અને મદદનીશ કાવસજી છે, ભાઇ કેરસાસ્પજી, કે જેને વાસ્તે મેં તમારી આગલ આટલી વધી વખાંણ અને વાતો કરી છે."

"તમોને જોઇને હું ઘણો ખુશી છું," તે બુજોર્ગ પારસીએ કહ્યું—અને ફકત એટલું બોલતાં તેની આંખાંમાંથી આંસુ નીકલી પડયાં. "મારા આય જીવથી વાહાલા ભાઈને મદદ કરીને મારાપરની માહાભારત આફ્ત દુર કરાવી તેનું હેસાંન મરતાં સુધી મારી ગરદન પર રેહશે, ને મુવા તલક તમો બેઉ સાહેબોને હું મારા એકાંતવાસમાં હજારો હજાર દુવા દેવશ."

મને આ તેનાં બોલવાથી ઘણુંજ દુ:ખ લાગ્યું. તે બચારાનો અવતાર એવો દયા ઉપજાવાજોગ થયો હતો—દુ:ખ અને માહાભારત બલાપાથી તે એવો ગલાઇને ગુરા જેવો બની ગયો હતો કે તેજ દીલમાં દુ:ખ પેદા કરવાને બસ હતું. તેમાં વલી તે બાપડાનો સાહાદ વટીક એવો થઈ ગયો હતો કે તે સઘલું જોતાં ને સાંભલતાં મારી આંખમાં પણ દયાથી આંસુ આવી ગયાં.

પણ એ દલગીરીના દેખાવ વચ્ચે ભલા મીનોચેહેરે મને વધારે વાર થોબવા દીધો નહીં. તેણે પોતાના ભાઇને ત્યાંથી બીજે દીવસે ઉપડી જવાનો મારો ઠડાવ જાહેર કરી વાત વીસરાવી. કેરસાસ્પજી જોકે મારા ઠડાવ માટે ઘણો દલગીર થયો તોપણ મને અગતનેસર જવું થાય છે એમ પોતાના ભાઇને મોંઢેથી ખાત્રી મેલવતાં તેણે મને ઘણીક દુવાઓ દઇ પોતાનો હાથ આપ્યો, અને હું તેને શેકહેંડ કરી ત્યાંથી બાહેર નીકલ્યો.

તે પછી મીનોચેહરે મને દીન્યારજી ને તેનાં કુટુંબ સાથે મેલવ્યો. જવાન તેહેમીના પણ ત્યાંથી બીજે દીને સહવારે ઉપડી જવાના મારા ઠડાવથી ઘણીજ દલગીર થઈ, પણ જેઓ મને રેહેવાને જીદ કરતા તેઓ મારાં જવાની અગત આગલ આજેજ થતાં.

બીજે દીને સહવારે હું ગાડી કરી સક્કારે સ્ટેશનપર જવા નીકલ્યો, પણ જેલ આગલથી પસાર થતાં મારી ગાડીને ખોટી થવું પડયું, કેમકે લોકોના તે બાજુએ કકરા પડતા હતા, ને તેમના વચ્ચેથી ગાડી પસાર થઈ શકી નહીં. એ ઉપરથી મેં ગાડીમાંથી બાહેર દોકાવ્યું, અને ત્યારેજ મને યાદ આવ્યું કે પેલા સલાદીનને ફાંસી દેવાની સજા આજે એજ વખતે અમલમાં આણવાની હતી.

તે ઘાટકી દેખાવ તરફ મેં જોયું નહીં. જે નાતરસ દેખાવ જોવા માટે હજારો લોક જમાવ થયું હતું—જાંણે એક તમાસો અથવા

મેલો હોય તેમ શું ઘરડાં કે જુવાંન, શું મોટાં કે નાહનાં, શું ઓરત કે મરદ આગલથી અને દુરથી ઢગલે ઢગલે ઉતરી પડયાં હતાં તે દેખાવ જોવાને મારી છાતી ચાલી નહીં. આ ધીકકારવાજોગ તમાસો જોવાને છાપડે છાપડે ને ઝાડે ઝાડે લોક ચઢી બેઠાં હતાં—કેટલાંક તો બડી ફજરથી **સારી જગ્યા મેલવવા** ત્યાં આવી ઉભાં હતાં! વલી વધારે શરમાવનારો એ વખત જે દેખાવ હમેશ થાય છે તે ત્યાં પણ થતો હતો કે ત્યાં ભેગાં થયલાં લોકો વચ્ચે આપસ આપસમાં લડાઈ તોફાંણ મારામારી અને બખેડો થતો હતો, જે તપાસવા સમાધાની સાચવવા પોલીસને જબરી જેહેમત અને મેહેનત ખેડવી પડતી હતી!

ફાંસીની સજાનો હું હીમાયતી નથી, અને ખુંનનો બદલો ખુંનથીજ લેવામાં આવે તેમાં હું ઇનસાફ જોતો નથી. એક પલની દેવાંન્યતમાં—પછી તે દેવાંન્યત ગમે એ ગોસ્સા અથવા જોસ્સાનું પરીણામ હોય તેમાં એક આદમી બીજા આદમીનું ખુંન કરે તેના બદલામાં પુરાં સવસ્થ અને સાવધપણાંમાં સરકાર તે ખુંનીનું પાછું ખુંન કરે એ મારાં આધીન મત પ્રમાણે ઈનસાફ નથી. જે કરપીન ખુંન કરે છે તે મારવા અને જીવાડવાનો પવીત્ર અધીકાર અને હક ગોયા ખુદાના હાથમાંથી છીનવી લેવાનો અપરાધ કરે છે, ને તેજ અપવીત્ર અધીકાર સરકાર બજા લાવે તો પછી તેમાં ઇનસાફ કયાં રહયો? જાંનનો આપનાર જો ખુદા હોય તો જાંન લેવાનોબી તેજ સર્વ શકતીમાન સાહેબનો પવીત્ર હક છે, અને તેજ હક એક આદમ બચ્ચો પોતાને હાથ કરે તે એક પાપ કરે છે. તેવાં પાપનો અટકાવ કરાવા તેજ પાપ પાછું કરવામાં આવે તો જે ફાયદો કરવાની વકી રાખવામાં આવે તે ફાયદો થાય એ ખચ્ચીત શકભરેલું છે.

હું એમ નથી કેહેતો કે આદમીને વગર દયાએ રેંહેસી નાખનાર નાતરશ ખુંની આદમીઓને છોડી મેલવા જોઇએ છે. તેવા ચંડાલોને **આપણે હક પોંહોંચે** તેવી જે અને જેટલી સજા કરી શકાય તે ઓછી કેહેવાય. તેથી તેનાં પુરાં પ્રમાણમાં સખતમાં સખત સજા તેમને થવી ઘટે છે. તેટલા વાસ્તે તેમને તેમનાં વાહાલાંઓથી દુર—દુન્યાની મોજમજા અને સંસારનાં સુખોથી મોકલા—વેગલા—એકલા-સદાનાં જીંદગી સુધીનાં બંદીખાંનામાં સખત મજુરી સાથ સબડવા દો, ને તે શું એ માહાભારત પાપની સજામાં પુરતી શીક્ષા કેહવાશે નહીં?

ફાંસીની સજાનો તમાસો જાહેરમાં દેખાડવામાં આવે છે તેથી જો એમ સમજાતું હોય કે લોકોપર તેથી તેની ઘણી અસર પોંહોંચે છે તો તે બી હું ધારૂં છું જે તમામ ભુલભરેલું છે. ઓર એ એક કરપીણ દેખાવને જાહેર તમાસાનું રૂપ આપવાથી પ્રજાની લાગણીઓને કાંઇક બેખદ કરવા જેવું થાય છે, કેમકે ફાંસી દેવાતી પલે જે ત્રાસદાયક ગંભીર અસર થાય છે, તેજ અસર ફાંસીની ક્રિયા થવાની આગમચ અને પછી રેહે છે એમ કોઇ કહી શકશે નહીં.

પણ વલી એટલુંજ નથી. ખુંનનો માહાભારત—નહીં માફ થાય એવો અપરાધ કરનાર બદમાસની જીંદગીનો મોહતની સજાથી વેહેલો અંત લાવી મેલ્યાથી તો સાંભો ઇનસાફનો હેતુ મારાં મત પ્રમાણે પુરતો સરતો નથી.! તેવા બદકારને જનમનું જાલેમ બંદીખાંનું આપવું જોઇએ. દુન્યાની મોજ અને દુન્યાનાં સુખોથી બાકાત અને બાતલ કરી તે કમનસીબ કંગાલને તેની બાકીની જીંદગી સુધી જેહ-મતની સજા થવી જોઇએ, કે જ્યાં પોતાના એકલવાસ એકાંતપ-ણાંમાં તે રોજ બરોજ-દીવસે ને રાત્રે પોતાનાં ત્રાસદાયક પાપના ખ્યાલથી બીહે, ધ્રુજે, અને પસ્તાય—જ્યાં પોતાનાં વાહાલાંઓથી છતી જીંદગીએ મુવા સમાન જુદો અને છુટો પડી તે દુ:ખની આગથી સદા બલ્યો બલ્યો થાય અને રહે, અને નહીં મારવા છતાં અધમુઓ જેવો મોહત માંગી પોતે કરેલાં ભ્રષ્ટ કરમની તોજેશ અને તોબાહ વચ્ચે પુરતી સજા વેઠીને પછીજ મરે. એ સજા ખરી સજા થશે, અને ફાંસીની સજાનાં ઘાટકીપણાં અથવા ગેરઇનસાફ વીશે વેલાતમાં અવારનવાર ચરચાનું જે જોશ બરપા થાય છે તેનાં પરીણામમાં એ ખુદા તરફની નાફરમાની બતાવનાર સજા કદીબી નીકલી જશે તો હું ખચ્ચીત ઘણો ખુશી થવશ.

પણ આ એક અગતના સવાલ ઉપર એટલા વીસ્તારથી ઉતરી પડતાં હું મારી વારતાથી ઘણો વેગલો ગયો, માટે મારાં વાંચનારાંઓની મારી ચાહી હવે હું રીતસર ફરીથી મારી વારતાથી આગલ ચાલીશ.

અંતે મુશકેલાઈએ મારી ગાડીને રસ્તો મલ્યો, અને તે સ્ટેશન તરફ આગલ વધી. કેહેવાની જરૂર છે કે તે અરસામાં જગતમાં પંકાયલા સરદાર સેલેદીનનો જીવ આ દુન્યાથી ઉડી જઇ ચુકયો હતો! ખુંનના બદલામાં તેનું ખુંન થઇ ચુકયું હતું!

# પ્રકરણ ૧૩૯ મું.

## કાનસ્ટેનટાઇન કેનેરીસ.

રેલવેમાં હું ફર્સ્ટ કલાસની મુસાફરી કરતો હતો. ખુદાની બક્ષેશ ને ભલા મીનોચેહેરની દોલતથી મારો હાલ સુધરયો હતો, એટલા માટે હું ફર્સ્ટ કલાસમાં આ વેલાએ કલકતે જતો હતો. એ ફર્સ્ટ કલાસમાં આખે રસ્તે મારી સાથે એકજ મુસાફર હતો, ને તે એક ઘણોજ ખુબસુરત યુરોપીયન જવાંન હતો. તેની ઉંમર ઘણી ન હતી—ભાગ્યે તે વરસ ત્રીસેકની ઉમરનો હોય. તેણેજ પેહલાં મારાસે વાત છેડી, અને જ્યારે તેણે જાંણ્યું કે તેનીજ પેઠે હું બી કલકતે જતો હતો ત્યારે જાંણે તે મારો મીત્રજ હોય તેમ મારાસે મલી ગયો. તેની સંગતથી હું મગરૂબ થયો. તેના જેવો ખુબસુરત સાહલેશ યુરોપીયન જવાંન મને આજવેર મલ્યો ન હતો. તે ઘણાજ હસમુખા સ્વભાવનો, મલતાવડા ખવાસનો (મેં પછીથી પુછીને જાંણ્યું તેમ) ગ્રીક બચ્ચો હતો, ને પોતે ગ્રીક છતાં ફ્રેંચ, ઇટેલ્યન અને ઇંગ્રેજી એવી છટા ને સફાઇથી બોલતો હતો કે ભલા સ્વદેશીને પણ શરમાવે. તેનું નામ કોનસ્ટેનટાઈન કેનેરીસ કરીને હતું, અને એવા એક લાયક જવાંનની પીછાંણ અને બને તો મીત્રતા વધારવાને મને સ્વાભાવીક ઉતકંઠા થઇ. ગાડીમાં અમો એકલાજ હતા એટલે વધારે છુટથી અરસપરસ ખુશ ગુફતેગોમાં સામેલ થતા, જે દરમ્યાંન મેં જાણ્યું કે તે કોઇ ઉંચ કુટુંબનો નબીરો હતો, ને સોખને સર હિંદુસ્તાનમાં ફરવા આવ્યો હતો. તે દરેક રીતે માહીતગાર જણાયો. કોઈબી વાતચીત હું પકડતો તો તે તેના જવાબોથી ઘણો ખબરદાર ને તેમાં પુરી રીતે માહેર જણાઇ આવતો હતો. તે ઘણું ફરેલો, ઘણું વાંચેલો, ઘણું શીખેલો જવાંન સિદ્ધ થતો હતો, ને આટલી ટુંક વયે એટલી બધી કાબેલ્યત માટે મારામાં ખુદરતી રીતે ઉંચું મત બેસાડી શકયો હતો.

"તમે કલકતા ખાતે શું ફરવાજ જાઓછો?" કેનેરીસે બીજી ઘણીક વાતચીતો થયા કેડે મને પુછ્યું.

"છેક તેમ નહીં," મેં હસીને કહ્યું; "હું તો એક જરૂરનાં કામસર જાઉં છું, પણ તમે?"

"હું કાંઇ તે તરફ આ પેહેલોજ નથી જતો," કેનેરીસે ખુલાસો કીધો. "છેલ્લા છ મહીના થયા હું ત્યાંજ રહેલો હતો, પણ તેવામાં

અચ્ચુચ બાહેર કામ નીકલો આવવાથી મને ત્યાંથી જવું થયું હતું, તે હમણાં તે તરફ પાછો જાવું છું."

"ત્યારે તે તરફ તમારૂં દીલ ખેંચનારૂં કાંઈ હોવું જોઇએ ખરૂં?" મેં હસીને સેહેજ અટકલે કહ્યું.

"તેવું નથી એમ કહી તમોથી છુપાવવાની જરૂર હું જોતો નથી," કેનેરીસે પણ હસીને કહ્યું. "ઉંમરની ચોકસ હદ પછી દીલ જે બેડીના બંધમાં ગીરફતાર થાય છે તે બંધથી હું બાકાત નથી."

"અને એ બંધ એવો છે કે જ્યાંવેર તેમાં ઉંમરનું ગેરકાયદાપણું અથવા દુન્યાઇ અભીલાસો અને લોભો તરફનું અયોગ્ય ખેચાંણ હોતું નથી, ત્યાંવેર તેમાં ઠપકાપાત્ર જરાએ હોતું નથી," મેં હસીને મારો અનુભવ કહયો.

"ત્યારે તો તમોબી કોઈને ચાહો છો એમ હું તમારાં બોલવાનો અર્થ કરી શકું છું," તે ગ્રીકે મારી સાથની વાતચીતમાં ગમત પાંમી કહ્યું.

"હું બી તે ના પાડતો નથી," મેં ખાત્રી આપી. "પવીત્ર મોહબ્બતમાં પાપ નથી તો એક સાફ દીલને ઘટતે ઠેકાંણે છુપાવાની બી જરૂર નથી."

"અને તોબી એવી મોહબતો સદા ફતેહમંદ નીવડતી નથી," કેનેરીસે અચ્ચુચ કાંઇક અસાધારણ ગમગીનીથી કહ્યું. "તેનાં સંકટો એટલાં બધાં છે કે તેની ફતેહમંદી વીશે દીલમાં દગદગો ને દરેક પલે દુઃખ પેદા થાય એ ખુદરતી છે."

"હું તમોને હયાં એકમત નથી," મેં કહ્યું. "મારી મોહબતમાં મને તો એવો ઓરસ્તવાર વિશ્વાસ છે કે તે વિશ્વાસનીજ આશાનાં સુખપર હું એક જમાનો જીવી શકું એમ છે."

કેનેરીસે આથી મારા ભણી કાંઇ અજાયબ ઢપે જોયું. શું તે મારી અદેખાઇ કરતો હતો? તેમ તો હોયજ નહીં, ત્યારે તેના પ્યારમાં એવું તે શું હતું કે જેથી તેને તે તરફ એટલા બેવિશ્વાસથી—એટલા ડરથી જોવું થાય?

મેં તેના સાથ ઘણી તકરાર કરી. એક સાચ્ચા ખરા ખાલેશ પ્યારમાં વીગ્નો હોય તો તે ફકત તે પ્યારને વધારે વાહાલો કરવાજ કામ આવે એ વતરોગે મેં તેને ઘણું સમજાવ્યું, પણ તેનાં દીલનો દગદગો તદન દુર થયલો મેં જોયો નહીં!

"કલકતામાં તમે કયાં ઉતરવા એરાદો રાખ્યો છે ?" કેનેરીસે અંતે પછીથી વાત ફેરવવા મને પુછયું.

"તે બી મેં નક્કી નથી કીધું," મેં કહ્યું. "હું ત્યાંના એક ગ્રહસ્થપર ભલાંમણપત્ર લઇ જનાર છું તે જો મને પોતાનાં મકાંનમાં ઉતરવા ખોંહોંસ નહીં કરશે તો હું મારૂં કામ તમામ થાય ત્યાં તુલક એકાદ હોટેલમાંજ ઉતરવા એરાદો રાખું છું."

"ત્યારે તો મારી સલ્લાહ માંનજો," કેનેરીસે કહ્યું. "હું પોતે જે હોટેલમાં રહું છું તે તે શેહેરના ઘણુાજ સરસ લતા ઉપર હોવા-ઉપરાંત દરેક પ્રકારે ઘણું સુખદાયક છે, ને તેની ટેબલબી ઘણી સરસ છે, વાસ્તે જતાંને વાર તો તમો ત્યાંજ ઉતરો, ને પછીથી તે તમારો ફ્રેંડ જો તમોને પોતાને ત્યાં નહીં રાખે તો તમે ત્યાંજ રેહેજો."

મેં આ સુચણા માટે તેનો ઉપકાર માન્યો, ને તેજ પ્રમાણે અમલ કરવાનો ઠડાવ જાહેર કીધો.

એમ થવાથી જ્યારે અમો કલકતે ઉતરયા ત્યારે છુટા પડવાને બદલે એક ગાડી બોલાવી સાથેજ તે હોટેલ તરફ જવા લાગ્યા. આખો વખત અમારા વચ્ચે તહરેવાર કીસમની વાતચીતો જારી હતી, કે જે સઘલી અતરે ઉતારી હું નાહક જગ્યા રોકવા માંગતો નથી. અમો અરસપરસ એકમેકની સંગતથી એટલા રાજી થયા હતા, અને બંને એક બીજાને માટે એવો ઉંચો વિચાર લઇ નાહહા હતા કે અમારૂં મોં બંધ રેહેતુંજ ન હતું !

પણ એ વાતચીતને દરમ્યાંન અચબુચ કેનેરીસને મોંથી એક અચરતીનો પોકાર નીકલ્યો, ને અમારૂં ધ્યાંન એક અકસ્માત તરફ ખેંચાતાં અમો તુરત ગાડી ઉભી રાખી તેમાંથી ઉતરી પડયા—બલકે ચાલતી ગાડીએ અંદરથી કુદી પડયા. એક યુરોપીયન એક તેજી જનાવરપર સ્વાર થયલો હતો તે જનાવર તેના હાથમાં રહી શકતું ન હતું—બલકે તેને દાબમાં રાખવાની મુતલગ આવડ હોય એવું લાગતુંજ ન હતું, જેનું પરીણામ એ થયું કે એક મોટા ઉછાલાસમેત ઘોડાએ તે પોતાના ભારી સ્વારને ફેંકી દીધો, ને પછી તેની ઉપર પોતે ગબડી પડયો. એ બનાવ જોતાંજ અમો તેની વારે ધાયા. તે યુરોપીયન કાંઇ હું નહીં સમજયો તેવી ભાષામાં બરાડ મારીને બોલ્યો ને કેનેરીસે મને સમજાવ્યું કે તે કેહેતો હતો કે તેનો પગ ભાગ્યો હતો.

તે ઘોડો પણ અશકત થઇ પડયો હતો, જેથી તેને તેના સ્વારના આંગ ઉપરથી ખસેડવાનું લગાર મુશકેલ કામ હતું. એ અરસામાં તો ત્યાં સેંહેંકડો લોક જમાવ થયું હતું. પણ પેલો સ્વાર કોઈ ગ્રીક હતો, ને તેને ઈંગ્રેજીની માહીતગારી હતીજ નહીં, એટલે કેનેરીસ તેને સારાં ભાગ્યે બહુજ કામ લાગ્યો.

તે મરવા પડેલા ઘોડાને ગાડાંમાં નાંખીને બે ચાર કુલીઓને ચોકસ ઠેકાંણે લઇ જવાનું તેણે ફરમાંન કીધું, અને પછી જેમ બને તેમ સગવડથી તે પગ ભાગેલા ગ્રીકને ઉપાડીને અમોએ અમારી ગાડીમાં લીધો. તે પછી તે જે હોટેલમાં ઉતરેલો હતો તે તરફ અમો હંકારી ગયા.

તે ચાલીસેક વરસનો આંગે ભરેલો યુરોપીયનં હતો, ને તેનો દેખાવ એવો હતો કે કોઇબી જોનારને તે કાંઈ ઘણી ખુશી પેદા કરી શકે નહીં. તેને ભરેલા થેભ્યા હતા અને એક હુમકી દાઢી હતી, પણ તે થેભ્યા દાઢી ને માંથાના બાલને નીખ્યા બરસ સાથે સદાનું વેર હોય એમ લાગતું હતું. તેનો દેખાવ જંગલી અને ઝનુની હતો, તોબી તે કદાવર અને ઘણો જોરેમંદ હતો. તેનો ચેહેરો દુન્યાની દલદેશરીની ગવાહી આપતો હતો, અને તેનો પોશાક દરીયાવરધીખાતાંને મલતો હતો, જેથી મેં ધારયું કે તે કોઇ સેલર અથવા કપટાંન હશે.

તે રેહેતો હતો તે હાટેલ તરફ અમો પોંહોંચ્યા તે આગમચ બધો વખત કેનેરીસે તે યુરોપીયન સાથ વાત કરયા કીધી, અને જોકે દેખઇતી રીતે તેઓ વચ્ચે કશી પીછાંણ ન હતી તોપણ તેઓ એકજ દેશના હતા એટલે પોતાની ભાશામાં પોતા વચ્ચે કાંઇ વાત કરતા હોય તેપર હું અચરત થયો નહીં. તે માંદા માણુસને થયલા અકસ્માતથી નીપજેલાં દુઃખની કલ ઘણી લાગતી હતી, પણ તે એવી સરલ સહનતાથી તે દુઃખ ખમ્યો જતો હતો કે તેથી તેની શકિત વિષે મને ઘણો મોટો ખ્યાલ પેદા થતો હતો.

અમોએ તેને તેનાં હાટેલમાં ઉતારયો. અમોબી ઉતરયા, ને તે દરદીને અંદર ઉપાડી લઇ જવામાં ત્યાંના નોકરોને સાહય થયા. તેને લઇ જઈ એક બીછાંણાં ઉપર સુવાડયો, અને તે હાટેલવાલાએ પાસેનાજ ઓરડામાં એક તબીબ હતો તેને બોલાવી મંગાવ્યો, જેણે આવી હાડકું ચઢાવ્યું પણ તે દરદીએ એક બી દુઃખની બીજી બરાડ મારી નહીં. શાંત સમાધાનીની શકતીથી તેણે તે ખમ્યું !

તે પછી અમો રજા ચાહવા ઉઠયા ત્યારે તેણે એક સેલરને છાજતી અદાથી અમોને હાથ આપી શેકહેંડ કરી કાંઈક ભાગા ટુટા બોલોમાં અમારો ઉપકાર માંન્યો, અને પછી અમો બાહેર નીકલ્યા.

"એ કોણ છે?" મેં ગાડીમાં પાછા બેઠા પછી કેનેરીસને પુછયું. "હું તો ધારૂં છું કે એ કોઈ કેપટન હશે, કેમકે હોટેલમાંના એના ઓરડામાં બી દરીઆવધી સરસામાન ઘણો પડેલો છે."

"અને એ કપટાંનજ છે," કેનેરીસે કહ્યું. "કોઇ વેપારી વાહાણનો કેપટન છે, ને એનું નામ નોટેરેસ છે."

એ પછી બીજી વાતચીત કરતા અમો અમારે જે હોટેલમાં ઉતરવું હતું ત્યાં ઉતરયા, નાહયા, નાસ્તો પાણી કીધું, અને પછી મીનોચેહેરે પેલા જડજ સાહેબ ઉપર આપેલું ભલાંમણપતર આપવા જવા હું તૈયાર થયો ત્યારે કેનેરીસ બી તૈયાર થઈ આવ્યો. "હું બી એક ઠેકાંણે મીલાકાતે જાઉં છું તેથી આપણે સાથેજ નિકલીએ," તેણે કહ્યું. "તમારા દોસ્તનું નામ શું? કદાચ આપણો રસ્તો એકજ હોશે તો આપણે તેટલે કટકે સાથેજ જઈએ."

"મારા પાસે જે ચીઠી છે તે કોઈ અતરેના જડજ સાહેબપર છે," મેં કહ્યું, અને તે ચીઠી ઉપરનું સરનામું વાંચી વધારયું, "ધી હાનરેબલ મી૦ જસટીસ વીલમોટ."

"વીલમોટ?" કેનેરીસે બેહદ અચરતીથી કહ્યું, અને મેં જોયું કે તેનાં મોં ઉપરથી એક કાંઇ નાપસંદગીની લાગણી પસાર થઈ ગઇ—પણ તે એટલી ઝડપથી કે તેમ ખરેખર થયું કે મેં જોવામાં ભુલ કીધી તે વીશેબી હું વેહેમમાં રહી ગયો, જે પછી બીજીજ પલે તેણે સરેસ્તાના ખુશ મીજાજે કહ્યું, "શું સંજોગ છે! મારેબી તેજ ઘરમાં તેજ ગ્રહસ્થની મુલાકાતે જવું છે, અને હવે," તેણે હસીને વધારયું, "મારો પ્યાર કયાં વસે છે તે ત્યારે તમારાથી છુપ્યું નથી. મારી લીઓનોરાને જે વખત જાય છે તેમાં તમો પોતે જોશો, અને મારૂં દીલ કેવાં ખાનદાનમાં ને કેવી નાજનીન ઉપર મેં ફીદા કીધું છે તે તમો તુરત જાંણુશો."

"આ એતેફાક જેટલો નહીં ધારેલો તેટલોજ અજબ જેવો છે," કેનેરીસના પેલા એક દેખાવે મારાં દીલમાં જે દગદગો હતો તે તુરત દુર કરી નાંખી મેં કહ્યું. "પણ કોઇબી રવેસે તમોએ મને તમારો વિશ્વાસ આપ્યો છે તો તે હું માન સમજું છું"—અને પછી અમો હાથમાં હાથ મેલવી જસટીસ વીલમોટના બંગલામાં જવા નીકલ્યા.

## પ્રકરણ ૧૪૦ મું.

### જસટીસ વીલમોટ.

આખે રસ્તે કેનેરીસ પોતાની વાહાલી લીઓનોરાની ખુબસુરતીની જાબજા તારીફ કરતો ચાલ્યો. તેણે મને જણાવ્યું કે તેણી જસટીસ વીલમોટની ભત્રીજી થતી હતી, તોપણ તેનાં માતપીતાનાં અને પોતાની ધણીયાણીનાં મરણ પછી લીઓનોરાને તે બુજોર્ગ ભલા ન્યાયધીસે પોતાનાં પેટનાં બચ્ચાંથી આલે કાલજી, મમતા અને હેતથી ઉછેરી છે. "તમારી નજરમાં તો તમો જે પારસી બાનુને ચાહો છો તેજ સૌથી ખુબસુરત હોવી જોઈએ," કેનેરીસે હસીને કહ્યું, "પણ જો તેણીને તમો તમારી નજર આગલથી થોડો વાર દુર કરશો તો તમો જોશો ને જાંણશો કે આખી દુન્યામાં મારી લીઓનોરા જેવી ખુબસુરત બીજી કોઈબી અબલા નહીં થશે. વળી તેણી જેટલી ખુબસુરત છે તેવીજ કેલવાયલી, સદગુણી અને લાયકાતોથી ભરપુર છે. તે જોઈતી અદબના અંદાજા સાથે સદાની હસતી છે, બોલકણી છે પણ અસભ્ય નથી, મલતાવડી છે પણ બેહેકેલી નથી. ટુંકમાં તેણીની ખુબસુતીપર હું જેટલો રીદા છું તેટલોજ તેણીની એ સઘલી લાયકાતોપર હું દેવાનો થયો છું, અને મારે એટલીજ દુવા ચાહાવાની છે કે તેણીને મારી મોહરદાર કરવાને હું નિર્વીઘ્ને ફતેહ પાંમું."

"પણ કાંય નહીં?" વલી કેનેરીસના આ ખરખર ને શક ઉપર મેં અગરત થઇને કહ્યું, "તમોજ કહો છો કે એ પ્યારના બદલામાં લીઓનોરા તમોને તેવાજ પ્યારથી ચાહે છે, અને એ તમારો પરસ્પર ચાહા જસટીસ વીલમોટથી છુપ્યો નથી પણ તે ગ્રહસ્થના આશીરવાદ પાંમેલો છે, તો પછી હવે તમારે એટલો વેહેમ ખાવાની અગત શી છે?"

કેનેરીસે મારાં મોં ભણી કાંઈ નહીં સમજાય એવી ગંભીરતાથી જોયું, અને પછી આકાશપર મારૂં ધ્યાંન ખેંચ્યું. "જુઓ ઉપર," તેણે કહ્યું, "આ આકાશ હાલ એક પણ સીહા વાદલી વના રૂપાંની પેરે પ્રકાશી રહ્યું છે, પણ શું એ એમનું એમ જાવેદાંન તલક રેહશે? તમો શું ધારતા નથી કે હમણાં આજ પલે એનાપર એકાદ શીહા વાદલી ચડી આવી એની નુરાંની લુટી લે?"

હું ચુપ થયો. વધારે તકરાર કરવાની મેં જીદ કરી નહીં. જોકે પોતાના પ્યારમાં કેનેરીસ એટલો વગર અગતે હદ બાહેર દગદગો

અને બેવિશ્વાસ ધરાવતો હતો તે ઉપર હું હજી મનમાં અચરત થતો હતો, તોપણ તેણે એવી પગભર દલીલથી મને ચુપ કીધો કે વધારે બોલવાને મને કારણ રહયું નહીં.

એ પછી થોડા વખતમાં બીજી વાતચીત કરતા અમો જસટીસ વીલમોટના બંગલા પાસે આવી પોંહોંચ્યા. તે એક કુસાદે મકાન હતું. તેને ફરતો એક વિશાલ બાગ હતો, જેની આસપાસ નીચી ભીંત ને તે ઉપર લોખંડી સલ્યા ભરી લઈ તેને બંધ કરવામાં આવ્યો હતો. તે બાગમાં તરેહવાર ફુલપાંન રોપેલાં નજરે આવતાં હતાં. વલી બંગલો અંદરથી ચઢાંણપર આવેલો હતો જેથી આસપાસના બંગલાઓ કરતાં ઉંચાંણમાં વધારે હતો, ને તેની આગલી બારીઓમાંથી બારાંનો દેખાવ આખો નજરે આવતો હતો, જે ઘણું ખુશ લાગતું હતું.

અમો બંગલામાં પોંહોંચ્યા ત્યારે બારણાંમાં જે નોકરો હતા તેઓએ કેનેરીસને જોઇને ભલે આવ્યાનો માનથી આવકાર આપ્યો, જે એવું બતાવતું હતું કે તે કોઈનેબી તે બંગલામાં અણગમો હતો નહીં. અમોને એક નોકરે તે પછી ડ્રાઇંગ રૂમમાં લઈ જઈ બેસાડયા, કે જે ઘણાજ ટેસ્ટથી શણગારેલો હતો. આપણા પારસી ભાઇઓનાં મકાંનની પેઠે જેમ બને એમ ભપકાના ઠાઠથી તે દીપતો ન હતો તેની મુખ્ય ખુબી તો તેનાં ફરનીચરની અકસર સાદાઇ હતી, ને તે ગોઠવવામાં એક અબલાનો ઉંચો ટેસ્ટ સ્પષ્ટ જણાઇ આવતો હતો. બાજુએ એક પીઆના અને એક હારપ (તંબુરો) હતો, જેથી લીઓનારાના ગાયણના અભ્યાસ અથવા પ્રવીણતાનો જોનારને અભ્યાસ થતો હતો.

અમો તે ઓરડામાં જઇ બેઠા પછી થોડાજ વારમા એક જવાંન યુરોપીયન અબલા અંદર આવી, અને તેણીની આંખને છક કરે એવી સુંદરતાથી મને અનુમાન કરી લેવાને કશું મુશકેલ લાગ્યું નહીં કે એજ લીઓનોરા હતી. તે પોતાના પ્યારાને મલવાના ઉમંગભર હેતુથી સ્વભાવીક હરખમાં કુદકા મારતી તે તરફ આવી નહીં, પણ તેને જણાવવામાં આવ્યું હશેજ કે સાથે કોઇ પારકો છે, એટલે તેણી ઘટતી અદબ ને મીઠાસથી ઓરડામાં દાખલ થઈ. તોપણ કેનેરીસ તેને જોતાંજ કુદીને તેના તરફ ગયો, અને તે બંનેએ એકમેકના હાથ પ્યારથી દાબ્યા, જેથી તેમની એકમેક તરફની મોહબત તુરત જણાઇ આવી.

અને એ પવીત્ર કીસમની મોહબત પછી નેકાથી એક થવાને દરેક રીતે એ જોડું લાયક જણાતું હતું એમાં કશો સંશય ન હતો. કેનેરીસને વાંચનાર પીછાંણી ચુકયાં છે, અને લીઓનારાનું આંખને આનંદ પમાડનાર ચીત્ર વાંચનાર સેહેલથી કલ્પી શકશે. તે બરફ જેવી સફેદ હતી, પણ તેનો ચેહેરો ગોલાબનો રતાશ મારતો હતો. તેના રોખશાર ભરેલા હતા, અને તેનું મોઢું મનહર હતું. તેણીની ગરદન હાંસની દોકની પેઠે લાંબી હતી, અને વલી તે પતલી અને ઉંચી હતી જે તેની ખુબસુરતીમાં ખાશ ઉંમેરો કરતું હતું. તેણીનું કપાલ પોહોલું અને ચલકતું હતું, અને તેણીના બાલ સુદ્ધ કાલા અને સરખા હતા, જેના ખુબસુરત ચોટલા વાલેલા હતા.

લીઓનોરા એકજ પલ પોતાના પ્યારા કેનેરીસને મલી, અને તુરતજ મારા તરફ ફરી મને હજી તો કેનેરીસ ઓલખાવે તે આગમચ દોકાના લેહેકાથી હસીને આવકાર આપ્યો.

" આય મારા ફ્રેંડ મી૦ કાવશજી છે," હવે કેનેરીસે ઓલખાંણ કરાવી, " અને તે તારો તેમજ આપણા મુરબીજીનો બી ફ્રેંડ થશે. તે ફકત મારેજ ખાતર નહીં પણ વલી એઓ તારા કાકાજીપર તેમના એક માનીતા દોસ્તનું ભલાંમણપત્ર લઇને આવ્યા છે તેઓને ખાતર બી થશે."

"મી૦ કાવસજીને હું ઘણી ખુશીથી આવકાર આપું છું"— લીઓનોરાએ મીઠા વાંસલી જેવા સાહદે કહ્યું—" અને હમણાં કાકાજી આવશે તેવણબી તેવીજ ખુશીથી આવકાર આપશે."

મેં તેણીનો ઉપકાર માન્યો, અને પછી મીનોચેહેરે મને જે ભલાંમણપત્ર આપ્યું હતું તે તેણીના હાથમાં મુકયું. " એ મી૦ મીનોચેહેરને હું બી ઓલખું છું," લીઓનારાએ કહ્યું. " એઓ ઘણા કેલવાયલા ગ્રહસ્થ છે, અને મારા કાકાજીના ઘણા જીવેજાંન મીત્ર છે. ઓ પણ તેવણજ આવ્યા."—

એજ પલે એક બુજોર્ગ યુરોપીયન ત્યાં દાખલ થયો. તેની બુજોર્ગી જોનારને માન પેદા કરે તે કીસમની હતી. તેની ઉંમર સાહાઠની તો ઉપર હોવી જોઇએ, તોબી તે આવતો હતો ત્યારે પોતાનાં કદમમાં મજબુત હતો. તે સાધારણ કદનો અને આંગે ભરેલો હતો. તે ટટારજ ચાલતો હતો, અને હજી તુલક તેના સઘલા દાંત સલામત હતા, જે સઘલું બતાવાને પુરતું હતું કે તે સારી

તંદરોસ્તીનો હતો, અને જુવાંનીમાં સંભાલેલી તંદરોસ્તી તેને આજે કામ આવતી હતી. તેનો સ્વભાવ ઠંડો અને ચેહેરો એક મમતાલુ તથા ઇનસાફી દીલની ગુવાહી આપતો હતો, જોકે જે મોટાં માનની ને મરતબાની જગ્યાપર તે હતો તે જગ્યાનો ટેક સાચવી શકે એવો તે ગંભીર, રોબવાલો અને દબદબા ભરેલો હતો.

તેણે આવતાંને વાર એક પુત્રના પ્યારથી કેનેરીસને શેકહેંડ કરી—પોતાની બેટીના રોખશારપર પ્યારથી પોતાના આગલાં અફાલ્યાં, ને પછી મારાપર ધ્યાંન આપ્યું. કેનેરીસે મને ઓલખાવ્યો, ને જયારે તેણે જાંણ્યું કે હું કેનેરીસનો એક નવો ફ્રેંડ થતો હતો, અને વલી મીનોચેહેર પાસેથી ભલાંમણપત્ર લઇ આવ્યો હતો ત્યારે તેણે ઘણીજ મમતાથી મને શેકહેંડ કરી આવકાર આપ્યો. તે પછી અમોએ પા એક કલાક વેર બેસીને ગામગપાટા ચલાવ્યા. તેજ અરસામાં ટેબલપરથી પેલો મીનોચેહરનો કાગલ લઈ જસટીસ વીલમોટે વાંચી લીધો. ત્યારબાદ તેણે મને કહયું, "આવો મી૰ કાવસજી, આપણે પાસેના ઓરડામાં જઈએ. આય છોકરાંઓ થોડાક દહાડાની જુદાઈ પછી એકઠાં થયલાં છે તે એકલાં પડવાને અધીરાં થઈ રહયાં હોશે, કેમકે અરસપરસ ઘણી વાતો કરવાને એકઠી થઈ રહી હોશે"—અને તે મને હાથ પકડી બાહેર લઈ ગયો તે વખતે મેં જોયું કે લીઓનોરાનો ચેહેરો મોહબતની શરમથી લાલ થઈ વધારે મનહર થયો હતો.

જ્યાંથી જસટીસ વીલમોટ મને પાસેના લાઈબ્રેરી રૂમમાં લઈ ગયો અને મને ખુરસી આપી પોતે બેઠો અને કહયું, "મારા લાયકીવાલા મીત્ર મને લખે છે, મી૰ કાવસજી, કે તમો એક ઘણુંજ ખાનગી કામને સર અતરે આવેલા છો, ને એક કાવત્રું પકડી કાઢવામાં તમોને મારી મદદ જોઈશે. તે મદદ હું ઘણીજ ખુશીથી તમોને આપશ એમ મારા તરફથી તમોને ખાશ કરીને ખાત્રી આપવા જરૂર નથી. તમો માંગશો તે પ્રમાણે પોલીસનાં માણસોને હું તમારી ખાદમતમાં આપશ, વાતે તમારો શું હોકમ છે તે મને જણાવો."

મેં જસટીસ વીલમોટનો એ તેની મેહરબાંની માટે ઘણો ઉપકાર માંન્યો, ને પછી કોરજી શેઠ ને તેનાં કુટુંબની ઉપર હોમલા ખુધાંએ આગલ જે આફત લાવી નાંખી હતી તે (સલાદીનના ગુ-

ફ્કાને લગતી ) બધી વાત મેં બ્યાંન કરી. ત્યાર પછી પેલા કેદીઓને મોંથી મેં હોમલા ખુંધા ને સોહલુ દમણ્યાનું કાવત્રું જાંણ્યું હતું તે સમજાવ્યું, અને તેઓ આવતા બુધવારે એકઠા મલલવાના હતા તે જણાવ્યું. વલી મેં એ બી અરજ કરી કે જો એ કાવત્રું જેમ હું ધારતો હતો તેમ કોરજી શેઠને લગતું હોય ને હું તે કાવત્રું અટકાવી શકું તો એ વાત હું કોરજી શેઠને ખબર પડવા દેવા માંગતો નથી.

જસટીસ વીલમોટે મને એક ન્યાયધીસને છાજતી ધીરજ ને ધ્યાંનથી સાંભલી લીધો, ને પછી કેટલોક વાર વિચાર કીધો, જે પછી તેણે કહયું, "ત્યારે આપણને ઘણી સાવચેતીથી આગલ વધવાનું છે. તમારો કલકતે આવવાનો હેતુ હું ધારૂં છું કે તમે કેનેરીસનેબી નથીજ કહયો, ને મારા સિવાય ત્રીજા કોઈને તે જાંણુવાબી દેતા નાજ. તમો ધારોછો કે હોમલો ખુંધો આ વખતે બે કાવત્રાંમાં હોય, એક તો પોતાના સંબંધમાં કોરજી શેઠ ને તેનાં કુટુંબ તરફનાં ને બીજું પેલા દાદીબાની ઉસ્કેરનીથી કદાચ તમારી પોતાની તરફનાં. હવે તેથી હું આજને આજ અતરેનાં હોટલોમાં તેહેકીક કરાવું છું કે દાદીબા અને કોરજી શેઠ એ બેઉ અથવા એ બેમાંથી એકબી આ શેહેરમાં આવેલા છે યા નહીં. તે ઉપરાંત હું છુપી પોલીસને તાકીદ કરશ કે હોમલો ખુંધો અને સોહેલું દમણ્યો આ શેહેરમાં આવે તેવા તેમને પકડી લીએ. તમે મને જે રીતે તેઓની ઓલખ આપી છે તે રીતે હું ડીટેકટીવ ખાતાને તેઓને ઓલખાવીશ, તો તેમને પકડીને કેદ કરવાને મુશકેલ થશે નહીં."

મેં તે જડજનો ફ્રી ફ્રીને ઉપકાંર માંન્યો ને તે પછી તેણે મને કહ્યું, " જો તમારૂં એ કામ નહીં હોતે તો હું તમોને ઘણીજ ખુશીથી અને બોંહોંસથી મારાં ગરીબ મકાંનમાં ઉતારો આપતે, પણ જો કોઈ રવેસે તમારા શત્રુઓ જાંણુવા પામે કે તમો મારાં મકાંનમાં ઉતરેલા છો, અથવા તમોને મારા સાથે ઓલખાંણ બી છે, તો તે લુચ્ચાઓ વેહેમ ખાઈ જાય ને બેવડી ચોકસાઇ રાખી આપણને વધારે મેહેનત આપે. એટલા વાસ્તે તમોએ કોઈ હોટલમાંજ ઉતરવું કે કદી તમારા શત્રુઓ રસ્તામાં તમોને જોય બી, તો બી તમોને અતરે ફરવા આવેલાજ સમજે, ને સાંબા પોતાનું કામ વધારે સેહેલ સમજવાની થાપ ખાય. એથી કરીને જો તમો કેનેરીસ જે હોટેલમાં

છે તે હોટેલમાંબી નહીં રહો તો વધારે સારૂં, કે જેથી મારા સાથની તમારી પીછાંણની કશી કલ તે લુચ્છાઓ પાંમી શકેજ નહીં. તમો કેનેરીસવાલાં હોટેલમાંથી બીજાં હોટેલમાં જશો ને તેમ કરવા માટે તમારી ખાનગી વાતનો કશો ખુલાસો નહીં આપી શકશો તેથી કદાચ કેનેરીસને ગુસ્સો લાગશે, પણ તેને એક તે વીશે છાજતું કારણ આપવાનું તમે મને શોંપો. હું તેને એવી રીતે સમજાવશ કે તે તમારાં તેનાથી છુટા પડવાનો હેતુ તમોને પુછશેજ નહીં, ને તમારી દોસ્તીમાં કશો કચરો પડશે નહીં."

મેં વલી જસટીસ વીલમોટનો ભારે ઉપકાર માન્યો, અને સઘલું તેની મરજી માફ્ કરવાની કબુલાત આપી.

---

## પ્રકરણ ૧૪૧ મું.

### કમુ.

ત્યાર પછી અમો ડ્રાઇંગ રૂમમાં પાછા ગયા, અને ત્યાં હજી કે-નેરીસ અને લીઓનોરા એક સોફા ઉપર સાથે બેસી એકમેકના હાથ હાથમાં લઈ કાંઈ અગત્યની વાતચીતમાં ગુટાઈ ગયલાં હતાં. તેઓ પોત પોતામાં એટલાં રોકાયાં હતાં કે અમારાં તે રૂમમાં દાખલ થ-વાની બી તેઓને તુરત ખબર પડી નહીં, ને જયારે જસટીસ વી-લમોટે ખુશ મીજાજે એક ખંખાર મારી સણુસારો કીધો, ત્યારે તે-ઓ ચોંકી ઉઠયાં. એ વખતે જોકે તેઓની તે ચાલચલગતમાં જ-રાબી અમર્યાદશીલ અને પાપભરેલું ન હતું, તોબી એક પ્રમાણીક દીલનાં જોશ વચ્ચેથી પણ મોહબતની સ્વભાવીક શરમનો રતાશ લી-ઓનોરાનાં ખુબસુરત મોંપર પેહેલી બે ચાર પલ ફરી વલ્યો.

તે પછી હવા ઘણીજ ખુશનુમા હતી, તેથી અમો સામેનો દીલકસ 'વ્યુ' નીહાલવા ગેલેરીપર ગયાં. ત્યાંથી નીચેનો દેલપઝીર બાગ અને પાસેના રોણકદાર બંગલાઓ નજરે આવતા હતા, અને સામે આખાં બારાંનો દેખાવ દેખાતો હતો. જડજના હાથમાં એક તેલેસકોપ હતો, ને તેનો પોતે લાભ લઈ તેણે મારા હાથમાં તે આપ્યો.

મેં તેમાંથી બારાંનો દીલ બેહેલાવનાર નકસ જોયો. તેમાં પુ-શકલ વાહાણો, આગબોટો વગેરેની આવજા નજરે આવતી હતી, ને

કેટલાંક તો પડાવ નાંખી પડેલાં હતાં. એ પડાવ નાખી પડેલાંઓમાં મેં એક ન્હાની આગબોટ જોઈ, જેણે તેની અકસર ખુબસુરતી માટે મારૂં ધ્યાંન ખેંચ્યું, ને મેં તે તરફ સઘલાંઓનું ધ્યાંન ખેંચ્યું. "હું સ્ટીમરોની ખુબસુરતી કે કારીગરી વીશે તો તદન બીન-માહીતગાર અને બીનઅનુભવી છું, પણ તોબી મને લાગે છે કે હયાં પડાવ નાખી પડેલી મોટી ન્હાની સ્ટીમરોમાં પેલી એકના જેવી બીજી કોઈ સરસ અને શોભીતી નથી," મેં કહયું.

"હા બરાબર છે," જડજે કહ્યું. "એ જ્યારે બારાંમાં પેહેલ-વેહેલી આઠ દીવસની વાતપર દાખલ થઈ ત્યારે મારૂંબી ધ્યાંન ખેંચાયું હતું. ખુદા માલમ એ કોઇ ખાંનગી મતા છે કે સરકારી છે."

હવે કેનેરીસે મારા હાથમાંથી ટેલેસકોપ લીધો, અને તેણે તે સ્ટીમર ધ્યાંનથી નીહાલી. "બચ્ચીત," તેણે કહ્યું, "આખાં બારાંમાં એના જેવી રોણકદાર એકબી બોટ નથી. એ સરકારી નથી"—અને તેણે હસીને વધારયું—"દરીઆવરધી ખાતાં વીશે મને કાંઇ સેહેજ સાહાજ સમજ છે, તેથી હું ધારી શકું છું કે એ કોઇ ખાનગી વેપારીની બોટ છે. એ વાવટો તો મારાજ મુલકનો ધરાવે છે. જુઓ એનાપર ગ્રીક ધજા ઉડે છે."

હવે લીઓનોરાની વારી આવી. તેણીએ પણ ઘણાં ધ્યાંનથી તે બોટ ટેલેસકોપમાંથી તપાસી, ને તેની ખુબસુરત કારીગરીની ઘણી વખાણ કરી.

તે પછીનો અમારો વખત તહરેવાર જાતની ખુશ ગુફતેગો ને રમત ગમતમાં ગુજરયો. હું એક પારસી હતો, અને એક યુરોપીયન (અને તેબી પેહેલે વાંધેનાં યુરોપીયન) કુટુંબમાં તદન નવો હતો, એટલે મારી હીલચાલોમાં તહરેવાર વસ્મું મને લાગવું જોઈએ; પણ તેમ નહીં લાગ્યું તો તે એટલા માટે કે તેવા પ્રકારની મારી બીન-માહીતગારીપર કપટથી ટીકા કરનાર અથવા અનકાથી હસનાર કોઈ ત્યાં હતું નહીં. જેઓ હતાં તેમની રગોમાં એવું ઉંચ યુરોપીયન લોહી દોડતું હતું કે ખરી 'ગ્રેસ' શું તે તેમને ખબર હતી ને તે 'ગ્રેસફુલ' સભ્યતાથી તેઓ મને કુટુંબનો એક હોઉં તેમ પોતા સાથે ભેલી મારી સઘલી 'શરમ' દુર કરી નાંખતાં હતાં.

હયાં મારે વાંચનારને જણાવવું જોઈએ કે તે આખો દીવસ મારે જડજના બંગલામાંજ ગુજારવો એમ નક્કી થયું હતું, "કેમકે,"

ને ભલા ન્યાયધીસે મને તક લઈ એક વખત એકાંતમાં કહ્યું, "તમો એક વાર મારાં મકાંનમાં આવી ચુકયા છો, તો તો હમણાં પાછા ફરો તેબી એકજ ને રાત્રે જાઓ તેબી એકજ. તેથી તમને હમણાં મોકલી દઇ તમને મારી સાથે જમાડવાની મોજ હું ખોહી દેવા માંગતો નથી. વલી મારી લીઓનોરા ને કેનેરીસનેબી તમારા પારસી સંસારની તમે જે તહરેવાર વાતો કરો છો તેથી ઘણી ગમત ને મોજ પડે છે, તેથી હવે તો તમો રાત્રેજ જજો, અને જો ખુદા ચાહશે ને જે હેતુથી તમો અતરે આવ્યા છો તે જો પાર પડશે, તો પછી બેધડક તમોને આઠ દીવસ મારાં મકાંનમા રાખીને તમારી ખાતરદારી કર્યાવના તમોને હું કાંઈ અહીંથી જવા દેનાર નથી."

લીઓનોરા પણ મારા સાથ ઘણી પલોટાઈ ગઈ. યુરોપીયન બાનુઓની એક એ અકસર ખુબી છે. તેઓ જો સામેવાલામાં કશું વાંધાભરેલું અથવા અમર્યાશીલ જોતાં નથી તો લાયક એખલાસથી તેમનાસે—પછી તે મરદ હોય યા ઓરત-ઝટ મલી જવાને તેઓ વાર લગડતાં નથી. તેણીએ મને પોતાનો ચીત્રકલાનો કસબ દેખાડયો, ને એ ઉંચ હોનરમાં એક 'એમેચ્યુઅર' તરીકે તેણીએ કરેલો તારીપ લાયક 'પ્રોગ્રેસ' જોઈ હું હેરત થયો. તેણીએ પીઆના અને હાર્પ ઉપર પોતાનો ફતેહમંદ અભ્યાસ (મારી દરખાસ્તથી) મને બતાવ્યો, અને તેણી જયારે પોતાના મધુર શરોદે તે વાજીંત્રોની બરાબર એક મીઠું ગાણું ગાતી હતી, ત્યારે મેં જોયું કે કેનેરીસનું હૈયું મોહબતની મગરૂરીથી ઉભાઈ જતું હતું.

તે પછી જયારે રાતના ખાનાથી ફારેગ થઈ હું અને કેનેરીસ રજા ચાહવા ઉઠયા, અને કેનેરીસ, અને લીઓનોરા એકાંતમાં 'ગુડ નાઈટ' કરતાં હતાં, ત્યારે મને જડજે કહયું, "લીઓનારા તમોને આલબમ બતાવતી હતી તે વખતે મેં કેનેરીસને અગતજોગ કહેલું છે, એટલે તે જોકે તમો શું કારણથી અતરે આવ્યા છો તે જાંણતો નથી તોપણ તમને કાલે બીજાં હોટલમાં જઇ રેહેવાની ઘણી ખુશીથી ભલાંમણ કરશે. હવે આપણે જયાંવેર એ તમારે લગતું કાવત્રું પકડાશે નહીં ત્યાંવેર મલશું તો નહીં, પણ તોબી આપણા વચ્ચે અરસપરસ ખબરઅંતર જારી રહે એવા ઉપાયો હું જલદીજ લેવશ."

ત્યાર પછી હું અને કેનેરીસ ત્યાંથી ચાલતાજ નિકલ્યા, કારણ

કે અમારૂં રેહવાનું હોટેલ ત્યાંથી કાંઇ દુર ન હતું. રસ્તામાં થોડુંક જવા પછી કેનેરીસે કહયું "મને જડજ કેહેતા હતા કે કાલે તમોને મારાથી છુટું પડવું પડશે. તેમ કરવાની અગત છે એમ તેવણે સમજાંવ્યું પણ તેને લગતો ખુલાસો મને આપ્યા વના તમોને જવું પડે તો તમે જરાબી તે વીશે મનમાં સંકોચાશો અથવા ઓશકાસો ના. એમ કરતાં તમોને તમો અતરે છો તેટલાં કાંઇબી મારૂં કામ પડે તો એક દોસ્તનીજ લાગણી અને દીલસોજીથી તે તમો મને ફરમાવશો એવી મને ઉમેદ છે." કોનસ્ટેનટાઇન કેનેરીસની આટલી બધી ભલાઈથી મારાપર ઘણી અસર થઇ, ને મેં તેનું ભારે હેસાંન માંન્યું. તે પછી તેણે મને એક બીજાં હોટેલનું નામ અને ઇધાંણી આપી, અને સહવારે ત્યાં જવાનું મેં નક્કી કીધું. હયાં કેનેરીસે વલી મને પુછયું કે લીઓનોરાની તેણે જે વખાંણ કરી હતી તે વખાંણને તે બાનુને મેં પાત્ર જોઇ કે નહીં, અને જ્યારે તેના જવાબમાં મેં તે અબલાની ઘણી વખાણ કરી, અને કેનેરીસને એ તેની અતી લાયક પસંદગી માટે મેં મુબારકબાદી અપી, ત્યારે વલી તેણે મોં ફેરવી એક છુપી હાય મારી, અને તેની એ નહીં સમજી શકાય એવી અજાયબી ભરેલી ચાલ ઉપર હું મનમાં ને મનમાં હેરત થયો.

બીજે દાને સહવારે હું નવાં હોટેલમાં ગયો. તે પણ તેવુંજ સુખદાયક ને સગવડભરેલું હતું. ત્યાં જઇ હું ગોઠવાયો તે પછી અરધેક કલાકે તે હોટેલનો એક નોકર ઓરડામાં આવ્યો, ને મને પુછવા લાગ્યો કે મેં કોઇ નોકરને મારા હાથ તલે રેહવા બોલાવ્યો હતો કે નહીં. હું તો આ સવાલથી અચરત થઇ સાફ ના કેહેવા જતો હતો, કેમકે વાંચનારને રોશન છે કે મેં નોકર રાખવાનો વીચાર કીધો હતોજ નહીં. પણ મને તુરત ભાણ આવ્યું કે કદાચ એમ ભેદમાંજ જસટીસ વીલમોટે કોઇને કામે મોકલ્યો હોય, તેથી મેં તુરત હા પાડી, અને તેને દાખલ કરવા ફરમાવ્યું. તે 'નોકર' અંદર આવ્યો, અને હોટેલના નોકરે સરેસ્તા પ્રમાણે બાહેર જઇ બારણું ખેંચીને બંધ કીધું, એટલે તે મારા કાંને લાગી બોલ્યો, "હું છુપી પોલીસનો એક જમાદાર છું, અને મેહરબાંન જડજ સાહેબનો હોકમ છે કે મારે તમારી ખીદમતમાં એક ચોકસ વખત સુધી રેહેવું." "પણ તું જો હયાંની છુપી પોલીસનો જમાદાર હોય તો તુંને અતરે સૌ ઓલખતાં હોવાં જોઇએ તેનું કેમ?" મેં અચરત થઇ પુછયું. "મેં કાંઇ તમુને

કહયું નહીં જે હું હુચાંની છુપી પોલીસનો જમાદાર છું," તેણે હસીને કહયું. "હું તો બાહેરથી અતરે પોલીસ ખાતાંને લગતાં એક કામસર આવેલો છું, ને નામદાર જડજના હોકમથી હું તમારી ખીદમતમાં આવ્યો છું. મારૂં નામ કમુ છે, અને એ રીતે તમારી ખીદમતમાં મને મોકલીને જડજ સાહેબ બે મતલબ સારવા માંગે છે. એક તો એ કે તે રીતે તમારી ને જડજ સાહેબની વચ્ચે સંધેસા લાવ લઈ જવાની સગવડ થાય, અને બીજું તો કે તમોને તમારા શત્રુઓ હેરાંન નહીં કરી શકે. તમારે જાહેરમાં તો મારા સાથે હું તમારે ખરેખરો નોકર હોઉં તેજ માફીક વરતવું, પણ કેઠેબી મને પુછયા વના અથવા મને સાથે લીધાવના તમારે જવું નહીં. હું આ સાદા નોકરનાજ પોશાકમાં તમારી પુઠેપુઠ આવશ, પણ જ્યારે ખપ પડશે ત્યારે મારી સત્તાની સાહદત—આ પટો બતાવાને હું હમેશ પેહેડેલો રાખશ."

કમુની આ સઘલી હકીકત મેં ઘણાં ધ્યાંનથી સાંભલી, ને સઘલું તેની મરજી પ્રમાણે કરવાની મેં કબુલાત આપી. વલી મેં તેને જણાવ્યું કે જો મારૂં કામ તે સરંજામ ઉતારી આપશે તો હું તેને ખુશી કરવાને ચુકશ નહીં.

કમુ બેઠી બાંધણીનો, મજબુત બાંધાનો, ઠાવકા દેખાવનો, ખબરદાર હીલચાલનો, પાકી સમજનો એક મુસલમાન હતો. તેણે ઘણાંક છુપાં કાવત્રાં ને છુપી ચોરીઓ પકડીને ઈનામો અને ફીટો મેલવેલી હતી, ને તેવા એક ખબરદાર જમાદારને મારી ખીદમતમાં આપવા ખાતર મેં જસટીસ વીલમોટનાં દાહપણ ને દીલસોજીની વખાંણ કરી. તે અતરે કાંઈ પોતાનાં કામસર આવ્યો હતો એમ તેણે મને કહ્યું હતું, પણ પોતાનાં કામસર આવ્યો ત્યારે મારી ખીદમતમાં રોકાવાથી તેનું તે કામ તે કેમ કરી શકશે તે મને સમજણ પડયું નહીં. એમ છતાં મેં કાંઈ તેને પુછયું નહીં. તેણે પોતે મને પોતાનું કામ પોતાની ખુશીથી નહીં સમજાવ્યું ત્યારે હું તે પુછું ને તે નહીં કહે તો પત જાય, તે કરતાં ચુપ રેહેવુંજ મને વધારે ડાહપણ ભરેલું લાગ્યું.

ત્યારકેડે કમુએ મને ફરવા લઈ જવાની દરખાસ્ત કરી, ને તે મેં બાહાલ રાખી. તે મારા નોકર તરીકે પોતાની છત્રી ઉપરાંત

મારી છત્રી ઉંચકી ચાલ્યો, ને અમો બાહેર પડયા. તે મને તહરે-વાર બીલડીંગો બતાવતો ચાલ્યો, ને અમો બારાં આગલનાં પેલાં હોટલ આગલ આવી પુગ્યા, કે જ્યાં પેલો નોટેરેસ કેપટન પડેલો હતો. વાંચનાર યાદ કરશે કે હું અને કેનેરીસ કલકતામાં દાખલ થયા ત્યારે એ કેપટન ઘોડાપરથી પડી ગયો હતો, અને તેને અમે મદદ આપી એજ હોટેલમાં તે ઉતરેલો હતો માટે ત્યાં લઈ ગયા હતા.

એ હોટેલ આગલ આવી પુગતાં તેની ખબર લેવા મારે અંદર જવું કે નહીં તે વીશે હું ગુંચવાયો, કેમકે કમુની મંજુરી-યાત વના મારે કશું કરવું નહીં એવી ગોઠવણ હતી. કમુએ એ મારો ગુંચવાડો જોયો, અને મારી આગલ આવી હસીને કહ્યું, "તમો સાહેબ કઈ વાતમાં ગુંચવાઓ છો તે હું સમજી શકું છું, પણ તમો બેલાસક તે કેપટન પાસ જાઓ. એ કેપટનને તમે અકસ્માતની વખતે મદદ કરી તે વાત જડજ સાહેબ આગલ ગઈ કાલે કેનેરીસ સાહેબે કરેલી હોશે, ને વાતપરથી વાત તેઓએ તે મને કહી એટલે હું તે જાંણું છું."

"જો એમજ છે, ને મારાં જવામાં તુંને અડચણ નથી લાગતી ત્યારે તો અહીં વેર આપણે આવ્યા છીએ એટલે હું તે કેપટનને જોઈ આઉં," મેં કહ્યું. "હું તુંને ઘણો ખોટી કરશ નહીં, કમુ. તું જરા તેટલાં અહીં ઉભો રેહેજે."—અને હું ઉતાવ-લમાં જતો હતો, તેવામાં કમુએ "સાહેબ-સાહેબ" કરીને મને પાછો રોકયો.

"કેમ કમુ, વલી શું છે?" મેં થોભીને પુછયું.

"તમો તેના આગલથી પાછા ફરો ત્યારે તમારાં ધ્યાંનમાં આવે તે ચીજ તેનાપર ભેટ મોકલવાનું વચન આપીને આવજો, ને તે ભેટ તમારી ફરમાસથી તમારા નોકર તરીકે હું લઈ જવા ઈરાદો રાખું છું," તેણે કહ્યું.

"અને તેનું કાંઈ કારણ?" મેં અચરતીથી પુછયું.

"કારણ ફકત એટલુંજ કે એ કેપટનને મારે જરા જોવો છે," કમુએ બેદરકાર ઢપથી કહ્યું—પણ મારી ખાત્રી થઈ કે તેના આગલ જવાનું મારી મારફતે એમ બાંહાંણું હાથ કરવામાં એ

પાકા જમાદારની કાંઈ જાસ્તી અને વધારે ઉંડી છુપી મતલબ હોવી જોઈએ. તોપણ તેણે તે મતલબ મને સમજાવાના અખાડા કીધા, એટલે વલી મેં તેને તે વીશે વધારે ચાંપીને કશું પુછ્યું નહીં, અને તેની મરજી માફેક કરવાની તેને કબુલાત આપી હું અંદર ગયો.

ત્યાં કેપટન નોટેરેસ હજી બીછાણેજ પડેલો હતો. તે મને જોઈને ખુશી થયો કે દલગીર તે કાંઈ પ્રગટ સમજાવી શકતો નથી, પણ એક સેલરને છાજતી અરધી જંગલી અરધી સુધરેલી અદાથી તેણે મને આવકાર દીધો ને બેસાડયો. તેનો દેખાવ ખુદરતીજ ઝનુની ને જંગલી સરખો હતો, પણ બીછાંણે કેદ પડી રેહેવાના ગજબથી તે ખીજવાયલો ફફડેલો ઘણો વધારે કદર બીહાંમણો લાગતો હતો.

"તમારાં વાહાંણને તમારે લીધે ખોટી થઈને બારામાં પડી રેહેવું પડયું હશે?" મેં તેની ખબર અંતર પુછીને સેહજ સવાલ કીધો. "તે તમારા વગર તો નહીં જઈ શકે કેની?"

"હવે તે તો જોવાનું છે," તેણે બેદરકારીથી કહ્યું. "જાયબી કે નહીં બી જાય"—અને તે એવી ભાગી તુટી ઈંગ્રેજી બોલતો હતો કે તેનાં બોલવાનો અર્થ ઉભો કરવાને મને ઘણું મુશકેલ પડતું હતું.

"અને તમારૂં વાહાંણ કીયું?" મેં તેની પાસેની બારીમાંથી સાંબેનાં બારાંનો સઘલો ખુશનુમા દેખાવ નજરે આવતો હતો ત્યાં ધ્યાંન દોડાવી પુછ્યું.

• "સાંબેનાં બારાંમાં લંગર કરી પડેલાં એકેએક બારકસ ઉપર તું તારી નજર દોડાવ, મારા દોસ્ત," તેણે કાંઇક મગરૂરીથી કહ્યું, "અને તે સઘલાંમાં તુંને જે સૌથી ખુબસુરત ને સૌથી ઝડપથી પાણીપર જઇ શકે એવું જણાય તે મારૂં બારકસ છે."

"ઓહો, ત્યારે પેલી નાની બોટ જેનાપર ગ્રીક ધજા ઉડે છે ને જે ખરેખર ઘણીજ ખુબસુરત જણાય છે તેના તમો કપટાંન છો?" મેં કહ્યું.—વાંચનાર યાદ કરશે કે એજ બોટે જસટીસ વીલમોટનાં મકાનમાં અમો સઘલાંઓનું ખાશ ધ્યાંન રોકયું હતું.

"હા, એ બોટ મારી છે," કેપટન નોટેરેસે ખરી મગરૂરી લઈ કહ્યું. "એ પાંણીની પીઠ ઉપર એક પક્ષીની ઝડપથી ઉડી જાય છે, અને તેથી જેવી જોવામાં શોભાયમાન છે તેવીજ જવામાં તેજ છે."

"તમને કેનેરીસ મલી ગયા વારૂં!" મેં તેની એ ઘટતી મગરૂરીથી કાંઇ બી ખોટો વીચાર લીધા વના પુછ્યું.

"કેનેરીસ?" તેણે યાદ કરીને પુછ્યું, "કેનેરીસ કોણ!"

"પેલા તમારીજ જાતવાલા મારા મીત્ર, કે જેવણે મારી સાથે તમને પરમદીને મદદ કરી હતી તે," મેં યાદ આપી.

"હો, તેઓનું નામ કેનેરીસ છે કે!" નોટેરેસે કહ્યું, "મને ખબર નહીં. હા, પણ નહીં તેવણ કાંઇ અહીં ફરીથી આયા નથી. કમબખ્ત આએ મારા પગે મને બેડીમાં નાંખ્યો. મને અહીં કાંઈ સોહોવાતું નથી. આએ ઓરડો જાંણે મને કરડવા આવે છે."

"ત્યારે હું થોડાંક સોજાં ફુલ વગેરે મોકલું તેથી ઓરડાને કાંઇક તાજગી મલશે, ને મારી તરફની એક મીસ્કીન ભેટ તરીકે તે તમે કબુલ રાખજો," મેં કમુએ કહેલું યાદ કરીને કહ્યું.

"તેવી ચીજોની હું કાંઇ દરકાર કરતો નથી," તેણે કાંઈક તુચ્છકારથી કહ્યું; "અમો સેલરબાવાઓને એવી ચીજોનો સહવાસ હોયજ નહીં, પણ જો તમારી મરજી છે તો મોકલજો."

મારી ભેટ માન્ય કરવાની આ તેની ઘેલી ગાંડી રીત ઉપર મને કાંઇક ગુસ્સો આવ્યો, અને તેથી હું જરાવારમાં તેના આગલથી ઉઠી ગયો.

---

## પ્રકરણ ૧૪૨ મું.

### કમુની હીલચાલો.

"કાંય, કેમ છે?" કમુ કે જે બાહેર મારી વાટ જોતો બેઠી હતો તેણે તુરત આગલ આવી મને પુછ્યું.

"છે તેમ છે," મેં કહ્યું. "હજી કાંઈ ઝાઝો ફેર નથી."

"પણ પેલી મેં કહેલી દરખાસ્ત કરવાનું તમોએ યાદ રાખ્યું હતું કેની?" કમુએ કાંઈક અધીરાઇથી પુછ્યું.

"હા, પણ તેણે તે એવી જંગલી રીતથી બાહાલ રાખી કે એવી એક દરખાસ્ત મેં કીધી તેથી હું પોતે પોતા સાથે ઘણો ગુસ્સે થયો," મેં કહ્યું.

"તેનું કાંઇ કારણ નથી," કમુએ કહ્યું. "એ ખલાસીઓ તે રીતભાત કેવી સમજે! પણ તમો સાહેબની નજર પેલાં બારાં તરફ છે. ત્યાં શું જુઓછો?"

"પેલું ઘણું ખુબસુરત વાહાણ છેની તે એ કેપટનનું છે," મેં કહ્યું; "પેલી સફેદ બોટ, જેનાપર ગ્રીક ધજા ઉડે છે તે."

"હા, તે જોવાનો તમારો મનસુબો છે?" કમુએ પુછ્યું.

"મનસુબો તો ઘણોબી, પણ તે જોવાની રજા મલે કે નહીં બી મલે," મેં કહ્યું.

"તે આપણે જોઇશું—તજવીજ તો કરીએ, ચાલો મારી સાથે,"—અને કમુ પોતે તે જોવાને અધીરો પડતો હોય તેમ આગલ આગલ ઉતાવલે ચાલ્યો.

હું પછવાડે ગયો. તે મનપસંદ બોટ જોવાની મનેબી જીજ્ઞાસા તો ઘણી હતી, અને તેથી હું બી ખુશીથી ગયો.

કમુએ કીનારે જઇ એક બોટવાલાને પોકારયો, અને અમો તે મછવામાં બેસી તે સ્ટીમર તરફ ગયા. જેમ જેમ આગલ ગયા તેમ તેમ તે બોટ જે દુરથી ન્હાની જણાતી હતી તે વધારે ને વધારે મોટી થતી ચાલી, અને જયારે તેની બાજુમાં અમારો મછવો જઇ ઉભો ત્યારે તો તેનું કદ જોઇને હું દંગજ થઇ ગયો!

અમારો મછવો તે સ્ટીમરની બાજુમાં જઈ ઉભો કે એક સેલરે તે સ્ટીમરપરથી ટીંગાઇને જોયું, ને પોતાની ભાશામાં અમોને કાંઇ પુછ્યું જે અમો કાંઇ સમજયા નહીં, એટલે અમોને થોબવાની નીશાંણી કરી તે કોઈ બીજાને તેડી લાવ્યો.

થોડા વારમાં પાંચ સાત જણ દોડી આવ્યા, ને બધા ટીંગાઇને અમોને જોવા લાગ્યા. તેઓમાં જે સરદાર જેવો રોબ બતાવતો હતો તેણે હમારાસે વાત કરી, ને અમો શું માગતા હતા તે પુછ્યું. કમુએજ તેને જવાબ દીધો, (કેમકે ઇંગ્રેજી તે મારીજ પેઠે સારી રવેસે બોલી જાંણતો હતો.) તેણે અમારી મકસદ તે આગબોટ જોવાની હતી તે જણાવ્યું, અને તે સાંભલી લઇ તે ઓફીસર વિચારમાં પડેલો જણાયો. એ જોઈ કમુએ તુરત તેને કહ્યું કે હું કેપટન નોટેરેસનો મીત્ર થતો હતો, અને હમણાં તેનેજ મલીને પાધરો આવ્યો હતો.

"અને ત્યારે તું પોતે કોણ છે?" તે ઓફીસરે પુછ્યું.

"હું એવણ સાહેબનો નોકર છું," કમુએ હીંમતથી કહ્યું.

હજી તે ઓફીસર ધચુપચુ થયો, ને વિચારમાંજ રહયો, કે અમને ઉપર જવા દેવા કે નહીં. તેણે પોતાના બીજા હાથ

નીચેના અમલદારનું તે વીશે એકાંતમાં મત લીધું, અને પછી અમોને ઉપર આવવાની ઇસારત કરી.

આ રજા અમને એટલી આનાકાંનીથી મલી હતી કે હું તો પાછો જવાનો એરાદો કરતો હતો, પણ કમુએ મને આંખ મારી, ને પોતે ઉપર ચઢયો, એટલે પછવાડે હું બી ગયો—જોકે હું જરા બી સમજી નહીં શકયો કે અમોને તે બોટ જોવા દેવાને તે ઓફીસરોને એટલી આનાકાંની શાંની લાગી હશે, અને તે આનાકાંની છતાં તે જોવાને કમુને એટલી બોંહસ ને અધીરાઇ શાંની થઈ પડી હશે.

તેનાં ડુટકપર જઇને મેં પગ મુકયો ત્યારે તે બોટની લંબાઇ અને પોહલાઇ જોઇ હું છક થયો. વલી તે ઉપરાંત મેં જોયું કે તે વાહાણમાં તોપો બી ગોઠવેલી હતી. એમ કેમ? સમજાવ્યામાં આવ્યું હતું તેમ જો એ વેપારી બારકસ હોય તો લડાઇના હથીયારોની તેમાં અગતજ કેવી તે મને સમજાયું નહીં. તેમાં વેપારીનાં વાહાણની માલ લેવા કે ઉતારવાની જરાએ ગરબર હતી નહીં. સઘલું વાલેલું ગોલેલું, ગોડવેલું ગાઠવેલું, સાફ સફાઈદાર હતું!

અમો વ્હાણપર ગયા ત્યારે તે ઓફીસર જે તેના દેખાવપરથીજ નોટેરેસની ગેરહાજરીમાં કામચલાઉ (Acting) કેપટન જેવો જણાતો હતો તેણે મને ધારી ધારીને જોયો. "હું જોઉંચ કે તમારી બોટ જોવાને મારાં આવ્યાથી તમને અડચણ થાય છે," મેં એ જોઇ તુરત કહ્યું. "બોટ જોવા દેવાનો તમારો કાયદો નહીં હોય તો હું ખુશીથી પાછો જવશ."

"પણ તમારો નોકર મને કેહેચ કે તમો કેપટન નોટેરેસને ઓલખો છો?" પેલાએ મને પુછયું, ને જાંણે મારા જવાબની સચ્ચાઈ મારી આંખોમાં તે વાંચવા માંગતો હોય તેમ વલી મને ટાંકી ટાંકીને જોવા લાગ્યો.

"હા," મેં કહ્યું, "કપટાંનને તમો પુછશો તો માલમ પડશે કે મેં તેઓને અકસ્માત વખતે અગતની મદદ કરી, ને હાલ તેમની ખબર અંતર લઈને હું પાધરો ત્યાંથીજ આવું છું."

"ત્યારે તમો એ વાહાણ જોવાની તેમના પાસ એકાદ પાસ કાંય નહીં લખાવી લાવ્યા?" તે ઓફીસરે પોતાની તપાસ જારી રાખી.

"કારણ કે તે વખતે એ બોટ જોવા આવવાનો મને જરાબી ખ્યાલ ન હતો," અને બીજીજ પલે એ તેના સવાલ જવાબોથી

નારાજ—બલકે લગભગ ગુસ્સે થઇને વધાર્યું, "પણ હું નહીં જોતો કે તમોને એટલી પરપુછની શી અગત છે. મેં કહ્યું ને હું કહું છું કે જો તમારી બોટ બતાવવાનો નહીં કાયદો હોય તો મને તેમ કહો, ને હું ખુશીથી પાછો જવશ. હું ઓર મારાં મનસે હ્યાં વેર આવીને પસ્તાવો ખાઉં છું."—અને હું પાછોજ ફરતો હતો.

"નહીં સાહેબ, ગુસ્સો ના કરો," તે ગ્રીક ઓફીસરે હવે નરમ પડી જઇ મને કહ્યું. "કેપટન નોટેરેસેની ગેરહાજરીમાં જોકે હું અહીં કામ ચલાઉં છું, તોબી મારા કેપટનની મરજી વના હું કશું કરી શકતો નથી, તેથીજ મેં એટલી આનાકાની બતાવી, પણ હવે તો સુખેથી જુઓ."

"હા જુઓ જુઓ સાહેબ," કમુ વલી વચ્ચે પુરાયો, "અહીં વેર આયા તો પાછા શું જઈએ."

એથી હું તે બોટ જોવા ચાલ્યો. તે ઓફીસર કે જેની વરતણુક હવે તદન ફેરવાઈને માન ભરી થઈ હતી તે મને સઘલું બતાવતો ચાલ્યો. "તમો સાહેબ અમારી બોટને લડાઇનાં હથીયારોબંધ જોઈ કદાચ અચરત થશો, પણ સબબ માત્ર એજ કે અમોને વેપારને અરથે તરેહવાર દુરના દરીઆવોમાં ફરવું પડે છે, ને ચાંચ્યા—લુટારાઓથી બીહીવું પડે છે."

"ચાંચ્યાઓથી ?" મેં અચરત થઇને પુછયું. "શું હજી ચાંચ્યાઓનો ડર દરીઆવોમાં છે ?"

"તો નહીં ?" તે ગ્રીકે હસીને કહયું, "તમારા દરીઆવોમાં નથી તેથી શું દુરના અમારા દેશ તરફના દરીઆવોમાંબી તે લોકનો ડર નહીં હોય ?"

"હું એ નવુંજ સાંભલું છું." મેં કહયું. "હું ધારતો હતો કે ઇંગ્રેજી ને ફ્રેંચ મનવારોએ તે ગલાંફાંસુઓનો દરીઆમાંના જુલમાતનો સડો કાઢી નાંખ્યો છે."

"હજી તેમ નથી," તે ગ્રીકે કહ્યું, ને તે મોં ફેરવી હસ્યો. "પણ હવે મારા કેબીનમાં આવો ને ત્યાં એકાદ ગલાસ દારૂનું બાહાલ રાખો"—ને તે મને કેબીનમાં લઇ ચાલ્યો.

નીચે કેબીનમાં જવાના દાદરનાં પગઠયાં પોલીશ કરેલાં શોભાયમાન લાકડાંનાં હતાં, ને તેના કટેરા ચકચકતાં પીતલના હતા. પણ ખુદ કેબીનનો ઠાઠ તો અચરતજ કરતો હતો ! તેમાં તહરેવાર

ગાલીચા પાંથરેલા હતા, અને શોભાયમાન ફરનીચરની ટેસ્ટફુલ ગો-ઠવણુ કરેલી હતી. એક વેપારી વાહાંણુના કેપટનને કેબીન એવા ઠાઠથી શણુગારવાંમાં આવે એ ખરેખર એક અચરતી હતી.

પણુ હજી એથી વધારે ભપકાભરેલો કેબીન તો જુદો હતો! ત્યાં પણુ મને લઈ જવામાં આવ્યો, ને તે વડા કેપટનનો કેબીન હતો એમ મને ઓલખાવ્યો. ત્યાંનું રાચરચીલું અને શણુગાર એક વાહણુના કેબીન કરતાં એક મેહેલના "ડ્રોઈંગ રૂમ" ને વધારે મ-લતો આવતો હતો, અને મને ખરેખર લાગ્યું કે કેપટન નોટેરેસને તે હોટલના કંગાલ ઓરડામાં કરડવા આવે તેમ થાય તેમાં નવાઇ ન હતી.

કમુએ હયાં કાંચુ કાપ્યું. તેણે પોતાને મારા નોકર તરીકે ઓલખાવ્યો હતો એટલે તેને મારા સાથે કેબીનોમાં ધસી આવવું ઘટતું ન હતું, પણુ એક નોકર તરીકે કેબીનની બાહેર મારી વાટ જોઇ ખોટી થઈ રેહેવું હતું; તેમ નહીં કરતાં તે પછવાડે હાથ કરી-ને પસાર કરવા નીકલી પડેલો હોય તેમ જે કેબીનમાં અમો જતા ત્યાં ઘુસી આવતો હતો. મેં જોયું કે પેલા આપીસરને તે ગમ્યું નહીં, પણુ તોબી કમુની એ ચાલપર તે લોહીનો ગોટ ગલી કશું બોલ્યો નહીં.

અમો વાહાંણુના બીજા ભાગોમાં બી ફરયા, અને ત્યારે મને અચરત થવાનું હજી એક બીજું કારણુ મલ્યું. તે વાહાણુપર સઘલા મલી ૩૫ સેલરો હતા! એટલા બધા? એક વેપારી વાહાંણુ માટે પાંચ સાત ઘણા થયા ત્યાં એટલા બધાનું શું કામ હશે?

તે આપીસરે મને આખું વાહાંણુ બતાવ્યું, અને પછીથી હું તેની રજા લઇ તથા તેનું ઘણું હેસાંન માની ત્યાંથી બોટમાં બેસી કમુ સાથે પાછો કીનારે આવ્યો.

"શું ધારયું એ બોટ વીશે?" કમુએ અમો એકલા પડવા પછી પુછયું.

"હું તો એ જોઇને ઘણો ખુશ થયો," મેં કહયું. "કોઇ ઘણાં શ્રીમંત વેપારીનું એ વાહાંણુ હોવું જોઇએ."

"હા, પણુ વેપારી વાહાંણો તોપ બી રાખે ખરાં કે?" કમુએ કાંઇ અજાયબ રૂપે હસીને પુછયું.

"તે વીશે તો પેલા આરીસરે આપણને ખુલાસો આપ્યો તે તેં સાંભલ્યો કેની?" મેં કહયું.

"સાંભલ્યો તો ખરો," કમુએ કહયું, ને વલી પાકી આવે તેમ તે એટલું બોલી ચુપ થઇ ગયો.

તેજ સાંઝે કમુ જસટીસ વીલમોટને બંગલે જઇ આવ્યો, ને ત્યાંથી ફુલ ફલ વગેરેની એક નાદર ભેટ બનાવી લાવ્યો, જે તે પેલા કેપટન નોટેરેસને મારી 'સલાંમ સાથે' આપવા ગયો.

તે પાછો આવે તેટલાં હું મારા ઓરડામાં વાંચતો બેઠેલો હતો, તેવામાં મારી બરાબર પાસેનાજ ઓરડામાંથી એક મારો ઓલખીતો સાદ આવ્યો, અને હું ચમકી ઉઠયો. તે સાદ દાદીબાનો હતો!

"જો કાંઇ ગાડીમાં રહી નહીં જાય, બરજોર," દાદીબા ઉંબર ઉપર ઉભો રહી પોતાના નોકરને કેહેતો હોય એવો સાદ આવ્યો, "બાઇની ઓઢવાની શેઆલબી ગાડીમાજ છે, જોજે."

હું બેઠો. અંતે દાદીબા કલકતે આવ્યો તો મારે લગતાં હોમલા ખુંધા સાથનાં કાંઇ છુપ્યાં કાવત્રાંના સંબંધમાંજ આવ્યો હોવો જોઇએ તે વીશે ભયભીત થઇ હું ગંભીર વિચાર કરતો બેઠો. મેં પેહેલી પલે ચાહયું કે ધસીને તે શેઠયા પાસ જાઉં, ને મારા જેવા એક નાવારસને તે હજી સતાવાનું મુકતો નથી તે માટે તેને અને તેની મોહરદારને તાનાજાંણીથી વીંધી નાંખું, પણ નહીં. મારી એકદમ છાતી ચાલી નહીં. છાતી ચાલી નહીં તેનાં બે કારણ હતાં. એક તો કમુની મંજુરયાત વના કશું નહીં કરવાનો મારો ઠડાવ હું વીસરવા માંગતો ન હતો, અને બીજું તો એ કે કદાચને દાદીબાની પરણેતર એ કાવત્રાંમાં સામેલ નહીં હોય તો તેને નાહક ઠપકાથી સતાવવાનો ખ્યાલ મને પસંદ નહીં આવ્યો.

દાદીબા ગમે એવો હોય પણ જરબાઇ મારે માટે હમેંશ દયાની-કહો કે પ્યારની લાગણીઓ ધરાવતી હોય એવું મને લાગતું હતું. સોહલુ દમણ્યાનાં કાગલોમાંથી પેલું એક રેજીસ્ટરનું પાણું હું આપવા ગયો હતો ત્યારે શું જરબાઇ મારે ખાતર (તે ધારતી હતી તેમ મારાથી છુપી)રડી નહીં હતી? આગમાંથી મેં બચાવી ત્યારે જરબાઇએ શું મારે માટે ઓછું વાહાલ બતાવ્યું હતું? એ સઘલા ખ્યાલોથી હું એકદમ દાદીબા આગલ ગયો નહીં.

કમુ તે રાત્રે પાછો ફરયો નહીં, એટલે અંતે હું થાકીને દાદીબાને મલવાનું સહવારપર રાખી સુવા જવા તૈયાર થયો. મારી

ખાત્રી થઇ કે દાદીઆ હોટેલની બુકમાં કદાચ મારૂં નામ વાંચશે, અથવા જો વેટરને સેહેજ પુછશે કે પાસેના ઓરડામાં કોણ ઉતરેલું છે ? તો સહવાર પેહેલાં હું હયાં છું એમ તે જાણશે ખરો, એટલે સહવારે કમુ જલદી નહીં આવે તો દાદીબાને મારા ઓરડામાં તેડાવી મલી વાત કરી લેવાનો મેં નિશ્ચય કીધો, ને હું બારણુ સરેસ્તા પ્રગાણે અલગુંજ વાંકું કરી ઉંઘી ગયો.

હું મારા વીચારો વચ્ચે રફતે રફતે ઉંઘાયો. માબાપ વનાની મારી કારકીરદીના અપ્સોસની હાય વચ્ચે હું ઉંઘાયો. જો માથે માબાપનો મોહબત ભરયો સાહયો હોત તો કોઇ ચંડાલો મારા શત્રુ થઇ લાગી મને બેજાર ને હલાક નહીં કરતે તે માટે વલી પાછો આંસુઓથી મારો તકયો ભીંજવીને હું ઉંઘાયો.

એ ઉંઘને દરમ્યાંન યાતો મેં સ્વપ્નો જોયો કે યાતો ખરેખરો બનાવ બન્યો કે જેણે મને અચરતીથી રગેરગ ધુજાવ્યો. મારા ઓરડામાં દીવો બલતો હતો, પણ મને ઉજાસમાં ઉંઘ નહીં આવતી હોવાથી મેં તે ઘણોજ ધીમો કરી લગભગ અંધારૂં કીધું હતું. એ અંધારાંમાં મારા ખાબ વચ્ચે મને ખ્યાલ થયો કે કોઇ પારસી અબલા મારૂં અલગું બારણું ઉંઘાડી ધીમે કદમે ને ઉંચે દમે અંદર આવી—છેક બીછાંણાંની લગોલગ આવી, ને અંધારા વચ્ચે મારા ભણી ટીકીટીકીને જોયું. તે પછી તે સંભાલથી વાંકી વલી ને મારાં કપાલપર એક બોસો લીધો, કે જ્યારે તેણીની આંખમાંથી એક ગરમ આંસુ મારા ગાલપર ગબડી પડયું! તે એ બનાવથી ચોંકીને ખસી ગઇ, પણ પછી વલી પાછી આવી—વલી પાછી મારાપર વાંકી વલી, અને હવે એક નહીં પણ મને વધારે ચુંમીઓ લીધી, ને તેણીનાં વધારે આંસુઓથી મારા ગાલ ભીંજવાયા, તથા તેણીનાં ગુંગલતાં દચકાંનો અવાજ મારે કાને આવ્યો—અને હું ચમકી ઉઠી બીછાંણાંમાં બેઠો !

ત્યાં ઓરડામાં મેં આંખ ચોલી નજર ફેરવી, પણ કોઇ હતું નહીં—અપ્સોસ કોઇ હતું નહીં ; પણ તેજ પલે ઓરડામાંથી સટી જઇને મારૂં બારણું કોઇ બાહારથી ખેંચીને સંભાલથી બંધ કરતું હોય તેવો સણસારો થયો, ને મારી ખાત્રી થઇ કે કોઇ ઓરડામાં આવી ગયું હતું ખરૂં !

પણ કોઇ ! કોણ કોઈ ? તે કોણ હતું કે જેણે એવા મીઠા માતૃભાવથી મને મારી ઉંઘમાં બકીઓ લીધી હતી, અને મારી ઉપર—મારાં કમનસીબ ઉપર દચકાંઓ સમેત આંસુ વરસાવ્યાં હતાં? અને તે કોણ હતું કે જે એટલી બધી હેતાલુ લાગણીઓ બતાવી જે વખતે હું તેને પકડીને તેની એ મોહબત—મમતાનો સબબ પુછવા જાગી ઉઠયો ત્યારેજ એક ચોરની રીફત ને ઝડપથી નાહસી ગયું —ગુમ થઇ ગયું ?

તેણીની પ્યારની ચુમીઓનો પસરાત અને પમરાટ હજી મારા ગાળો અને કપાલપર હતો—ચુમીઓ કે જે નીર્મલ ખાલેશ ખુદાઇ માતૃભાવની—એક માતાનાજ પ્યારની પવીત્ર ચુમીઓ હતી એમ માનવાને મારૂં હૃદય જોશ કરતું હતું ! તેણીનાં આંસુંઓથી હજી મારા ગાલો ભીંજવાયલા હતા—તેણીનો દુખ આધીન ચેહેરો હજી મારી આંખમાં રમી રહેલો હતો—તેણીનાં દચકાંનો અવાજ, અને ઓરડામાંથી ઉતાવલે સટી જઇ બારણું બંધ કરી દેવાનો સણસારો હજી મારાં કાનમાં વાગ્યા કરતો હતો, અને શું એ સઘલી—એટલી બધી ખાત્રીપુર્વક શાહદતો છતાંબી મારે માનવું કે મેં જે જોયું તે ખાલી સ્વપનું હતું ? શું તેમાં ખરાપણું કશું ન હતું, ને હું મારાં ભેજાંમાં ભમતા ખ્યાલોથીજ ફોકટ વેહેમાયો હતો, કે જયારે મારા ગાલ ઉંઘમાં મેં પોતેજ રડીને ભીજવ્યા હતા ? એમ કેમ મનાય ?

અને એમ નહીં મનાય તો શું ખરેખર મારી માતા—જીવતી કે મુવેલી—મને મારા ખાબ વચ્ચે આજે મલી ગઇ હતી ?

---

## પ્રકરણ ૧૪૩ મું.

### દાદીબાનો ઈનકાર.

તે રાત્રે ફરીથી મને ઉંઘ આવી નહીં. જે અબલા મારા ખાબ વચ્ચે મારા ઓરડામાં દાખલ થઇ એક માતાનાં પવીત્ર હેતથી મને બકીઓ લઇ ગઇ હતી, અને મારા ઉપર આંસુઓ વરસાવી ગઇ હતી, તે મારી માતાજ હતી કે કોઇ ચાહીત —અથવા તો, કોઇ ખરેખર એમ આવી ગયું હતું કે હું એક ખાલી ખ્યાલથી મારા ખાબ વચ્ચે વેહેમાયો માત્ર હતો તે ઉપર હજારો દુઃખીત વિચારો કરતાં ઉજાગરા વચ્ચે મેં તે રાત તોડી પાડી.

બીજી સહવારે હું સક્કારે ઉઠયો. કમુ હજી આબ્યો ન હતો. અને તેથી હવે તેના માટે ખોટી થયા કરવા કરતાં એકદમ દાદીબાને મલીને આ વખતની તેની નવી સતાવણીઓ વાસ્તે તેનાથીજ ખુલાસો ચાહવાને મેં નક્કી કીધું.

પણ તે કામ માટે મને ખુદ દાદીબાના ઓરડામાં જવાનું ગમ્યું નહીં. મેં જોયું કે તેના સાથે તેની મોહરદાર જરબાઇ બી હતી. અને જો દાદીબા કોઇબી કારણોને લીધે મારો એકલો શત્રુ હોય, ને તેમાં તેણીનો વાંક અથવા હાથ નહીં હોય, તો તેણીનાં દેખતાં તેણીના ભરથાર ઉપર મારા વાંકો રજુ કરવાનું મને શોભશે નહીં, અને તેથી દાદીબાને મારા ઓરડામાં તેડાવી એકાંતમાં મલવાનું મેં ઠેડાવ્યું.

એટલા વાસ્તે હાટેલના એક નોકરને બોલાવી મેં મારો કારડ આપ્યો; અને તે પાસેના રૂમમાં દાદીબાને લઇ જઇ આપવા મેં આજ્ઞા કરી. આ કારડ જોતાંજ દાદીબા મને મલવા આવશે એમ માનવાને હું વેહેમ ખાતો ન હતો—જોકે મેં જોયું કે મારી હાલતના એ ફેરફાર ઉપર તે અચરત તો થવાનો. હું એક નોકરની પંક્તીનો થઇને તેને મને મલવા બોલાવાની પતરાજી કરૂં તેમાંનો આસામી ન હતો એ તો તે સેહેલથી સમજી શકવાનો—અને તેથી મારી હાલતના કાંઇબી નવા ફેરફાર વીશે તે અટકલ કરી અચરત થતો પણ મને તુરત મલવા આવશે એમ હું ખાત્રીપુર્વક સમજી શકતો હતો.

તેમજ થયું. દાદીબા હજી તો હું કારડ આપ્યા પછી એ વિચારોમાં હતો તેટલાં મારા ઓરડામાં મને મલવા આવ્યો.

તે અસલના જેવોજ રોબવાલો આજેબી—હજીબી હતો. તેજ તોમાખ—તેજ અસલી ભપકો, અસલી તોર, અસલી ઠઠેરો આજે પણ જોવામા આવતો હતો.

હું તેને જોઇને માનથી ઉભો થયો. તે પોતે કાંઈ ફુગલાયલો, ગભરાયલો, અચરત થયલો જણાતો હતો. છેલ્લો હું તેને મલ્યો ત્યારે હું એક નોકર હતો, અને તેથી આજે મારા આ ફેરવાયલા સમા ઉપર તે અચરત થાય એ તો બીલકુલ બનવાજોગ હતું.

"તું મને મલવા માંગેચ, કાવલા?" મેં તેને બેસવાને ખુરસી બતાવી તે ઉપર બેસવાના અખાડા કરતાં તેણે કહયું—એવું બનાવા

કે તે આ મુલાકાત લંબાયલી જોવા ચાહતો ન હતો વાસ્તેજ બેસતો ન હતો. "તું શું કેહેવા માંગે છે?"—અને જોકે એમ બોલતાં દાદીબા બાહેરથી તદન શાંત દેખાવાનું ડોલ કરતો હતો તોપણ તેના ધીમા ધ્રુજતા સાદપરથી તે અંદરખાનેથી ઘણો ઉસ્કેરાયલો અથવા ગભરાયલો હતો તે પ્રગટ જણાઇ આવતું હતું.

"સાહેબ," મેં માનથી તોપણ મજબુતાઇથી કહયું, "મને માનવાને વલી કારણો છે કે તમે મારા તરફની સતાવણીઓ પાછી જારી કરી છે."

"એતું એજ હંબગ તું સદા ચલાવ્યા કરશે, છોકરા"! દાદીબાએ કંટાલાથી—લગભગ ગુસ્સે થઇને કહયુ. "તું બેંગ્લોરમાં તારા છેલ્લા શેઠ માંણેકજીની મારાપર એક ચીઠી લેઇને આવ્યો હતો ત્યારે મે ખરાં દીલથી તુંને ખાત્રી આપી હતી કે હવે પછીથી તારો એક વાંકો બાલ હું થવા દેનાર નથી, ને તે વચન શું મેં આજવેર પાલ્યું નથી?"

"તે હું ના પાડતો નથી," મેં કહયું, "મગર હમણાં નવી વાતો મારી જાંણમાં આવી છે જેથી હું અનુમાન કરી શકું છું કે તે સઘલાં વચનો હવાપર ઉડી ગયાં છે, અને ખુદા જાંણે શા સબએ તમોએ તમારા વિશ્વાસમાં પેલા હોમલા ખુંધાને પાછો લીધો છે."

"નહીં કાવલા—કાવસ," દાદીબાએ કાંઇ ખરાંપણાંની ખાત્રી આવે એવા વિશ્વાસના ભારથી કહયું," હું પાક ખુદાના કસમથી કહું છું કે તે લુચ્ચો શું નવાં પાંણીમાં રમે છે તે હું કશું જાંણતો નથી."

"જો એમજ છે તો મને તમો હજીબી જણાવશો નહીં સાહેબ"—મેં કાલાવાલાથી કગલીને પુછયું, " કે હોમલો ખુંધો ખરેખર મારો મામો છે યા નહીં ?"

"તે હું શું જાણું, છોકરા?" દાદીબાએ કહયું. "એ વીશે તું વીચાર તો કર કે હું તુંને ખાત્રી કેમ આપી શકું? પણ તે હમણાં છે ક્યાં—મુવોચ ક્યાં તેબી હું જાંણતો નથી"—તેણે વાત ફેરવીને વધારયું. "તું જો જાંણતો હોય તો મને જણાવ કે તે હમણાં ક્યાં મલશે, ને તે લુચ્છો તારા એક બાલને ઇજા કરવા નહી પામશે."

દાદીબાનો આ એકરાર તેનું પાપ પ્રગટ કહી આપતો હતો!

તે હોમલા ખુંધાપર એવી કાંઇ હકુમત એવી કાંઇ સરસાઈની સરદારી ભોગવતો હતો કે તેનાં ફરમાનથી હોમલો ખુંધો આ-

ડો નહીં જઈ શકે તેજ બધું શું બતાવતું હતું ? વલી દાદીબાએ જેમ એંગ્લોરમાં તેમજ હમણાં મને ભરોસાથી ને ભારથી કહયું કે **હવે પછી** તે મારો એક વાંકો બાલ થવા નહીં દેશે તેજ શું સમજાવતું હતું ? શું એમ નહીં તે તે મારો **આગલનો** શત્રુ તો હતોજ, પણ કોઇ કારણથી તે રીતે મારો શત્રુ થઇ મને સતાવાનું તેણે **પાછલથી** મુકી દીધું હતું ?

પણ એ સઘલા વિચારો મેં મનમાંજ રાખ્યા. દાદીબા હવે મારો મિત્ર થઇ લાગવાનું કાંઇક એવા તો ખાત્રીપુર્વક વિશ્વાસથી બોલતો હતો કે તેને તે ઢપે વાત કરતો સાંભલવાથી મારા જીવને કાંઇ નહીં સમજાય એવી ધીરજ મલતી હતી, ને તેટલાંને ખાતર બી મારા વિચારો ને વેહેમો બોલી દઇને તેને નવેસરથી ગુસ્સે કરવાને મારૂં દીલ ચાલ્યું નહીં.

"આપણે છેલ્લા મલ્યા પછી હોમલો ખુંધો મને મલ્યો હતો એ વાત તો ખરી," દાદીબાએ જરા થોભીને મને કહયું, "પણ તે વખતે તારા સંબંધી કશી વાત ન થઇ હતી. તે વખતે તો તે મારા પાસ નાણાંની કાંઇક મદદ માંગવા આવ્યો હતો, અને તે મેં તેને મારી તેના સાથની આગલી પીછાંણના અવેજમાં આપી ત્યાર પછી આજવેર તેના સંબંધી હું કશું વધારે જાંણતો નથી."

દાદીબાના આ ખુલાસાથી મારી ખાત્રી થઇ કે આ વખત હોમલો ખુંધો જો મારા ઉપર તાંપતો હોય તો તે તેની ઉસકેરણીથી તો નહીંજ હોય. વાંચનાર જાંણે છે કે પેલા કેદીએ તો ફકત નામો સમજયાં હતાં, પણ હોમલા ખુંધાએ ને સોહલુ દમણ્યાએ શી વાતચીત કરી હતી તે કાંઇ તેઓ જાંણતા ન હતા, તો પછી એમ કાંય નહીં હોય કે પોતાની વાતચીતને દરમ્યાંન તેઓએ દાદીબાનું નામ લીધું તે ફકત એ નાણાંની મેલવેલી મદદનાજ સંબંધમાં હોય ?

વલી દાદીબા ઉપલો ખુલાસો મને આપતો હતો ત્યારે મેં તેના ચેહેરા સમ ટાંકી ટાંકીને જોયું હતું કે જો તેના બોલવામાં કશુંબી ગલત હોય તો મારાં એ ટીકવા સામે તે ટકી શકે નહીં—પણ નહીં. તેના ચેહેરા ઉપર એવી તો પ્રમાણીક નીરદોશતા પ્રગટ પડી હતી કે તેનાં બોલવામાં વેહેમ ખાવા જેવું મને જણાયું નહીં.

"હા કાવલા--કાવસ," દાદીબાએ દીલમાં લાગી આવે એવા ગંભીર—કાંઇક ધ્રુજતા સાદે કહ્યું, "મારી તરફથી હવે તુંને બી-હીવાનું જરાએ નથી. હું તુંને હવે અજાબ આપવાનો નથી, ને મારી જાંણીજાંણ કોઇને અજાબ આપવા દેવાનો બી નથી.—પણ વારૂં આય તારી હાલતમાં આવો સંતોશકારક ફેરફાર કેમ થયો!" તેણે વાત ઉલટાવી પુછ્યું. "એ ફેરફાર થયલો જોઇને હું ખરાં દીલથી ખુશ છું."

"સાહેબની મેહેરબાંની," મેં અરધી ટંકારથી અરધી ગંભી-રાઇથી કહ્યું. "તમારા પગની પુનાઇથી મેં અત્યાર સુધીમાં ઘણા મોટા અને વગવાલા આસામીઓનો ચાહ મેલવી તેમને મારા મિત્રો બનાવ્યા છે, ને તેઓની મેહેરબાંનીએ મારી હાલતમાં આ જાણ-વાજોગ ફેરફાર કીધો છે; પણ તોબી," મેં હજારો દુઃખભરી લા-ગણીઓથી વલી ઉસ્કેરાઇ આવી કહ્યું, "પણ તોબી આખી દુન્યા-ના એવા ચાહ ને એવી મમતા મેહેરબાંની છતાં હું સુખી નથી થઈ શકતો. મારાં માબાપ કોણ છે તે વાતની અફસોસકારક બીન-માહીતગારી વચ્ચે મને કશાંથી સુખ અથવા ધીરજ મલવાની નથી—અને તમો દાદીબા શેઠ, મારૂં દીલ ભીતરે ઉછાલા મારી કેહે છે કે **તમો** એ ભેદનો પરદો ખુલી શકે એમ છે, તો શું તે એક સુખન કહી મને તમો સુખી કરશો નહીં! મેં કોઇનું બુરૂં કીધું નથી"—મેં આંખોમાં હવે આંસુ લાવી કહ્યું—"તો મને મારાં જણેતાં માબાપોએજ કાંય તજી દીધો તે હું સમજતો નથી. દાદીબા શેઠ તે વાત વીશે તમો સાહેબ કશું બી જાંણતા હો તો મને કહો, ને મને ખોદાને ખાતર સુખી કરો."

આ સઘલું હું બોલતો હતો ત્યારે મેં જોયું કે દાદીબાનાં મોંનો રંગ તમામ ઉડી ગયો. તે ફીકકો ફચ થઈ ગયો, અને તો પણ તેના ધ્રુજતા હોઠો તેની છાતીના કાંઇક વિચીત્ર જુસ્સાઓની સાહદત આપતા હતા!

પણ એક ગંજાવર તોફાંણ પછી શાંતી પ્રગટી નીકલે તેમ એક બે પલ દાદીબા એ ગભરાતમાં આવી જવા પછી તરત સાવધ થયો, અને સાવધ થયો એટલે તાબરતોબ એવો કશો ગભરાત તેને થયોજ ન હોય તેમ શાંત બી થયો. ખરેખર, એ શાંતી એટલી જલદી પાછી તેનાં મોંપર પસરી નીકલી કે એવો કાંઇક ગભરાત મેં

તેનાં તેજ મોંપર એકાદ બે પલ આગમચ ખરેખર વાંચ્યો હતો કે હું મારા વિચારો વચ્ચે ઠગાયો માત્ર હતો તે વીશે બી હું વેહેમમાં પડી ગયો ! તેવામાં દાદીબા બોલ્યો. "કાવલા," તેણે કાંઇક દમથી કહયું, "તું કોઇ અજબ જેવો પોરયો છે. તું તારે લગતી વાતો મને પુછે છે તે હું ક્યાંથી જાંણું ? તુંને મેં મેહેલાશાહા શેઠને ત્યાં નોકર રહેલો જોયો ત્યારથી હું તુંને ઓલખું છું તેથી વધારે તારે લગતું હું શું જાણી શકું ?"

દાદીબાના આ ઉડાવનારા જવાબથી હું પાછો નીરાસ અને નાસીપાસ થઇ ગયો.

"એમ છતાં તારે ખાત્રી રાખવી છોકરા," દાદીબાએ ધીરજ આપવાને ઉતાવલ કરી, "કે તેં બાઇ જરબાઇનો એક વખત જાંન બચાવ્યો છે તે હેસાંન અમો સદા યાદ કરીએ છીએ, વાસ્તેજ તારૂં ભલું કરવાને અને હવે પછીથી તારૂં ભલું થયલું જોવાને અમો સદા કાલજી રાખીએ છીએ"—ને બીજી પલે મને વીચારવંત હાલતમાં ગીરફ્તાર કરી દાદીબા મને છોડી ગયો.

---

## પ્રકરણ ૧૪૪ મું.

### કમુનો ખુલાસો.

જરા વારમાં કમુ આવ્યો.

"દાદીબા આએજ હાટેલમાં ઉતરેલો છે, કમુ," મેં તેને જોતાંજ ખબર આપી.

"હા, મને ખબર છે," કમુએ પોતાની સરેસ્તાની ઠંડી ઢપે કહયું. "હું જાંણું તમે જાંણુતા નહીં હશો તેથી સામો હું તે વાતની તમો સાહેબને ખબર આપવા આવ્યો."

"નહીં, મને તો તે કાલની ખબર પડી, ને હું તારી વાટ જોઇને હમણાંજ દાદીબાને મલ્યો," મેં કહ્યું.

"મારૂ મત લીધા વના તમો સાહેબે એ પગલું લીધું તો તમારી મરજી," કમુએ નરમ ઠપકો દીધો.

"હા; પણ મેં તારી ઘણી વાટ જોઈ," મેં લગાર ગુસ્સે થઇને કહયું, "ને તું નહીંજ આવ્યો એટલે મારી ધીરજ રહી નહીં."

"જેમ મરજી," કમુએ બેદરકારી બતાવી.

"અને એ મુલાકાતથી મારી ખાતરજમા થઈ છે કે હાદી-બાને એ કાવત્રાં સાથે કશું લાગતું નથી," મેં કહયું. "કાગનું બેસવું ને તાડનું પડવું તેમ આપણે હાદીબાપર નજર રાખી તેવામાંજ તેનું અત્રે આવવું થયું છે, પણ તે તદન એક અકસ્માતથીજ થયું છે એમ મારી ખાત્રી થઇ છે. પણ વારૂં તું પેલી બોટ લઇને કેપટન નોટરેસને મળ્યો કે?"

"હા સાહેબ, ને તેણે બાગી તુટી નમોને સલાંમ કેહેવાડી છે," કમુએ કાંઇક હસીને કહયું.

"પણ આપણે તેનાં વાહાણપર જઇ આવ્યા તે વાતની તેને ખબર થઇ હતી કે નહીં?" મેં પુછયું.

"થઇ હતી ખરી, પણ તે વાતપર તેણે કાંઇ ખાશ કરીને મને કહયું નહીં," કમુએ કહયું.

એ પછી કમુને કાંઇ તેનું કામ હતું એટલે તે મારી રજા માંગી પાછો તરતજ બાહેર ગયો, ને તે પછી હું એકલો પડયો માટે ફરવા નીકલ્યો.

ફરતો ફરતો હું બંદર તરફજ ગયો, ને ત્યાંથી બારામાં લંગર કરી પડેલી પેલીજ ખુબસુરત ગ્રીક બોટ તરફ હું જોવા લાગ્યો. એવામાં સામેથી મેં એક પાલખી આવતી જોઈ, જેને ચાર ગ્રીક ખલાસીઓએજ ઉપાડી હતી, ને એ ખલાસીઓને મેં પેલીજ બોટપર જોયલા હતા. વલી તે ઉપરાંત મેં પેલાજ ગ્રીક આફીસરને પાલખીની એક સાઇડે ચાલતો જોયો કે જેણે તે બોટ મને ફેરવીને બતાવી હતી. આ ઉપરથી મને અનુમાન કરવાને મુશકેલ પડયું નહીં કે તે પાલખીમાં કેપટન નોટરેસને નાંખીને લઇ જવામાં આવતો હતો—જોકે એટલી દોડાદોડીથી તેને એમ બોટપર લઇ જવાનો શો બાએસ હશે તે હું જાંણી શકયો નહીં.

પાલખી નજીક આવી પોંહોંચી એટલે તે ગ્રીક આફીસરને મેં હસીને દુરથીજ સલાંમ કરી, પણ તે સલાંમના જવાબમાં તેણે અને તેની સાથવાલા ખલાસીઓએ મારાપર એક સરખી રીતે એવા તો તીરસ્કાર ને ગુસ્સાના ડોલા કકડાવ્યા કે હું તો દંગજ થઈ ગયો!

એમ છતાં કદાચ મારી કાંઈ સમજમાં ફેર હશે એમ જાંણી હું તે પાલખી આગલ ગયો. તે પાલખી કીનારે ઉતારી અંદરથી

નોટેરેસને ઉતારવાને બોટપર લઇ જવાની ગોઠવણ કરવા તે પગે ચાલતો આરીસર એકાદ બે ખલાસીઓ સાથે બોટમાં કુદી પડયો હતો તેટલાં હું પાલખીમાં પડેલા કેપટન નોટેરેસ આગલ ગયો. "તમો તો કાંઇ ઘણી દોડાદોડીથી તમારી બોટપર જાઓચ ?" મેં સરેસ્તાની સલાંમ કરી હસીને પુછયું.

"એમ ખરૂં કે ?" કેપટન નોટેરેસે મારા તરફ તેવાજ ડોલા કાઢી અનકાથી જવાબ દીધો, ને તેણે મોં ફેરવ્યું, કે જ્યારે તેની પાસે ઉભેલા ખલાસીઓ તો મારાપર એવા કપટના ડોલા કાઢતા હતા કે ત્યાં વસ્તી ન હોત તો તેઓ મને પકડીને દરીઆમાંબી હોમાવી દેત એમ માનવાને મને શંકા થઇ નહીં !

"તમે મને કાંઇક ભારે ગેરઇનસાફ કરતા જણાઓ છો," હવે એ સઘલાઓની આ ધીકકારવા જોગ ચાલથી મેં પ્રમાણીક ગુસ્સો બતાવ્યો. "તમોને ખુલાસો આપવાને હું કુચ્છ દરકાર કરતો નથી, પણ મારાં માનને માટે હું ખુલાસો કરૂં છું કે તમારી બોટ જોઇ આવ્યા પછી તમોને મારે માટે કાંઈબી બુરૂં અથવા હલકું વીચારવાને કારણ મલ્યું હોય તો તેમાં તમારી તમામ ભુલ છે.—" અને હું જવાબને વાસ્તે થોબવાની દરકાર કરયાવના દમામથી ત્યાંથી ચાલી ગયો.

હું એ પ્રમાણે થોડુંક આગલ ગયો નહીં તેટલાં પછવાડેથી મારૂં કોઇએ નામ પોકારયું, ને બીજી પલે કમુ મારા પાસે આવીને ઉભો રહયો. "તમો સાહેબ મને સાથે લીધા-અથવા ચેતાવ્યા વગર એકલા બાહેર આવોચ તેમાં જોખમ છે હો," કમુએ વળી ઠપકાની ઢપે કહયું.

"કેમ વારૂં ?" મેં અચરતીથી પુછયું,"જોખમ કઇ તરફથી ?"

"એકથી વધારે તરફથી," કમુએ કહ્યું.

"તું શું પેલા ગ્રીકોના સંબંધમાં બોલેચ ?"

"હા," કમુએ કહ્યું. "ગઇ કાલે હું તમોને તેઓની બોટપર લઇ ગયો ત્યારે તમને તેઓથી બીહીવાનું નહીં હતું, પણ આજે તમને તેઓથી બીહીવાનું છે, કેમકે તે બદમાસો તમોને છુપા સરકારી જાસુસ સમજયા છે."

"જાસુસ ! એટલે ?" મેં ઘણા ગુસ્સાથી કહ્યું.

"એટલે કે એ વ્હાંણુ ચાંચીઆ લુટારાઓનું છે," કમુએ ઠંડે કલેજે સમજાવ્યું, "અને તે વેપારી વ્હાંણુને મસે અતરે કાંઈ લુટફાટનો દાવ સાંધવા આવેલું છે. મને માંફ કરજો સાહેબ," કમુએ હસીને વધારયું, "પણ એમને પકડવાના ઠરાવથીજ હું અતરે આવ્યો, ને તમારી નોકરીમાં તમારૂં કામ કરી આપતાંજ મારૂં કામ કાઢી લેવાનો મેં જડજ સાહેબ સાથે એકમત થઇ ઠરાવ કીધો."

"હું કાંઇ સમજ્યો નહીં ?" મેં હજી ગુસ્સાથી મારા સવાલો જારી રાખ્યા, કેમકે કમુએ પોતાની મતલબનેસર મને ઘણા ખરાબ આકારમાં રજુ કીધો, અને ગમે એવા લુટારાઓ આગલબી મને મારી ચાલ માટે વગર વાંકે શરમવાનું થયું તેથી મને ગુસ્સો આવતો હતો.

"હું ખુલાસાથી સમજાઉં," કમુએ કહ્યું. "હું એ ચાંચ્યાઓની ભાલ કાઢવા અતરે આવ્યો, અને નામદાર જડજ સાહેબને મલ્યો. હવે મારે કોઇબી રીતે એઓનાં વ્હાણપર મારી જુસ્તેજો-ચલાવવાની હતી, તેજ પ્રમાણે વલી કેપટન નોટેરેસ પગ ભાંજીને પડેલો હતો તેને બી મલીને ઓલખી લેવાનો હતો, અને તેથી જડજ સાહેબને એક પથરે બે પક્ષી મારી લેવાનો વિચાર સુઝ પડયો. તેઓ તમારી ખીદમતમાં તમારી સંભાલ માટે તેમજ તમારા શત્રુઓનાં કાવત્રાંની કલ પામવા કોઇ વિશ્વાસુ માણુસ આપવાના એરાદામાં તો હતાજ, તેવામાં મેં તેમને આવી મલી મારો હેતુ કહયો, એટલે તેવણે મનેજ તમારી ખીદમતમાં મોકલી આપવાનું પસંદ કીધું. તેઓને ખબર હતી કે કેપટન નોટેરેસ સાથ તમનેબી પીછાંણુ હતી, એટલે હું તમારૂં કામ કરી આપવા ઉપરાંત મારૂંબી કામ તમારી મારફતે કરી શકશ એમ તેવણુને વિશ્વાસ હતો, ને તમો સાહેબે જોયું કે તેમ હું કરી શકયો છું. જો હું પ્રથમથી મારો હેતુ તમોને સમજાવતે તો કદાચ તમો મને મદદ કરવાને ના પાડતે તેથી મેં કહયું નહીં, ને તમોને આગલ કરી તમારી મદદથી હું એ લુચ્ચાઓનું વ્હાણુ જોઇ તથા તેના કેપટનને મલી આવી શકયો."

"ખચ્ચીત, જોકે એવા બદમાસોને પકડી કાઢવામાં તુંને મદદ કરવામા મેં કશું ખોટું નથી કીધું, તોપણ તેઓએ મારે માટે હલકુ મત બાંધ્યું અને મને ઠગારો સમજ્યા તે વાત મને

હજી પસંદ આવતી નથી," મેં હજી કાંઇક ગુસ્સાથી કહયું; "પણ ખેર, હવે જે બની તે બની; પણ હું એમ પુછું કમુ, કે એ લોકને એટલી જલદી ખબર કેમ પડી ગઇ હશે કે આપણે એમનું પાપ ચેતી શકયા છીએ?"

"ચોર માણસોને કોઇમાં વિશ્વાસ હોયજ નહીં," કમુએ સમજાવ્યું. "આપણે વ્હાંણુપર જઇ આવ્યા તે એટલું અસાધારણ હતું, અને વલી હું ફુટની ભેટ લઇ ગયો તેબી એટલું ધ્યાંન ખેંચનારૂં હતું કે એ ચતુર ગ્રીક બચ્ચા કાંઇબી કાવતરૂં ચેતી જાય અને પોતાના કપટાંનને દોડાદોડીથી પાલખીમાં નાંખીને બી તુરત વ્હાંણુપર ધસડી જાય એમાં કાંઈ નવાઇ નથી."

"હા, ને વલી તું મારો નોકર જાહેર થઇને સભ્યતાના કાનુનોથી ઉલટી રીતે છેક ખાંનગી કેબીનોમાં બી મારી સાથે ધુસી આવ્યો હતો તે બનાવ બી પાછલથી તેમને વેહેમ ખવાડવાને અગતનો થઇ પડયો હશે," મેં યાદ કરી કહયું; "પણ હવે તેં શું કરવા ધારયું છે, કમુ? એમને પકડવાની ગોઠવણ થઇછ કે નહીં?"

"તે એકદમ નહીં થઇ શકે," કમુએ સમજાવ્યું. "અમારાં શેહેરમાં જ્યારે એ વ્હાંણુ આવી લાગ્યું ત્યારે એ વ્હાંણુપર અમારે ગામના કાયદા પ્રમાણે એક આફીસર તપાસ કરવા ગયો, ને તેને વેહેમ લઇ જવાનું એ કારણુ મલ્યું કે એ વેપારી વ્હાંણુમાં લડાઇનાં ઓજારો હતાં—જોઇએ તે કરતાં ધણા વધારે ખલાસીઓ હતા—તેના દસ્તાવેજો ખાત્રીપુર્વક ન હતા, અને વલી કેપટન નોતેરેસે તે આફીસરને પોતાનો કેબીન બતાવવા સાફ ના પાડી. આથી તે આફીસરને વ્હાણુની આબરૂને માટે મજબુત વેહેમ તો ગયો, મગર કશાબી વાંકના પુરાવા વના તે તેને રોકી શકયો નહીં. ત્યાર પછી અમોને ખબર પડી કે તેજ વાહાણુ કલકતે આવી લંગારયું છે, એટલે તેના સંબંધમાં જાસ્તી જુસ્તેજો કરવા મને અતરે મોકલી આપવામાં આવ્યો, અને જોકે હવે મારી પણ તમામ ખાત્રી થઇ છે કે એ વાહાણુ ગ્રીક ચાંચ્યાઓનું છે, તોપણુ એમને પકડવાને મારી પાસે એક પણ પુરાવો તુરત વેલા મોજુદ નથી. એમ છતાં નામદાર જડજે જુદાં જુદાં બારાંઓમાં તારો છોડયા છે કે જેઓને એ વાહાણુ સામે વાંધો હોય તેઓને તેની કલ મલે, ને તે હયાંથી ઉપડી જાય તે આગમચ તેને કેદ પકડવાને બની આવે."

કમુનાં એ બોલવાના જવાબમાં હું કાંઇ કેહેવા જતો હતો તેટલાં હું ચોંકયો, કેમકે સામેથી મેં હોમલા ખુંધાને તે તરફ આવતો જોયો. મેં તુરત કમુને કાંનપર પડી તેને દુરથી બોલ-બાવ્યો, ને તે અમોને જુએ તે આગમચ પાસે એક પથ્થરની મોટી ટેલી મારી હતી તેની ઓથે અમો ભરાઇ ગયા, કે હોમલો ખુંધો અમારા પાસેથી અમોને જોયા વના પસાર થઇ ગયો.

---

## પ્રકરણ ૧૪૫ મું.

### ફેનેરીસની મુલાકાત.

તે પછી અમો જ્યારે હોટેલમાં પોંહોંચ્યા ત્યારે કમુ તરત-જ ખબર લાવ્યો કે મારાં બાહાર ગયા પછી દાદીબા અને જરબાઇ જલદીજ તે હોટેલ છોડી ગયાં હતાં. આ બનાવ ઉપર હું અચરત થયો—જોક મને અનુમાન કરવાને મુશકેલ પડયું નહીં કે જે મકાંનમાં હું હતો તેજ છાપરાં હેઠલ રેહેવાને દાદી-બા રાજી નહીં થયો હતો.

થોડી વારમાં મને હોટેલમાંના એક નોકરે એક ચીઠી લાવી આપી, અને તે ઉપરનાં સરનામામાં એક અબલાના અક્ષર હતા. મેં તે ઉપરથી તે તુરત ઉખેડી વાંચી, અને તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"હું તુને મારી તરફથી ખાંનગી ખાતરી આપુ છું, કાવસ, કે દાદી શેઠ તરફથી તું કંઇબી સતાવણીઓની હવે પછી વકી રાખતો હોય તો તેમાં ખચીત તરભુલ છે. તેં મારી જીંદગી બચાવેલી છે, અને તે દીનથી હું તુંને પેટના દીકરા તરીકે ચાહતાં શીખી છું, વાસ્તે એક માતા તરીકે તુંને ખાતરજમા આપું છું, કે મારા ખાવંદ વીશે તારે જરાબી દીલમાં હવે ડર રાખવો નહીં. ચંડાલ હોમલો ખુંધો હમણાં શું પાપમાં રમે છે તે અમો જાંણુતા બી નથી, પણ તે બદમાસ તુંને કોઇબી રીતે અજાબ આપવાનો છે એમ જો તું ખાતરીપુર્વક જાંણી ચુકયો હોય, તો તારાં ભલાને વાસ્તે કાલજી કરી અરજ કરૂં છું કે તું અહીં રેહ ના. તે નાપાક પારસીના બસની બચવા જ્યાં તારાથી નહસાય ત્યાં તું નાહસી જા, અને તે બુરાના સપાતામાં આવતો ના. તરં હવે મને ઘણું લાગે છે, અને તેથી તુંને ઈજા પામેલો સાંભલીને હું ઘણીજ દુ:ખી થવશ. આ ચીઠીની વાત કોઇ આગલ કરતો ના, કેમકે એ મેં મારા દાદીથીબી છુપી લખી છે, અને એવણે એકદમ અહીયાંથી ઉપડી જવાનું ઠરાવ્યું, તેથી આ ચીઠી તું વાંચશે ત્યારે તો અમો કેટલેક દુર નીકલી ગયલાં હોઇશું.

જરબાઇ દાદાભાઇ."

આ ચીઠી જાલવી રાખવાનું મારૂ ઘણુંજ મન થયું; કેમ-કે એમાં કંઇક એવી ક્રીસમના માતૃભાવની કાલજી અને મમતા સમાયલી હતી, કે જેથી તે ખોઇ દેવાને મારો જીવ થઇ શકયો નહીં; એમ છતાં તે ચીઠી મારે નહીં રાખવી એવી ક્રીસમનું તે બાઈનું લખાંણુ હતું, વાસ્તે તે ચીઠી મેં તુરત બાલી નાંખી.

અમારાં હાટેલમાં આવ્યા પછી કમુ તો હોમલા ખુંધાની જુસતેજો કાઢવા તુરતજ પાછો બાહાર ગયો હતો, અને તે બે કલાક રહીને પાછો ફર્યો.

"હોમલા ખુંધાનો પતો મેં મેલવ્યો છે," કમુએ આવતાંને વાર કહયું. "તે ગઇ રાત્રેજ અહીં આવ્યો, અને જે ગલીમાંથી આપણે તેને નીકલતો જોયો તેજ ગલીમાંની એક કંગાલ દુકાંનમા તે ઉતરેલો છે. તેને પકડવા માગીએ તો પકડી શકીએ. પણ કોઇબી વાંકની ચોકકસ પુરવારી વના કાચું કામ આપણને કરવું નથી."

"પણ ત્યારે કરશું શું?"મેં ચીંતાથી પુછયું.

"હું તે કાલે સમજાવશ," કમુએ કહયું. "આજે તો હું એ લુચ્ચાની હીલચાલપર દેખરેખ રાખવા રોકાયલો રેહેવશ, અને કાલે આવીને એ વીશે વધુ રીપોર્ટ કરશ."

હવે કમુનાં બીજી વારનાં જવા પછી હું એખલો પડયો, અને મને એખલો બાહાર નીકલવાની કમુની મના હતી વાસ્તે વાંચવાની એક ચોપડી લઇને તે ઉપર હું ઝુકવા પડયો. તેવામાં એક નોકરે આવીને મારા હાથમાં એક કાર્ડ મુકયો, અને બીજીજ પલે કોનસ્ટેનટાઇન કેનેરીસ ઓરડામાં આવ્યો.

મને સારી રવેસે સેકહેન્ડ કરીને એક મીત્રના એખલાસથી મારી પાસે તે બેસી ગયો, અને ખુશ મીજાજે મારી માફ માગીને તેણે શીગાર સલગાવી તાહેલાં ચલાવ્યાં. "આજે મને સોહવાયું નહીં," કેનેરીસે ચલાવ્યું, "અને તેથી બે ઘડી તાહેલાં ચલાવવા જડજ સાહેબની રજાથી હું અહીં ઉતરી પડયો."

"તમારી ઘણી મેહેરબાંની થઇ," મેં કહયું. "આપણે કેટલાક દીવસોથી મલ્યા ન હતા, એટલે તમોને જોઈને મને ઘણી ખુશી પેદા થાય છે. આજે હું બી તમામ ફુરસદે છું, એટલે હવે તો

અહીંજ સાથે જમીશું. એમ કરતાં તમારી વાહાલી લીઓનારાની સુખભરી સંગત બે ત્રણ કલાક સુધી તમો ચુકશો તો ખરા, પણ મને ચાહીને અહીં વેર આવ્યા છો ત્યારે તો હવે એકાદ બે કલાક વધુ."

કેનેરીસે મારી એ દરખાસ્ત એવી તો ખુશીથી માન્ય કરી કે તેના જેવા એક કેલવાયલા જવાંનને મારા માન પામેલા દોસ્તોમાં એક ગણવાને હું ખરેખર મગરૂર થયો, એટલુંજ નહીં પણ મારા પ્રત્યેનો તેનો એવો ચાહા જોઈને જે કાવત્રાંના સબબે મને કલકતે આવવું થયું હતું તે તેને સમજાવી દેવાને મેં અગતજ નહી પણ ફરજ વીચારી.

પણ મને ખ્યાલ થયો કે જડજ વીલમોટે પોતેજ કદાચ કેનેરીસને હવે એ મારો હેતુ સમજાવી દીધો હશે, અને તેથી મેં પુછયું, "કદાચ જસટીસ વીલમોટે તમને મારો અતરે આવવાનો બાએસ સમજાવી દીધો હશે?"

"જરાબી નહીં," કેનેરીસે વિશ્વાસથી કહ્યું, "અને તમારે એમ તો એક પલ બી ધારવું નહીં, મી૰ કાવસજી," તેણે હસીને વધારયું, "કે હું ચાલી ચલાવીને તમોને મલવા આવ્યો તે એ તમારી છાંની વાત તમારા પાસથી જાંણી લેવાના હલકા હેતુથી આવ્યો છું."

"તમોને મારા સવાલથી મેં એવો ખ્યાલ કરવાને કારણ આપ્યું એજ મારી ભુલ થઇ," મેં કહ્યું, અને પછી એકાએક મને ખ્યાલ થયો કે એ મારી ખાંનગી વાત તો કેનેરીસનેબી નહીં કેહેવાનો મને નામદાર જડજનો હોકમ હતો, અને તેથી કેનેરીસને દીલમાં જરાબી ઓછું નહીં આવે તેમ મેં વાત ઉલટાવી. "ગઇ કાલે હું પેલા તમારી જાતવાલા કેપટન નોટેરેસને મલવા ગયો હતો," મેં કહ્યું.

"હા, મને ખબર પડી," કેનેરીસે કહયું; "તમારાં ગયા પછી તુરતજ તમારી પેઠે હું બી તેની ખબર લેવા ગયો, ને તેણેજ તમારી મુલાકાતની વાત મારા આગલ કરી; પણ તમે તો કાંઇ તેનાપર ઘણા મેહેરબાંન થઇ ગયા?" કેનેરીસે હસીને વધારયું; "તમે તો કાંઇ તેને ભેટો બી મોકલવા કહયું?"

"હા," મેં કમુનાં એ કાવત્રાંથી દીલમાં ઓશકાઇને કહયું; "મને લાગ્યું કે તેની માંદગી વચ્ચે એવી એક આફ્ર કરવાનું સારૂં લાગશે."

કેનેરીસ હસ્યો.

આથી મને વધતું ખશયાણું લાગ્યું. શું કમુની ઢગાઇના ભોગ તરીકે મેં તે કેપટન તરફ જે ચાલ ચલાવી હતી તે વીશે તેને ખબર પડી હતી ?

"તમે ફ્રીથી તેને નહીં મલ્યા હોવો?" મેં જરાક વાર થો-ભીને પુછ્યું.

"નહીં, હું તો આજે બી તેને મલવા ગયો હતો," કેનેરીસે કહયું, "પણ આજે તો મને ખબર પડી કે તે પોતાની બોટપર જતો રહયો છે."

હવે મને ધીરજ આવી, કેમકે હું તે વ્હાણપર જઈ આવ્યો હતે તેથી કેપટન નોટેરેસ ને તેના સાથીઓને મારાપર આજે જે વેહમ લઇ જવાનું થયુ હતું (કે જેનાં પરીણામમાં કેપટનને પાલખીમાં નાંખીને દોડાદોડથી બોટપર લઇ જવામાં આવ્યો હતો) તે બધી વાતની દેખીતી રીતે કેનેરીસને કશી માહીતગારી હતી નહીં.

"કાલે હું તેને તેનાં વ્હાણપર મલવા જવશ," કેનેરીસે કહ્યું. "એક તો તેથી એ નવા થયલા મીત્રની ખબર અંતર લેવાશે. ને બીજું તો તેનું વ્હાણ જે ઘણું ખુબસુરત જણાય છે તે જોવાઈ શકાશે. હું તમોને મારી સાથે લઇ જતે, પણ જડજની મરજી નથી કે આપણે તુરત વેલા જાહેરમાં સાથે નજરે આવીએ, એટલે ઇલાજ નથી."

"હું તો એ વાહાંણપર ગઇ કાલે જઇ આવ્યો," મને હવે ક-હયા વના ચાલ્યુંજ નહીં, કેમકે જો કદીને કેનેરીસ કાલે ત્યાં જાય ને ત્યાંથી મારે લગતી હકીકત સાંભલી આવે તો મને બેવડું શ-રમાવાનું થાય.

"ખરેખર ?" કેનેરીસે ઘણીજ અચરતીથી કહયું. "વાહ, તમે સરસ ? પછી, તે વાહાણ કેવુંક છે ?"

"ઘણુંજ સરસ, પણ એક વેપારી વાહાણનો જે દેખાવ તે કરવા માંગે છે તે દેખાવ તેમાં કશો નથી," મેં કહયું.

"એટલે ત્યારે તમારી ખાત્રી થાયછ કે તે વેપારી વાહાણ નથી ?" કેનેરીસે મારી ગમ ટીકી ટીકીને જોઇને કહયું.

"તે હું કાંઇ ખાત્રીપુર્વક કહી શકતો નથી," મેં હસીને કહયું, "પણ હું તે વાહાણ જોવા ગયો તેથી મારા સામે કેપટન નોટેરેસ અને તેના સાથીઓ ઘણોજ શરમ ભરેલો વેહેમ લઇ ગયા છે,"—અને પછી તેઓ તરફથી મેં જે આજે સહવારે અપમાન મેલવ્યું હતું તે સઘલું બ્યાંન કરયું.-વાંચનારે હયાં ખાત્રી રાખવી કે કમુએ તે વાહાણને ચાંચ્યાઓનાં વાહાંણ તરીકે પકડી કાઢયું હતું તે સઘલુ મેં તેને કહયું નહીં. તે કમુની ખાનગી વાત હતી, અને જડજે પોતે પોતાના એ દીકરા જેવા આગલ તે વાત નહી કરેલી જણાતી હતી, તો મને તેનો ભરમ ફોડવાને કશોએ હક ન હતો એમ વાંચનારને મારે સમજાવવું પડશે નહીં.

કેનેરીસ મેં કહેલા ખુલાસાથી ઘણો અચરત થયલો દેખાયો, અને તે હેમક ગ્રીકોપર ઘણો ગુસ્સે થયો. "તમારા આ ખાત્રીપુરવક ખુલાસા પછી હું હવે તે અક્કલના દુશમનની ખબર લેવા બી નહીં જવશ," કેનેરીસે કહયું, "કેમકે જો તમોને એમ અપમાન કરવામાં આવ્યું તો તેવીજ ચાલ મારા સાથે નહીં ચલાવવામાં આવશે એવી જામીનગીરી શી છે? એમ કરતાં જો કોઇ રવેસે એ કેપટનને હું ફરીથી મલવા પામશ તો તમારે ખાત્રી રાખવી, દોસ્ત કાવસજી, કે તેણે તમોને કરેલા ગેરઇનસાફ માટે હું ખચ્ચીત તેને સમજાવીને ઠપકો આપશ."

હયાં મેં હવે એ વાત ફેરવવા માંગી, પણ મેં અચરતી વચ્ચે જોયું કે કેનેરીસ આજે જાંણે ખાશ કરીને કેપટન નોટેરેસ ને તેનાં વાહાંણને લગતીજ વાતો કરવા આવ્યો હોય તેમ પાછી તેની તેજ વાત કાહાડતો ! તેણે મને તે વાહાંણને લગતું સઘલું ચીપીચીપીને પુછયું, અને તે વાહાંણ વીશે ને તેના કેપટન વીશે હું શું ધારતો હતો તે ઘણું બી મને નીચવીને જાંણવા માંગ્યું, પણ તે ચાંચ્યાઓનું વાહાંણ છે એમ મારી ખાત્રી થયલી તે વિચાર કમુને ખાતર હું તેને આપી શકયો નહીં, ને છેલે મારા સાથે ખાંનુ લઇને તેણે દેખઈતી રીતે ઘણાં વાહાલથી રૂખસદ લીધી.

## પ્રકરણ ૧૪૬ મું.

### હોમલા ખુંધાનું નવું કાવત્રું.

બીજે દીને બુધવાર હતો—તે બુધવાર કે જયારે સોહલુ દમણયો ને હોમલો ખુંધો કલકતામાં એકઠા મલવાના હતા, અને તે સહવારે હું ઘણો બેચેન ઉઠયો. રાત થતાં એકાદ બે કાવત્રાંનો ભરમ ખુલશે એમ મને માનવાંને કારણ હતું, ને તેની સ્વભાવીક અધીરતાથી ઉપજતી બેચેનીએ મને બેકરાર બનાવ્યો હતો.

એ બેકરારી વચ્ચે નાસ્તો કરવા બી મને ભાવ્યું નહીં, અને અરધી ભુખે મેં નાસ્તો કીધો નહીં કીધો તેવામાં કમુ હાંપતો હાંફતો અને દોડતો દોડતો મને તેડવા આવ્યો. "ચાલો સાહેબ, જલદી ચાલો,"તેણે કહયું, "સઘલા ખુલાસા હું પછી આપશ—હાલ તો મારી સાથે ઉતાવલે આવો."

મને બીજી વાર કેહવું પડયું નહીં. હું તુરત તૈયાર થયો, ને કમુની સાથે ઉમંગભેર ચાલ્યો.

કમુ મને નાઘલી ગલી ગુંચીઓ વટાવતો લઇ ગયો. મેં જોયું કે તે ખામખા ઘોરી રસ્તો પડતો મેલતો હતો.

અંતે એક નાઘલી શેરીમાં એક દરજીની દુકાંણ આગલ કમુ થોભ્યો. તે દરજી મુસલમાંનની જાતનો હતો, ને કમુને જોતાંજ પોતાનું સીવવાનું મેલી દઇ મુંગે મોહડે રસ્તો બતાવતો હોય તે ઢપે તે આગલ ચાલ્યો, એટલે અમો તેની પછવાડે ગયા.

તે દરજી એક સાંકડો દાદર ચઢાવી અમોને એક ચાલમાંથી આગલા ઓરડામાં લઇ ગયો, ને પછી ત્યાં અમોને એકલા મુકી ચાલી ગયો.

"આએ ઓરડામાં ફકત આ દેવદારી પાટીયાંની પરેકારજ છે એ ઘણું સારૂં છે," કમુએ તે દરજીનાં જવા પછી કહયું. "એનીજ પાસે એક બીજો ઓરડો છે જે મકાંન આ મકાંનથી અલાહેદું છે—તેનો દાદર વટીક હેલાયદો છે, પણ તે મકાંન આએજ દરજીનું છે, ને ત્યાં હોમલો ખુંધો હમણાં ઉતરેલો છે. હાલ તે બાહાર ગયો છે તેટલાં હું તેના ઓરડામાં જઇ કાંઈ ને કાંઇ બોલું છું, ને તમો આ પરેકારપર કાંન દઇ સાંભલો કે ત્યાનું બોલાયેલું તમોને અહીં બરોબર સમજી શકાય છે યા નહીં."

એટલું સમજણ પાડી કમુ દાદર ઉતરી ગયો, ને જરા વારમાં પાસેનાં ઘેરના દાદર ઉપર તેનાં પગલાં વાગતાં મને પ્રગટ સમજાયાં. તે પછી તે તે મકાંનના આગલા રૂમમાં આવ્યો, ને ત્યાં ધીમે સાહદે જે જે બોલતો હતો તે મને બરાબર સમજાયું, જે મેં તેને કહયું એટલે તે તુરત મને પાછો આવી મલ્યો. તેણે આવીને એક સંભાલ તરીકે અમારા રૂમનું બારણું અંદરથી બંધ કરી આલદરાપ ચઢાવ્યો.

"હવે હોમલો ખુંધો આવે તેટલાં આપણને નીરાંત છે," કમુએ મને ખુરસી આપતાં કહયું. "જર ચાહે સો કર એ કેહેવત તદન ખરી છે. આ લુચ્છો દરજી હોમલા ખુંધાની ફીસમના લુચ્છાઓને પોતાનાં મકાંનમાં ઉતારો આપી પૈસા કરે છે, અને તેથી મેં તેને એક સારી રકમ આપવા કહી આપણી મસકદ જણાવી, એટલે તે ખુશી સાથે આપણે હાથ વેચાયો છે, અને હોરમજજી કરાઇની દરેક હીલચાલોની તે ગઇ કાલથી મને ખબર આપતો થયો છે. એ રવેશે હું જાંણી શકયો કે હોમલો ખુંધો ને સોહલુ દમણયો આજે હમણાં આએજ મકાંનમાં એકઠા મલવાના છે, કેમકે સવારે જ્યારે હોમલો ખુંધો બાહેર ગયો ત્યારે દરજીને કેહેતો ગયો કે સોરાબજી નામનો કોઈ પારસી જો મને પુછતો અહીં આવે તો તેને અહીંજ મારા ઓરડામાં ઉતારો આપજે, ને કેહેજે કે હું ૧૧ કલાકે પાછો ફરીશ. તે પછી તે સોરાબજી આવ્યો, ને તેને ખુંધાની ખાહેસ મુજબ તેનાજ ઓરડામાં ઉતારો આપવામાં આવ્યો, પણ તે વંખતે ફકત સાડા નવ થયલા હતા એટલે ઘેરમાં ગોંધાઈ રેહેવા કરતાં દમણ્યાને બાહેર ફ્રરી આવવાનું અને પાસેનાં પોંહોંચખાંનામાં જોભરી આવવાનું પસંદ આવ્યું, ને તેથી તે દરજીને કેહેતો ગયો કે તે ખુંધાના પાછા આવવાના વખતેજ ઘરમાં પાછો ફ્રરશે. એ તકનો મેં લાભ લીધો, ને તે બેઉ કાવત્રાંબાજો અત્રે એકઠા મલે તે આગમચ હું આ જગ્યા તમારે માટે નક્કી કરી દોડી પોંહોંચીને તમોને અહીં તેડી લાવ્યો."

"હું તારી હોસ્યારીપર આફરીન કરૂં છું, કમુ," મેં ખરાં દીલથી કહયું, "પણ તુને પ્રથમ તો એ લુચ્છાનો પતો કેમ મલ્યો?"

"હું તે સઘલું વીગતે સમજાઉં," કમુએ કહયું—અને તે સમજાવવા જતો હતો તેવામાં પાસેના દાદરપર કોઈનાં ભારી પગલાં

વાગ્યાં, અને કમુએ ચોંકી ઉઠી મારા કાનપર પડી કહયું કે—"હોમલો ખુંધો!"

તે ઉપર આવી નહીં રહયો એટલે તરતજ પાછાં તેજ પાસેના દાદર ઉપર પગલા વાગ્યાં, અને અમોને અનુમાન કરવાને મુશકેલ પડયું નહી કે તે સોહલુ દમણ્યો આવતો હતો.

"હોલ્લો," હોમલા ખુંધાનો જાંણીતો અવાજ મારે કાંને આવ્યો—કે જ્યારે તે બંનેને આવતા સાંભલી અમો તુરતજ ઉઠીને વગર ઘોંઘાટ કરવે ફરેકારની લગોલગ જઇ કાંન દઇ સાંભલતા હતા. "હોલ્લો, તમે તો વાયદાસર ને ટાંકણુાસર ફુટી નીકલ્યા?"

"તો નહીં કેમ?" સોહલુ દમણ્યાએ કહયું. "જ્યાં બે પૈસા ખાટવાના હોય, ત્યાં તમારો સેવક ટક કે ટાંકણું ચુકે તેવો આસામી નથી. પણુ હવે શું વિચાર? એ કડક કોરજી શેઠને વાસ્તે એક વખત તો તમે તમારો રકાસ કીધો—"

"વલી તે વાતની તેં મને યાદ દેવડાવી, સોહલા," હોમલા ખુંધાએ ઝેર ફાકયું. "સલાદીન સાથે મેં કીધેલી ગોઠવણુ મારાં ગુઠણુ જેટલા પેલા દુકતા કાવલાએ ધુળ મેલવી, તે વાતની આએ સુધાં તેં મને પંચોતેર વખત યાદ દેવડાવી. તે વાત મને યાદ આવે છે ત્યારે મને તે ચંડાલ દુકતાપર એવો તો ખાર આવે છે કે લાગ આવે તો તેનું ડોકું મરડી મુકવાને ચુંકુ નહીં"

"તે બધું ખરૂં," સોહલું દમણ્યાએ કહયું, "પણ આજ ને કાલ તો એજ વાત છે કે એટલો એ ટેંગણુ જેટલો દુકતોજ એક મચેલાં મસ મોટાં લુટારાનાં કારખાંનાંનો તમામ નાશ કરી શકયો."

"બસ, બસ, બસ," હોમલા ખુંધાએ મારી તારીફથી કંટાલીને કહયું, "એવી ભટાઇ કરવા મેં તુંને તેડયો નથી. હવે કામની વાત ચલાવ."

"કામની વાતમાં ત્યારે હું એમ પુછું," સોહલું દમણ્યાએ સવાલ કીધો, "કે પેલા દાદીબા પાસે દોરયાં ઓકાવાનો જે ટાગરો આપણે રચ્યો હતો, તેમાંથી કાંઇ વલ્યું કે નહીં?"

"વલ્યું ત્યારેજ તો," હોમલા ખુધાએ કહયું. "ભલે કાજ કે એ બીલ્લુ હાથ આવી ગયો છે, કે જ્યારેબી ભુખમરાએ મરવાતું થાયછ ને નાણું વગર નવાં નવાં છટકાં માંડવાનું ટકુ ચાલતું નથી, ત્યારે એ શેઠયાને નીચવવાનું ઠીક પડી જાય છે. પણુ તેં શું કીધું?"

"હું તો તમારૂં ફરમાન બરાબર બજા લાવી ચુકો છુ," દમણ્યાએ કહયું. "એ કડક શેઠયા સાથે મેં તો એવી દોસ્તી કરી નાખીછ કે હવે કાંઇ અજાણું રહયુંજ નથી. મેં તેની આગલ એવો સાધુપણાનો દેખાવ કીધો, દાદાર હોરમજદ ને પરવરદેગારનાં નામો ઉઠતાં ને બેસતાં એવી સીફતથી બડબડવા માંડયાં, કે તે કાતર્યાંનો ઘસેલો ડોસો તો આપણને અશો આદમીજ સમજ્યો, અને તેથી આપણો બેડો પાર થઇ ગયો!"—અને હયાં દમણ્યો ધુમ હસી પડયો.

"બસ, એજ જોઇતુંતું" હોમલા ખુંધાએ ખુશી થઇ જઇને કહયું. "હવે તારી મારફતે એ ડોસાને અને તેની સાથવાલાંને છટકાંમાં લેવાનું સેહેલ થઇ પડશે. વારૂં પણ હવે પેલા દુકતા કાવલાના કાંઇ સમાચાર?"

"કાંઇ નહી," સોહલુ દમણ્યાએ કહયું; "એ પોરયો હવે આપણા રસતામાં આવે એમ લાગતું નથી."

"ખોદા કરે ને એમ થાય," હોમલા ખુંધાએ કહયું. "એ દુકતો મારાથી બીહે છે, પણ હું પોતે એ ચવીતરા દુકતાથી કાંઇ ઓછો બીહતો નથી. ખાને ખરાબ જયાં ત્યાંથી ફુટી નીકલીને મારી સઘળી નેમ ઉંધી વાલે છે! પણ હવે ત્યારે ધીલ કરવાની નથી. તું હમણાંજ જયાંથી આયો ત્યાં પાછો જા, અને કોરજી કડક સાથે ધુમ દોસ્તીનું નાતું રાખ—મારી પેલી બઇરી થતી ને દુકતી થતી સાથબી એવો પલોટઇ જા કે હોયને ખરો. તેઓને તારે માટે સારો વિચાર આપવા પૈસા ખરચવા વાંણુ ના કરતો; દોઢીયું ખરચવું હોય ત્યાં આનો ફેંકી દેજે, અને એવી ધાડી દોસ્તી રાખ કે જે વખતે હું તુંને તારથી ચેતાઉં તે વખતે તું તેઓને એક બોટની સેહેલગાહે લઇ આવી શકે. તારી ખરચી ખુટે નહીં તેથી આએ બીજા ૩૦૦ રૂપીઆ સાથે રાખ"—અને નોટોની આપ લે જેવો કાંઈક ખખડાત બી મેં સાંભલ્યો—"અને હવે જેમ બને એમ જલદી આયો તેમજ અતરેથી ઉપડી જા."

"મારાં કામમાં હવે કસર થવાની નથી," સોહલુ દમણ્યાએ કહયું, "ને એ કડક દોસાને તમારી મરજી માફકની સરતોપર સહી કરવા સપાટામાં આ વખતબી નહીં લેઇ શકાય, તો તેમાં મારો વાંક નીકલવાનો નથી. હવે હું રૂખસદ લઉં છું."—અને થોડે વારે દાદરપરથી ઉતરી જવાનાં કોઇનાં પગલાં વાગ્યાં, ને અમોએ જાંણ્યું કે તે સોહેલુ દમણ્યાનાજ હતાં.

તે દાદર ઉતરી નહીં રહયો તેટલાં તેજ દાદરપર બીજા કો-ઇનાં પગલાં વાગ્યાં, ને તે બીજો કોઇ હોમલો ખુંધો હતો તેજ ઓરડામાં આવ્યો.

"આવો, આવો, "હોમલા ખુંધાએ દોસ્તીની ઢપથી ખુશ મીજાજે આવકાર દીધો—અને હયાં મારે વાંચનારને અગત કરી-ને જણાવવું જોઇએ કે હોમલો ખુંધો હમણાં મુસલમાંની એબારત બોલતો હતો, જેથી મેં આ તો અનુમાન ચોકકસ કીધું કે તે નવો આવનાર કોઇ પારસી તો હોવો જોઇએજ નહીં.

પણ હોમલો ખુંધો એ આવકાર દેવા સાથે જે જાસ્તી બોલ્યો તેણે મને એકદમ ચોંકાવ્યો, ને તે નવો આવનાર કોણ હતો તે મારી ભારે અચરતી વચ્ચે મને તુરત જાહેર થઇ આવ્યું.

"આવો,, આવો," તે કાવત્રાંબાજ કંગાલે દોસ્તીની અદાથી આવકાર દીધો. " કાલે કેપટન નોટેરેસને હું સાંહજે તમારાં વ્હાંણ પર મલ્યો ત્યારે તમોને અગ્યાર કલાકે મારી મુલાકાતે અતરે મો-કલી આપવા તેઓએ જણાવ્યું હતું, અને તમો તે મુકરર કરેલા વખતમાં ચુકયા નથી."

"એવી ચુકો કરવાનો અમારો રેવાજ નથી,'' તે નવા આવ-નારે કહયું—અને તાબરતોબ મેં તેને સાહદ ઉપરથી પેલાજ આ-ફીસર તરીકે ઓલખ્યો કે જે કેપટન નોટેરેસની વ્હાણ ઉપરની ગેરહાજરીને દરમ્યાંન એકટીંગ કેપટન હતો, ને જેણે મને તે આખું વ્હાણ ફેરવીને બતાવ્યું હતું—"અમો ધંધામાં એવી ચુકો કરયે તો અમારો ધંધો ધીકે નહીં."

"ખરી વાત છે. બેસો, બેસો," હોમલા ખુંધાએ કહયું. "મેં તમારા વડા સરદાર નોટેરેસ સાથે કરેલાં કટ્રાંજ સંબંધી આપણને ઘણી વાતો કરવી છે."

"હા, પણ નોટેરેસ કાંઇ અમારો વડો સરદાર નથી," તે આફીસરે કહયું ; "નોટેરેસથીબી વડો એક સરદાર છે, કે જે કાબેલ જવાનનો એક એક શબ્દ અમો સઘલાઓ માટે તેટલાજ કાયદા સમાન છે, અને તેવો તે અમારો માનવંતો વડો સરદાર તો જુદોજ છે."

"એમ ?'' હોમલાએ ભારે અચરતીમાં કહયું, "અને ત્યારે તે કોણ છે ? તે કયાં છે ?"

" તેઓ હયાંજ હમણાં આસાએસ લે છે," તે આફીસરે કહયું, "પણ હવે જે વખત જાય છે તેમાં વ્હાંણુપર પોતાની સરદારી લેવા પાછા પધારશે. તેઓને અતરેથી ઉપાડી લેવાજ અમો હયાં આવ્યા છીએ."

"પણ ત્યારે નોટેરેસે મારા જોડે કરેલું કંતરાજ તેઓ કબુલ રાખશે કે નહીં ?" હોમલા ખુંધાએ ગભરાઇને પુછ્યું.

"તેઓને એ ગમ્યું તો નહીં, પણ એક વાર તમારા સાથ નોટેરેસ બંધાઇ ચુકેલો એટલે અમારો તે એક વચની સરદાર તમને નાસીપાસ કરવા માંગતો નથી,"—તે આફીસરે કહયું.

આ એક તદન નવા ગજબની વાત હતી ! હોમલો ખુંધો માઇસોરના લુટારાઓની મદદમાં ફાવ્યો નહીં, ત્યારે હવે તેણે આ ચાંચ્યાઓનો આશરો જોઇ કાઢયો હતો, પણ તે ચંડાલ શું મારી વ્હાલી શીરીન ને તેની સાથવાલાંઓને આ નાપેકારોનાં વ્હાણુપર કેદ કરાવા માંગતો હશે ?

તે વ્હાંણુ જ્યારે હું જોવા ગયો ત્યારે મને સ્વપ્નેબી ન હતું કે જે કાવત્રાંની કલ પાંમવા હું આવ્યો હતો તેજ કાવત્રાંમાં એક નાપસંદ નજીસ ભાગ ભજી બતાવા એ વ્હાંણુ દેખાવ કરશે, અને તેથી તે આફીસર હોમલાને મલવા આવ્યો ત્યારે મને કેટલી અચરતી લાગી હશે તે વાંચનારે વિચારી લેવાનું છે.

પણ વલી વધારે અચરતી તો એ હતી કે કેપટન નોટેરેસ કાંઈ હું અને કેનેરીસ ધારતા હતા તેમ વડો સરદાર ન હતો! વડો સરદાર તો કોઇ જુદોજ કેલવાયલો જવાંન હતો એમ કેહેવામાં આવ્યું, અને ત્યારે તે કોણ હશે?

પણ સૌથી અફસોસકારક તો એ હતું કે ચંડાલ હોમલાનું કોનટ્રેકટ તેણે પણ બાહાલ રાખ્યું હતું ! ત્યારે શું વલી એ પાપ-વાસનામાં હોમલાને નિષ્ફળ કરવા તે સાહેબની સાહયતાથી હું ફતેહ પાંમીશ ?

એ વાતનો મને ઘણો—અને ઘણો મજબુત વેહેમ હતો, પણુ તે ભવીશનું સઘલું ખુદાને સોંપી તુરત વેલા તો પાસેના રૂમમાં હોમલા ને તે આફીસર વચ્ચે મજકુર કાવત્રાંનાં કોનટ્રેકટની જે આગલ ગુફતેગો ચાલતી હતી તે ઉંચે દમે ઘણાંજ ધ્યાંનથી હું ને કમુ સાંભલવા પડયા.

---

## પ્રકરણ ૧૪૭ મું.

### હોમલા ખુંધાનાં કાવત્રાંની કલ.

"પણ જ્યારે તમો કહોચ કે તમારો વડો નોટેરેસ નથી, ત્યારે તમારા તે ખરા કેપટનનું નામ શું છે?" હોમલા ખુંધાએ તે ચાંચ્યાઓનાં વ્હાંણના આફીસર સાથની પોતાની ગુફતેગો દરમ્યાંન પોતાના સવાલો જારી રાખ્યા.

"તેઓનું નામ દુરાઝો છે, અને તેઓ એક એકવચની બાહાદુર જવાંન છે," તે આફીસરે કહ્યું. તેઓ એક એવા જવાંન છે કે જેનાં ફરમાંન ઉપર જીવ આપવાને બી વ્હાંણ ઉપર નોટેરેસથી એક હલકામાં હલકા સેલર સુધી સૌ એક પગે છે."

"અને તમો કેહોચ કે એ તમારા લાયકીવાલા સરદારે નોટેરસ સાથ મેં કરેલું કંટરાજ નામંજુર કીધું નથી?" હોમલાએ આતુરતાથી પુછયું.

"હા, અને તેજ વલી તેઓની ખુબી છે," તે આફીસરે સમજાવ્યું. "અમારા એ કેપટન દુરાઝોને બાહાદુરીથી મેલવેલો પૈસો પ્યારો છે, પણ કાવાદાવાથી કોઈને બી દાવમાં લેઇ પૈસા પેદા કરવાનું તેઓને કદી પસંદ આવતું નથી; તે સબબે કેપટન નોટેરેસે તે કોઇ કોરજી શેઠયાને તેનાં કુટુંબ સહીત વ્હાંણપર કેદ કરવાને તમારા સાથ કરેલું કંટ્રાકટ તેઓને પસંદ તો આવ્યું નહીં, મગર તેમની ગેરહાજરીમાં એ કામચલાઉ કેપટન તમારા સાથ બંધાઇ ચુકયો હતો, એટલે એ અપાયલો કોલ તોડવાનું તેવણે દુરસ્ત જોયું નથી."

"અને ત્યારે આપણાં વચ્ચેનાં એ કંત્રાજ માટે સરતો મેં જે નોટેરેસ સાથ કરી છે એજ બાહાલ રહીચ કેની?" હોમલાએ પુછયું.

"નહીં, તેમાં એ સરદારે થોડોક ફેરફાર કરેલો છે," તે આફીસરે કહ્યું. "કેપટન દુરાઝોએ મારા પાસ કેહેવડાવ્યું છે કે તમોએ જે રકમ અમોને તમારૂં કામ થાય ત્યાંલગી તેઓને કેદ કરવાને પઠેલી છે તે માંહેલી બરાબર અરધી રકમ અમોને આંગ ઉપર પેહેલી ભરવી પડશે, ને ત્યારેજ તે કામ હાથમાં લઇ શકાશે."

"તેમાં કાંઇ જીવ જેવું નથી," હોમલાએ નાંખ્તી કરી; "પછી બી આપવા ને હમણાં બી આપવા—એ ફેરફાર મારે મંજુર છે, પણ પછી? આપણે અહીંથી ઉપડી કયારે જશું?"

"કાલે મધરાત્રે," તે આપીસરે કહ્યું. "કાલે રાત્રે નવ વાગતે તમારે સ્ટીમરપર હાજર થવાની ગોઠવણ કરવી. હજી અમારા સરદારે કાંઇ અમારાં વ્હાંણનો પુરેપુરો ચારજ લીધો નથી, પણ કાલે અગ્યાર કલાકે રાત્રે તેઓ વ્હાણપર આવશે, જે પછી આપણે હંકારી જઇશું."

"ત્યારે હમણાં તેઓ કયાં છે?"

"હમણાં તો તેઓ કલકતામાં રમતા પંચી છે," તે આપીસરે સમજાવ્યું. "તેઓ છ મહીનાની છુટી ઉપર છે, અને એ અરસામાં તેઓએ પોતાના વખતનો મોટો ભાગ કલકતા ખાતે ગુજારયો છે. એઓ તો હજી થોડાક દીવસ વધારે ગુજારતે, કેમકે નોટેરેસનો પગ એક અકસ્માતથી ભાગી ગયો છે, પણ તેવામાં એક પારસી જવાંનની અમો તરફની હીલચાલ ઉપર અમોને વેહેમ પડયો છે, એટલે અહીંથી તાબરતોબ જવાનું દુરાઞોએ નકી કીધું છે."

"એક પારસી જવાંન?" હોમલા ખુંધાએ ઘણીજ અચરતીમાં કહ્યું, "વલી તે કોણ છે? તેનું કાંઇ નામ તમોને ખબર છે?"

"હા," તે આપીસરે કહ્યું, "તેનું નામ કાવસજી છે."

"ત્યારે તો તેજ," હોમલા ખુંધાએ પોતાનો હાથ તેબલ ઉપૅર જોસથી અફાલી મુકી એકદમ ઘણોજ ઉસ્કેરાઈ આવી કહ્યું. "તે ચંડાલ મારાં કામ વચ્ચે માંથું મારવા જ્યાં હોય ત્યાં ફુટી નીકલવાનો!"

"એટલે?" તે આપીસરે ઘણી અચરતીથી કહ્યું. "ત્યારે તે પારસી શું તમારો કોઇ ઓલખીતો થાય છે?"

"અરે મુવો તે ઓલખીતાનો થતો," હોમલા ખુંધાએ વધારે ખીજવાઇને કહ્યું. "એ દુકતો મારૂં બધું કામ ઉંધું મારતો આવ્યો છે અને ખાત્તરી રાખજો કે જો અહીં આયોચ તો આપણી આએ ધારેલી ધારણા ધુલ મેલવવા વાસ્તેજ આયોચ. એ હેરેમન મને પોતાનો મામો સમજે છે, પણ જેટલો હું તમારો મામો થાઉં છું તેટલોજ તેનો બી છું તેની તે લુચ્છાને થોડીજ ખબર છે! એ-

ટલા વાસ્તે મને તેના ઉપર ખાર તો એવો આવે છે કે જો લાગમાં આવે તો હવે તો પોહોંતો બી કરી મેલવવાને ચુકું નહીં."

"પણ ત્યારે તે તમારો દુશમન હશે, પણ હમારો તો નથીજ," તે આફીસરે કાંઇક ભરોસાથી કહ્યું. "હું તો ધારૂં છું કે અમો તેનાપર જે વેહેમ લઇ ગયાછ તેબી ખચીત કરીને નાપાયાદાર હોવો જોઇએ."

"એ વાત હું માની શકતો નથી," હોમલાએ કહ્યું. "એ લુચ્છાએ મને સલાદીન સાથનાં મારાં છેલ્લાં કંટ્રાજનાં સંબંધમાં એવી સજ્જડ છકકર આપેલી છે કે હવે મારે તેનાથી ઘણું ચોંકીને ચાલવાનું છે. પણ તમોને ખબર છે કે હમણાં તે કયાં રહી સુવેલો છે?"

"હા," તે આફીસરે કહ્યું—અને હયાં તેણે હું જે હોટેલમાં રેહેતો હતો તે એદરેસ આપ્યું.

"ત્યારે તે હોટેલ મેહેરબાંની કરીને મને હમણાંજ બતાવતા ચાલો," હોમલા ખુંધાએ માંગી લીધું.

"મારે કબુલ છે," તે આફીસરે કહ્યું.—અને બીજીજ પલે તેઓ તે ઓરડામાં થઈને દાદર ઉતરી ગયા તેનો અવાજ આવ્યો.

હવે મેં છુટકારાથી દમ ખેંચ્યો. તેઓનું સઘલું કાવત્રું હવે હું આરપાર જોઈ શકતો હતો, અને તેથી હજી બી હોમલા ખુંધાને હાથતાલી આપીને તેની પાપભરી મકસદ ઉંધી વાલવાની હું ઉમેદમાં હતો.

"હવે શું કરવું?" કમુએ તેઓનાં જવા પછી તરત કહ્યું. "મારૂં તો ધ્યાંન પોંહોંચે છે કે તમો હમણાં દોડીને જડજ સાહેબને બંગલે જઇ પોંહોંચો, અને તેઓને સઘલી હકીકત જાહેર કરી તેઓ જો સલ્લાહ આપે તો ચંદરનગર ખાતે જઈ પોહોંચવાની ગોઠવણ કરો. ત્યાં જઇ તમે કોરજી શેઠને ચેતાવો કે તેઓ સોહલુ દમણ્યાને તેનાં ખરાં રૂપમાં પીછાંણી લીએ, અને તેને ત્યાંજ સપડાવી દીએ; તે અરસામાં હયાં હોમલા ખુંધાને અમો જીહલી લઇશું. હું હમણાં પાધરો હોટલમાં જાઉં છું, અને એ ખુંધો ત્યાં પોંહોંચી તમારે વાસ્તે જાુસ્તેજો ચલાવે તેમાં તેને કશી કલ મળેજ નહીં, તેવી રીતે ત્યાંના નોકરોને હું ભણાવી મેળશ."

આ સઘલી ગોઠવણ મને અતી ઘણી પસંદ આવી, અને તેથી જ્યારે કમુએ હમારાં હોટલ ભણીનો રસ્તો લીધો, ત્યારે મેં જસ્ટીસ વીલમોટના બંગલા તરફ ઉતાવલે ચાલુ મુકયું.

એમ કરતાં રસ્તામાં હું મારા વિચારો સમેત એકલો પડયો તે અરસામાં મને હજારો વિચારો આવ્યા અને ગયા, પણ તે સઘલાઓમાં સૌથી સુખ આપનારો અને ભારે સંતોષ પમાડનારો ખ્યાલ જે મને થયો તે એ હતો કે આ કાવત્રાંબાજ ચંડાળ હું ફકર રાખતો હતો તેમ મારો મામો ન હતો! એ ખ્યાલે હું હરખથી અરધો આજેજ થઇ ગયો. એવો એક કંગાલ મારો મામો હોય એ અવલથીજ મારાં માંન્યામાં આવતું ન હતું, અને મેં પાક ખુદાનો ઉપકાર માંન્યો કે મારા સંબંધી આ એક અગતનો ભેદ મારી આગલ અંતે ખુલ્લો થયો.

પણ વલી મારાં મનમાં કાંઇ એકલો એજ વિચાર હતો નહી. મારી અચરતી એ હતી કે પેલા ઓફીસરે તેની વાતચીતને દરમ્યાન કાંઇ એવું બતાવી આપ્યું હતું કે તે અને તેની ટોલીવાલાઓ મારાં રેહેઠાંણ અને બીજી ઘણીક બાબદોથી માહીતગાર હતા. એ સઘલું કેમ બન્યું તે મારી સમજમાં આવી શકયું નહીં, અને તે ઉપર જેમ મેં વધુ વિચાર કીધો તેમ સાંમો હું વધુ ગુચવાયા કીધો !

---

## પ્રકરણ ૧૪૮ મું.

### કાવત્રાં સાંમે કાવત્રું.

જસ્ટીસ વીલમોટને બંગલે પોંહોંચતાં મને તેની હજુરમાં એકદમ દાખલ કરવામાં આવ્યો, અને તે વેલાએ તે પોતાની ચેહેરેનમુન ભત્રીજી સાથ જમવા બેઠેલો હતો. કેનેરીસ ત્યાં ટેબલ ઉપર હતો નહીં—તેઓ એકલાંજ હતાં. અને મને બોંહોંશ કરીને ખાના ઉપર સાથે બેસાડવામાં આવ્યો.

ખાનાંથી ફારેગ થયા કેડે જ્યારે સુંદર લીઓનોરા પોતાના ઓરડામાં ગઇ, અને હું અને જડજ એકલા પડયા ત્યારે મેં સઘલી વાત તેને માંડીને કહી, અને તે તેણે ઘણુંજ ગંભીર ધ્યાંનથી સાંભલી લઇ તે ઉપર ઘણોક ઘોર કીધો. "ત્યારે કોરજી શેઠને ચેતાવવા તમોને આજને આજ જવું તો પડશે," તેણે તે પછી

કહ્યું; "કેમકે તેઓના બાબમાં કાંઇબી માઠું પરીણામ નીપજે તે આગમજ તે તાકીદે અટકાવવાની ઘણીજ જરૂર છે. પણ તમોને કાંઇ બીજી ખબર કે?" તેને એકદમ યાદ આવતાં વધાર્યું; "કેનેરીસ કાલને કાલ અહીંથી ઉપડી જવા માંગે છે, એટલે મારી મરજી ઉપરાંત દીકરી લીઓનોરાને એટલી ઉતાવલથી તેના સાથ પરણાવી આપવાને મને કબુલ કરવું પડયું છે."

"કાલેજ?" મેં અચરતીથી પુછ્યું. "એટલી બધી દોડાદોડીનો કાંઇ સબબ?"

"હા, તે કહે છે કે તેના કાકાનો તેને વતનથી તાર આવ્યો છે, જેમાં તેણે તેને એકદમ નીકલી પડવાની તાકીદ કરેલી છે, ને એ લાયક જવાંન મારી લીઓનોરાને કાંઇ એવી મોહબતથી ચાહતાં શીખ્યો છે કે જ્યાંસુધી એમને નેકાથી એક કરી આપવાને મેં કબુલાત આપી નહીં ત્યાંવેર તે હયાંથી સુખથી નીકલવાનો ઠડાવ કરી શકયો નહીં!"

"ત્યારે શું કેનેરીસ શેહાદી પછી તુરત લીઓનોરાને પોતા સાથે નહીં લઇ જશે?" મેં વધુ અચરતીથી પુછયું.

"નહીં," જડજે કહયું. "તે મને ખાત્રી આપે છે કે તે તુરત ને તુરત બની શકે એમ નથી, પણ એકાદ બે માસમાં તે પાછો આવીને પોતાની મોહરદારને અતરેથી લઇ જશે."

હયાં એક નોકરે અમારા ઓરડાનું બારણું ઉઘાડયું ને કમુને દાખલ કરયો. તે જડજને માનથી નમ્યો, અને જડજે તેને બેસવાની ઇસારત કરી, એટલે અમારા સામે તે ખુરસી ખેંચી બેઠો, ને પછી પોતાની બીના કેહેવા માંડી: "હું તમારા પાસથી ગયો તેવો હાટેલમાં ગયો," તેણે મારા ભણી જોઇને કહયું, "ને ખબર કાઢતાં જણાયું કે મારાં જવા આગમચ કોઇ તમારે વીશે પુછી ગયું ન હતું. એ વીશે તલ્લાસ કરતો હું હજી ઓટલા ઉપરજ હતો, તેટલાં હોમલો ખુંધો ત્યાં આવ્યો. તે તમોને દોસ્તીની મુલાકાત આપવા આવ્યો હોય તેવા ઠડાવથી આવ્યો, ને આવતાંને વાર તમો વીશે પુછ્યું, તે ઉપરથી હાટેલના એક નોકરે મને તમારા નોકર તરીકે ઓલખાવ્યો ને તેને મારા આગલ મોકલ્યો. "કાવશજી શેઠ છે?" એ ઉપરથી તેણે મારા આગલ આવી પુછ્યું. "નહી સાહેબ," મે કહયું, "તેઓ તો બાહેર જમવા ગયા છે." "ત્યારે ક્યારે

મલી શકશે?" તેણે પાછું પુછયું. "હવે નહીં મલે સાહેબ," મેં કહ્યું, "અમો આજે તો અહીંથી ઉપડી જવાના છીએ ?" "ખરેખર?" તેણે અચરત થઈ કહ્યું, "કેમ, કયાં જવું છે ?" "નહી સાહેબ," મેં બેદરકારીની ઢપ બતાવી કહ્યું. "મારા શેઠને અહીં કાંઇ પોતાના ખાંનગી કામસર આવવુ થયું હતું તે ખાત્રીપુરવક થઇ રહ્યું એટલે હવે તેઓ આજે પાછા મુંબઇ જવાના છે." આ સાંભલી હોમલાને બેશુમાર ધીરજ મલેલી તેનાં મોં ઉપરથી તુરત જણાઇ આવી. "ત્યારે એવું તે શું કામ હોશે કે જેને ખાતર તેઓને એમ અહીં આવવું પડયું વારૂં ?" તેણે જરા વાર થોભીને પાછું પુછયું. "અરે કાંઈ નહીંરે સાહેબ," મેં કહ્યું, "એટલુંજ કે એક લુચ્છો તેવણનાં નાણાં જમીને અહીં નાહાસી આવ્યો હતો; મગર તેને અહીં પકડી પાડયાથી તે નાણાં પાછાં હાથ આયાં." "હો, તેજ ?" હોમલા ખુંધાએ તમામ ધીરજ પાંમીને કહ્યું. "ઠીક છે ત્યારે સાહેબજી, ને આએ તારી મેહેનતના અવેજમાં"—અને એમ કેહેતાં મારા હાથમાં એક બે આંની મુકી તે ત્યાંથી ચાલતો થયો.

"આફ્રીન છે કમુ તારી બાહોસી અને સઘલી હાજરજવાબી પર," જસટીસ વીલ્મોટે સાબાશી આપી. "તેં એવી રીતે હોમલાનો વેહેમ દુર કરી નાંખેલો છે કે હવે તેને કે તેના હમશરીકોને જે થોડો ઘણો બી ડર પેદા થયો હોય તે નાબુદ થયો હોવો જોઇએ, અને તેથી તેમની એ બેફ્રાંમીનો લાભ આપણે ઘણી સારી રવેસે લઈ શકશું. એટલા વાસ્તે આપણા હાથમાં વખત પુરતો છે. હું સરકારી નાહની મનવારને એ ચાંચ્યાઓનાં બ્હાણને કેદ પકડવા જયાં હોય ત્યાંથી બોલાવાની તારથી ગોઠવણો કરૂં છું, ને હોમલાને બી કાલે રાત્રે સ્ટીમરપર જવા નીકલશે તેવામાંજ આપણે પકડી લઇશું કે સઘલું ચોકઠું આબાદ બેસશે તે બધું અમારૂં આ બંદર તરફનું કામ છે, પણ તમારે મી૦ કાવસજી આજ રાતની ગાડીમાં પેલા કોરજી શેઠને ચંદરનગર ખાતે ચેતાવવા જવુંજ પડશે. હું દલગીર છું કે તેથી કાલની મારે ત્યાંની શેહાદીમાંની તમારી સામીલગીરી હું ખોહી બેસશ, પણ કામની વાત પેહેલાં ને મોજની વાત પછી એ દરેક સમજુ આસામીનો 'મોટો' થવો જોઇએ."

જડજની આ સઘલી કીમતી સલ્લાહો માટે મેં તેમનો ભારે ઉપકાર માંન્યો, અને પછી કહ્યું, "અને હવે મારે એક વાત માંગી

લેવી છે, સાહેબ. કેનેરીસ એ ચાંચ્યાઓના લુચ્છા કેપટન નોટેરેસની ઠગાઇ મારીજ પેઠે જોઇ નથી શકયો, ને તેથી એક અકસ્માતમાં મદદ કરી મેં જેમ તેને મારો થોડો ઘણો મીત્ર માંની લીધો, તેમજ અને તેથી વધારે—કેનેરીસ તેનો જાતીલો હોવાથી તેણે બી તેમ કીધું, એટલા વાસ્તે કેનેરીસને હું મારી તેમજ એ વ્હાંણની સઘલી કેપ્ટ્રીયતથી વાકેફ કરવા માંગું છું, કે એ ભલો જવાંન ચેતેલો રેહે, ને કાલે અહીંથી ઉપડી જવા આગમચ જો કદીને દોસ્તીનાં ખેંચાંણથી દોરાઇને એ તે કેપટન નોટેરેસને વ્હાંણપર મલવા જવાને કશો બી વીચાર ધરાવતો હોય તો તે મોકુફ કરે.”

આ વાતને કમુ તેમજ જસટીસ વીલમોટ એકમત થયા, એટલે ઠરયું એમ કે આજે રાત્રે જતી વખતે જ્યારે હું તેઓને મલવા આઉં ત્યારે કેનેરીસ બી આવેલો હોય તો તે વખતે મારેજ તેને એ અગતજોગા ખુલાસા આપવા.

તે પછી હું મારાં હોટેલમાં કમુ સાથે પાછો ફરયો ને રાતની મુસાફરીની સઘલી તૈયારીઓ કરી. કડક કોરજી શેઠને—મારી માનીતી મનહર શીરીનના એ ધનવાંન મમાવાને જઇ મલવાને તેણે આપેલી અવધને તો વાંચનાર જાણે છે કે હજી સમો હતો, પણ તે આગમચ એક વાર જાતે મલી તેને રૂપાંબાઈના આ બદમાસ ભરથારથી ચેતવેલો રાખવાની અવશ્ય અગત હતી, એટલે જવાનું મેં નક્કી કીધું હતું.

તે પછી રાત્રે હું જવાને માટે તૈયાર થઇને જસટીસ વીલમોટને બંગલે ગયો, કે જ્યારે કમુ મારે માટે ગાડી બોલાવા ગયો. ત્યાં બંગલામાં મને જડજે જણાવ્યું કે કેનેરીસ આવેલો છે, અને ડ્રાઇંગ રૂમમાં લીઓનોરા સાથે છે વાસ્તે મારે તેને ત્યાં મલી આવવું, અને તે ઉપરથી હું તે ઓરડામાં ગયો.

ત્યાં એક સોફા ઉપર લીઓનોરા અને કેનેરીસ સાથે બેઠેલાં હતાં, ને કાંઇ ખુશ ગુપ્તેગોમાં ચકચુર હતાં. લીઓનોરા મને જોતાંજ ચમકી ઉઠી, ને ખુશ સ્વભાવે હસીને સ્વાભાવીક શરમથી લાલચોલ થયલા રોખસાર સાથે પાસેના ઓરડામાં જતી રહી. તે પછી મેં કેનેરીસને તેની આવતી કાલની શેહાદીની ખુશબખ્તીની ખરાં દીલથી મુબારકબાદી આપી, અને કહયું, “દોસ્ત કેનેરીસ, હું એક ઘણાં જરૂરનાં કામસર અતરેથી હમણાં ઉપડી જાઉં છું, અને તેની હું તમોથી રજા ચાહવા આવ્યો છું.”

"તે નહીં બનશે," કેનેરીસે ખરાં દીલની ઓહસથી કહયું. "મારી કાલની ખુશબખ્તીમાં તમો જેવા ખેરખાહોને હું ભાગ આપવાને ભાગયશાલી નહીં થાઉં તો મને અતી ઘણો ખેદ થશે."

"અને તેમ છતાં મને હમણાંજ જવું પડશે," મેં હસીને કહયું. "જેઓને હું ચાહું છું તેઓ ઉપર એક ભારે સંકટનું વાદલ છે, ને તે જુગ્તિથી વીખેરી નાંખવા મારે એકદમ જવું જોઇએ—પણ મારે જવા પેહેલાં તમો બેરાદરને એક વાતથી વાકેફ કરવા છે. પેલી ગ્રીક બોટ—

"હા, તેનું શું?" કેનેરીસ કાંઇ અસાધારણ અધીરતાથી વાતની વચ્ચે હોમાયો.

"તે વ્હાણ જેવું જણાય છે એવું નથી," મેં કહયું. "તે બદીનું ધામ છે. તે કાંઇજ નહીં પણ ગલાંકાંસું ચાચ્યાંઓનું રેહેઠાંણ છે."

"શું કેહોચ?" કેનેરીસે ચમકી ઉઠી કુદકો મારી કહયું, "અને તે તમે કેમ જાંણ્યું?"

"જે કાવત્રું પકડવા હું અતરે આવ્યો તેજ કાવત્રાંમાં એ વ્હાંણ એક બદમાસ ભાગ બજાવનાર છે," મેં સમજાવ્યું. "પેલા ઠગારા કેપટન નોટેરેસને આપણે વડો કેપટન સમજ્યા તેમાં બી આપણે ભુલ કીધી છે—તેનો વડો સરદાર તો કોઇ દુરાઝો નામનો જુદોજ જવાંન છે, ને તેની તેમજ એ ચાંચ્યા વ્હાંણની ધરપકડની અમો હમણાંજ જસટીસ વીલમોટ સાથે ગોઠવણ કરી ઉઠયા છીએ."

"હું તમોને બરાબર સમજતો નથી," કેનેરીસે કહયું—કે જ્યારે તેનાં મોં ઉપર હજારો ફેરફારો જારી હતા, જે મેં જાંણ્યું કે તે વ્હાંણની આબરૂ વીશે મેં તેને જે ચમકાવનાર સમાચાર કહયા હતા તેનુંજ પરીણામ હતું.—"મેહેરબાંની કરીને હવે તો ત્યારે બેસીને મને વિશ્વાસમાં સઘલું વીગતેજ કહો."

"મારે કબુલ છે," મેં કહયું—અને હયાં મેં અવલથી આખેર સુધી મારાં કલકતા ખાતે આવવાનાં કારણ સંબંધી—કમુ સંબંધી અને વલી તે વાહાંણ સંબંધી સઘલી અગતજોગી વાત તેના આગલ વીગતે કરી દીધી. કેનેરીસ તે સાંભલી અપાર અચરત થયલો ને ગભરાયલો જણાયો, તે પોતે તે વ્હાંણપર અવારનવાર ગયો હતો તેના જોખમનો ખ્યાલ કરી ડર ખાઇ ગયો.

તે પછીથી જવાંન લીઓનોરાએ જ્યારે મારૂં તેજ રાત્રે ત્યાંથી ઉપડી

જવાનું જાંણ્યું ત્યારે તે પણ ઘણીજ દલગીર થઇ, પણ તેને પણ અગત જોગા ખુલાસા આપી મેં કાલની ખુશબખ્તી માટે તેને મુબારકબાદીઓ ચાહી, અને ત્યાર કેડે અમો ત્રણે જયાં કમુ અને જસટીસ વીલમોટ હતા તે ઓરડામાં ગયાં. ત્યાં તે જડજ એક તરતનો આવેલો ડીસપેચ વાંચતો હતો, અને તે વાંચી રહી તેણે મને જણાવ્યું કે તે સરકારી મનવાર તરફથી આવેલો હતો, જેમાં જણાવ્યુ હતું કે એ ચાંચ્યાઓનાં વ્હાંણના વડા દુરાક્રોને પીછાણનાર એક સેલર કાલે સહવારે કલકતે આવશે, જે તેને તે જયાં બી હોશે ત્યાંથી પકડી આપવામાં પોલીસને મદદ કરશે, અને વલી મનવાર તે ચાંચ્યા વ્હાંણનો કબજો લેવા જેમ બને એમ જલદી કલકતાનાં બારાંમાં કાલ સાંઝ સુધીમાં આવી લાગશે.

આ સમાચાર કેનેરીસે બી ઘણાંજ ધ્યાંનથી ને ઉલટથી સાંભલ્યા, અને વલી જડજના હાથમાંથી તે ડીસપેચ લેઈ પોતે વાંચી બી લીધો, જે સઘલું બતાવતું હતું કે તે ગલાંફાંસુ વ્હાંણને સપડાવી દેવાની અમારી હીલચાલમાં તે કેટલો ઉલટમંદ ભાગ લેતો હતો.

તે પછી હું લીઓનોરા, તેના કાકાજી અને કમુની રજા લેવા—તેમની બેહદ ખાતરદારી અને કાલજી માટે હેસાંન જાહેર કરવામાં રોકાયો, અને તેમને શેકહેંડ કરી કેનેરીસને શેકહેંડ કરવા ફરયો, પણ તે તે ઓરડામાં હતો નહીં. "કેનેરીસ હમણાંજ ઓરડામાંથી બાહેર ગયો," જસટીસ વીલમોટે કહયું. "તે કાંઇ હેઠે તો ઉતરયો. કદાચ તમારી ગાડીની કાંઇ ગોઠવણ કરવા ગયો હશે."

આ ઉપરથી અમો બધાં હેડે ગયાં, ને મેં જોયું કે કેનેરીસ મારે માટે જે ગાડી આવી હતી તેને જોતરેલું જનાવર ચોકસાઇથી તપાસવામાં રોકાયો હતો. "નહીં, સારો ઘોડો છે," કેનેરીસે મને જોતાંજ કહયું. "મે જોયું કે ગાડીને ટાઇમ નથી, એટલે રેંડીઆલ ઘોડો હશે તો તમો કામ ચુકશો, તેથી હું જાતે ઘોડો જોવા કોઇનું ધ્યાંન ખેંચ્યા વના હેઠે ઉતરી આવ્યો, પણ નહીં, જનાવર જોવામાં છે તો સારૂં."

મેં તેનો આ નવી કાલજી માટે ઉપકાર માંન્યો, ને નવેસરથી સૌને મલી ભેટીને હું ગાડીમાં બેઠો. એટલે ગાડી ત્યાંથી ધસારાબંધ ઉપડી ગઇ.

# પ્રકરણ ૧૪૯ મું.

## કાલી રાતનાં કરતુક.

ગાડીમાં હું નીરાંત કરી બેઠો. રાત સીહા અંધારી હતી અને ગાડી ક્યાં અને કયે રસ્તે જતી હતી તે હું જાંણી શકું એવું ન હતું, એટલે પવનની ફુકથી બચવા અંદરથી હું ગોઠવાઇને બેઠો.

તોપણ ઘણોક વખત ગયા પછી મારૂં ધ્યાંન ખેંચાયું કે ગાડી હજી ધમધુકાર દોડયા કરતી હતી, ને સ્ટેશન કાંઇ એટલું બધું વેગલું હોતું જોઇએ નહીં. તે ઉપરાંત વલી મેં બાહેર દોકાવી જોયું કે ગાડી દેખઇતી રીતે એક ઘણા ઉજ્જડ સરખા રસ્તામાં દોડતી હતી! એ શું ?

એજ વખતે પાસેનાં ઝાડો વચ્ચેથી એક શીશોલીનો સાદ આવ્યો, ને ઘોડો ચમકયો હોય તેમ ગાડી તેજ પલે ઉલટઇ ને એવી રીતે ઉઠલાઇ ગઇ કે મારૂં માથું તેની બરસાખ સાથ ઘણુંાંજ જોસથી અફલાયું, ને હું તુરતજ બેભાન થઇ ગયો !

જ્યારે હું પાછો સુધિમાં આવ્યો ત્યારે મને માલમ પડયું કે મને ત્રણ આસામીઓ ઉપાડી લઇ ચાલતા હતા. એકે મારા પગ પકડેલા હતા જે બંને સાથે કરી સીકડીને બાંધી લીધેલા હતા, કે જ્યારે બીજા બેએ મારાં બદનનો ઉપલો ભાગ ઉંચકી પકડયો હતો. એટલુંજ નહીં પણ મારા હાથ વરીક પછવાડે મજબુત બાંધેલા હતા, ને વલી મારી આંખે પાટો બાંધેલો હતો !

આ શું સ્વપનું હતું ? પેહેલાં તો હું એમજ સમજયો, પણ પછી જ્યારે ગાડીમાં અફલાઇ જવાથી મારાં માથાંમાં વાગેલા ભાગમાં સખત દુઃખાવો થવા માંડયો ત્યારે મને તે બનાવ જોસ સમેત યાદ આવ્યો, ને તે જ્યારે મેં ખરો બનેલો બનાવ માંન્યો, ત્યારે મારા બાંધેલા હાથપગ ને આંખે વીંટાલી લીધેલા પાટાની જીવતી સાહદતો સાથે હાલ જે બનતું હતું તે પણ તેટલુંજ ખરૂં માનવાને મને હવે વેહેમ રહયો નહીં.

પણ ત્યારે એ શી નવી આફત હતી? તે કોણ હતા કે જેઓ હું મુદડું હોઉં તેમ મને ઉપાડી જતા હતા ? તે કમબખ્તોનો થોડોક વાર મેં ચીંગો પડી મેહેમાર બી તપાસ્યો, પણ તેઓ મુંગામંતર થઇ ચાલતા હતા. આથી મેંજ હવે જબાંન ખોલી તેઓથી ખુલાસો ચાહયો, પણ તે કંગાલોને જાંણે જવાબ દેવાને જબાંનજ હતી નહીં !

આ ઉપરથી મેં તેમના હાથમાંથી છુટવાને પછારા મારયા, પણ તે લોખંડી પકડમાંથી હું મોકલો થઇ શક્યો નહીં !

વલી હયાં મેં જોયું કે તે લોક હવે મને લઇને કાંઇ ઢેલાવ ઉતરતા હતા, અને તેજ વખતે એક ઠંડી લેહેરી મારાં ઉસકેરાયલાં મગજને કાંઇક શાંતી આપતી હતી તેથી, તેમજ પાણીની ધીમી છોલનો કાંઇ ધીમો અવાજ મારે કાંને આવ્યો તેથી મેં અનુમાન કીધું કે તેઓ મને લઇ કાંઇ દરયાનો કીનારો ઉતરતા હતા.

અને તેમજ થયું. બીજીજ પલે તેઓએ મને એક બોટમાં નાંખ્યો અને પછી એક જણ મને પકડીને બેઠો કે બીજા બેએ હલેસાં હાથમાં લઇ દરીયામાં ચાલુ મુકયું !

આ ભેદ મને મુતલગ સમજાયો નહીં. મને કોણ ચોરી જતા હતા ? મને કાંહાં લઈ જવામાં આવતો હતો ?

બોટ હંકારતી વખતે બી તે બદમાસોએ આપસઆપસમાં કશી વાત કરી નહીં, તે સઘલો બનાવ ગોયા એક મુંગો કરૂણારસ નાટક હતો !

તે બોટમાંની મારી સેહેલગાહ ઘણી લાંબી અને કંટાલો ખવાડનારી હતી, પણ અંતે જ્યારે તે આખર થઈને બોટ ઉભી રહી, ત્યારે મારા હાથપગ બાંધેલા હતા તે છોડી નાંખવામાં આવ્યા, અને જ્યારે મારી આંખે બાંધેલો પરદો પણ દુર કરવામાં આવ્યો ત્યારે મેં ઘણા ગભરાટ વચ્ચે જોયું કે પેલીજ ગ્રીક બોટ—ચાંચ્યાઓનાંજ વ્હાણ ઉપર મને કેદ પકડી લાવવામાં આવ્યો હતો !

હવે તે આરીસરે ચુપકીદી તોડી. "તમોને વ્હાણપર નજરકેદ કરવામાં આવશે, મી૰ કાવસજી," તે આરીસર (કે જે કોઇજ નહીં પણ જેણે મને તે બોટ બતાવી હતી, અને પછીથી જે ખુંધા હોમલાને મલી ગયો હતો તેજ હતો) તેણે કહયું; "પણ તમારે ખાત્રી રાખવી કે જો તમારી ચાલથી તમો કોઇબી વાંકમાં નહીં આવશો તો અમો તમોને કશીબી ઇજા આપશું નહીં, એટલુંજ નહીં પણ તમોને માનથી ને સુખથી રાખશું. એ પ્રમાણે તમને અવલથીજ ખુલાસો આપી દેવાને મને મારા વડા કેપટન દુરાઓનું ફરમાન છે."

મેં કશો જવાબ દીધો નહીં. મેં જોયું અને જાંણ્યું કે તેને કાંઈબી જાસ્તી પુછવું તે પથ્થર ઉપર પાણી રેડવા સમાન હતું, અને તેથી તેની મરજી માફક હું ગુપચુપ વ્હાંણ ઉપર ગયો.

વ્હાંણુ ઉપર જેવી જોઇએ એવી રોશની હતી નહીં, અને મને કેપટન નોટરેસના સલુન તરીકે જે ઓરડો ઓલખાવ્યો હતો તેની બાહેર બે ગ્રીક ખલાસીઓના પેહેરા હેઠલ ઉભો કરી તે આ-ફીસર અંદર ગયો. ત્યાંથી તે થોડા વારમાં પાછો આવ્યો, અને એક સાંબેના ઓરડાનું બારણું મને ઉઘાડી આપ્યું—તેમાં તેણે બતી કરાવી અને પછી મને કહયું, "આ કેબીન આજથી તમારો છે. તમો જોશો કે તે સગવડથી કોઇબી રીતે ખાલી નથી. તમને અહીં જે જોઇશે તે મલશે, ને નહીં મલે તે માટે ફકત તમારે મરજી બતાવાની છે ને તે હાજર કરવામાં આવશે. પણ એ સઘલી મેહેર-બાનીના અવેજમાં અમો તમારા તરફથી સારીજ ચાલની વકી રાખીએ છીએ. તમારે ડુટક ઉપર વગર રજાએ કદી જવું નહીં, કેમકે તેના દાદરને મથાલેજ નાંગી તરવાર સાથ એક સંત્રી પોહો-રા ઉપર છે, જે તમને જોતાંજ કાપી નાંખશે. આ ખોટી ભપકી છે એમ તો માંનતાજ ના. અમો જુઠો દમ કદીબી ભરાવતા નથી, ને અમારાં ફરમાનથી નાફરમાન થવાની આ વ્હાંણુપર કોઈની જરાબી તાકાત નથી."

એટલું બોલી તે સેહેજ નમી મારા આગલથી ચાલતો થયો, ને મારા કેબીનનું બારણું પોતા પછવાડે ખેંચીને બંધ કરતો ગયો.

તેનાં જવા પછી મેં મારી અફસોસભરી હાલતપર બહુ શોક કીધો. મને મારી પોતાની ધાસ્તી ન હતી. તે આફીસરનાં બોલવાપર મને વિશ્વાસ હતો, કેમકે મારી ખાત્રી થઇ હતી કે તે ગ્રીક બચ્ચાઓ સર્વ પ્રકારે એક વચની હતા (જોકે આવા બદમા-સોમાં એટલું સાચવટ જોઇ હું કાંઇ થોડો અચરત થયો નહીં.) એટલાવારતે મને વિશ્વાસ તો હતો કે વ્હાંણુપર મને જરા બી દુઃખ મલવાનું નથી, તોપણુ કોરજી શેઠ ને તેના સાથે રૂપાંબાઇ ઉપરાંત મારી માંનીતી શીરીનને માંથેનું વાદલ હું નહીં વીખેરી શકયો એ માહાભારત સંતાપ હતો.

આટલું તો નકી હતું કે કમુની બાહોશીએ હોમલા ખુંધાની ખંધાઇ આગલ પાંણી ભરયું હતું. મેં જોયું કે હું સપડાઇ ગયો તેમાં હોમલાનો હાથ હોવોજ જોઇએ. તેણે કોઇબી રીતે કમુને પુછીને જવા પછી પણુ જાંણેલું હોવુંજ જોઇએ કે હું તેનાંજ કાવત્રાંમાં ધુલ ભેલવા દોડાદોડી કરતો હતો, અને તેથી તેણે ખાખસુસ આ

ચાંચ્યાઓને ચેતવી મને સપડાવી દીધેલો હોવો જોઇએ. પણ તોબી હજી મને એક આશા હતી. આ સ્ટીમર તો છેક આવતી કાલે મધ-રાત્રે ઉપડવાની હતી, અને આવતી કાલે સહવારમાં તો કેપટન દુરાઝોને ઓલખીને પકડી આપનાર એક સેલર સરકારી મનવાર ઉપરથી કલકતામાં આવનાર હતો, તો કદાચ તે કેપટન કેદ પક-ડાતાં પોતના જાનથી ડરીને જો બોટ તાએ કરી દીએ તો શીરીન ને તેની સાથવાલાં હજી બી બચી જાય ખરાં!

આ આશાથી મારાં નામુરાદ થયલાં જીગરમાં નવેસરથી ઉલટ આવી, અને તેથી મારાં મનનું જલદીથી સમાધાન થયું. તે થતાંજ મેં મારો કેબીન તપાસ્યો, ને મેં જોયું કે તે બીજી સ્ટીમરોના કે-બીનથી ઉલટી રીતે ઘણોજ શોભાયમાન અને સણગારેલો હતો. ખરેખર તે એક સ્ટેટ સલુન હતો. આવો એક ફક્કડ સલુન મારી સગવડ માટે આપવામાં આવ્યો તેજ શું બતાવતું હતું? એટલુંજ કે તે કોઇ કેપટન દુરાઝો ઘણાં મોટાં મગજનો અને સખી દીલ-ગુરદાનો જવાંન હતો. હોમલા ખુંધાને ખાતર તેનું કામ થઇ રહે ત્યાંવેર તે મને તેના પોતાના તરફના કશાબી વાંક વનાં કેદ કરતો હતો, એટલે મારૂં તે કેદખાંનું બને એટલું સુખ ભરેલું કરી આપ-વાને દેખઇતી રીતે તેણે કાલજી ફરમાવી હતી!

એ પ્રમાણે હું વિચારમા હતો તેટલાં તે સલુનનું બારણું ઉઘ-ડયું, અને એક રૂપાંની તાસકમાં ગોઠવેલી રકાબીઓમાં પીરસેલાં તહરેવાર પકવાંનોનું એક જવાંન ગ્રીક છોકરો મારે માટે ભોંણું લઇ આવ્યો.

તે છોકરો કાંઇ એવો તો ખુબસુરત અને નમાના દેખાવનો હતો કે તેને જોતાંજ તેના તરફ દીલની ખરી મમતાનું ખેંચાણુ થયા વના રેહેજ નહીં. તે વરસ સોલેકની ઉંમરનો હશે. તેણે મને ટેબલ ઉપર મુકેલો એક રૂપાંનો નાહનો ચંગ બતાવ્યો અને સ્પષ્ટ ઇંગ્રેજીમાં કહયું, "મને તમો સાહેબની ખીદમતમાં રોકવામાં આ-વ્યોછે, વાસ્તે જ્યારે બી તમોને કાંઇ જોઇએ અથવા મારૂં કામ પડે ત્યારે આ વગાડજો, ને હું તુરત હાજર થવશ"—એટલું કહી તે ચાલી ગયો.

મેં તે સ્વાદીષ્ટ ભોજન પેટ ભરીને ખાધું. દુરાઝોનાં સહા-વારે પકડવાના ખ્યાલમાં મને એટલી બધી ધીરજ આવી ગઇ હતી

કે મારી સઘલી ફકર દુર થતાં મેં સેહેવેલા રંજથી મને ઘણી ભુખ લાગી હતી, અને તેથી સાંમે ડોલા ધુરકતાં પડેલાં સ્વાદીષ્ટ પકવાંનના સોહોરમ આગલ તેને ઇનસાફ આપવાની મારી કાંઇ બી નામરજી હોય તો તે ટકી રહી નહીં, અને વલી તેમની મર-જીને હું ખુશી સાથે સર્વ પ્રકારે તાબે થયો છું એવું તે ગ્રાકોને દેખડાવવાના હેતુથી મેં તે ભોજન ધરાઇને ખાધું.

તે પછી મેં ચંગ વગાડયો, એટલે પેલો છોકરો આવીને સ-ઘલું ઉંચકી ગયો, ને ત્યાર પછી એક સુખદાયક સોફા ઉપર મને બિછાંણું. કરી આપવામાં આવ્યું, એટલે હું સહવારની વાત તે સાહેબને સોંપીને નિરાંતે ઉંધી ગયો.

પણ હું એમ લાંબો વખત ઉંઘ્યો નહીં. હું સુમારે એક વાગતે પાસેના કેબીનમાં કાંઇ વાતચીતની ગરબડ સાંભલી જાગી ઉઠયો, અને ત્યાં જે બે જણા વાત કરતા હતા તેમાં એક પેલા આફીસરનો ને બીજો હોમલા ખુંધાનો અવાજ મેં પીછાંણ્યો !

---

## પ્રકરણ ૧૫૦ મું.

### ચાંચ્યાઓની વધુ ફતેહ.

હોમલો ખુંધો વલી હયાં કયાંથી ફુટી નીકલ્યો ? વાંચનારને રોશન છે કે પેલા ઓફીસર સાથે કીધેલી ગોઠવણુ મુજબ તે તો હજી આવતી કાલની રાત્રે વાહાંણ ઉપર આવવાનો હતો, અને તેમ છતાં તે આજે આવ્યો તેનાં કારણમાં શું મારે એમ સમજવું કે હું તે વ્હાંણપર કેદ પકડાયો હતો વાસ્તે હવે તેને મારાથી બીહવાનું અને મારે લીધે બાહાર ખોટી થવાનું નહી હતું, તેથી તે હવે આ-જને આજ આવી ગયો હતો ? અથવા નહીં તો, આવતી કાલની રાત્રે તે બોટમાં બેસવા જાય ત્યારે તેને પકડી લેવાનો અમોએ તાગરો રચ્યો હતો તેની શું તેને ખબર પડી ગઇ હતી અને તેથી શું તે આજને આજ વ્હાંણપર આવી ભરાયો હતો ?

જો એ મારૂં છેલ્લું અનુમાન ખરૂં હોય તો દુરાઝોને પકડ-વાને વાસ્તે અમોએ કરેલી ગોઠવણુ પણુ એજ રવેશે અત્યારસુધી-માં જાહેર થઈ ગયલી હોવી જોઇએ, અને તે જો નહીં સપડાયો તો તે બનાવ ઉપર મેં જે છેલ્લી આશા બાંધી હતી, તે આશાનો

પણ ભંગ થવાનો! એ અને એવા સઘલા ગુચવાવનારા વિચારો વચ્ચે મારી આંખમાં પાછી ઉંઘની લેહેર આવી, અને હું ઉંઘાયો ખરો, પણ તે કાંઈ આગલ જેવી નીરાંતની ઉંઘે નહીં.

સહવારે મારાં ઉઠયા પછી પેલાજ ખુબસુરત ગ્રીક છોકરાએ મારા નાસ્તા પાંણીની ખાતરદારી કીધી, અને ત્યાર પછી પેલો ઓફીસર પાછો મારા આગલ આવ્યો.

"સઘલું અમારી મરજી માફક થવા દઇને તમો, મી૰ કાવસજી, તમારી ચાલથી અમોને ખુશી કરો છો, અને તેથી અમો તમારી સાથે કોઇ રીતે સખત થવા ચાહતા નથી. જો તમો અમારી સાથે સારી રીતે ચાલો તો તમારી સાંમી ખાશ ખાતરદારી કરવાનો અમોને અમારા કેપટન સાહેબનો હુકમ છે. તમારે સુખેથી હવે ડુટકપર જવું, અને વ્હાંણનાં ગમે તે ભાગમાં ફરવું, પણ તમોને માઠું નહીં લાગે એવી રીતના અંતરે અમારો એક સીપાઇ તમારી પુઠેપુઠ ફરશે."

મેં આ દરખાસ્ત માંન્ય કરી. કેબીન ગમે એવો સુખદાયક હતો તોબી બાહાર ફરવાની મારી ઉતકંઠાને હું મારી શકયો નહીં, કેમકે અંદરનો અંદર મારો જીવ ગુંગલાઇ આવ્યો હતો.

હું ડુટક પર ગયો ત્યારે એક ગ્રીક સેલર પેલા ઓફીસરનાં કેહેવા મુજબ ખરેખર દાદરને મથાલેજ નાગી તલવાર સાથે પોહોરો ભરતો હતો, અને તેનેજ મારી પછવાડે પછવાડે જવાની ઇસારત કરવામાં આવી.

હું ડુટકપર ફરતો હતો તેટલાં સાંમી બાજુએ મેં પેલાં કાવત્રાંબાજ ચંડાલને ફરતો જોયો, અને તેની ને મારી નજર એક થઈ ત્યારે તે કંગાલને મેં ફતેહની મગરૂરીથી મલકાતો ને મુછમાં હસતો જોયો. આથી મારૂં તદન પાકી આવ્યું, અને હું ધસીને તેને ખખરાવા જતો હતો, પણ તેટલાં પેલા ઓફીસરે મારો હેતુ સમજી જઇને મને અસારતે અટકાવ્યો, અને હું મારી લાચાર હાલતપર અફસોસ કરીને ત્યાંથી પાછો ફરયો.

હું એ રીતે હજી ડુટક ઉપર હતો તેટલાંમાં સઘલાંઓનું અને સઘલાઓ ભેગું મારૂં ધ્યાંન તે વ્હાંણ તરફ આવતી એક બોટ તરફ ખેંચાયું, અને જ્યારે બોટ નજદીક આવી ત્યારે તે માંહેલા

ગ્રીક સેલરો ઉપરાંત મેં તેમાં એક ઇંગ્રેજ સેલરને બેઠલો જોયો. તે રીસાઇને બેઠો હોય-ઘણો ગુસ્સાભેર હોય એવી તેની સઘલી અદા હતી, અને તે કોણ હશે તેનાં હું ભારી વમાસણમાં પડયો.

તેને ઉપર લઇ આવવામાં આવ્યો, અને પેલા આફીસરે તેની આગલ ધસી જઇને તેને ફતેહની મગરૂરીથી અણકામાં સલાંમ કરી. તે સલાંમ તેણે પાછી વાલી નહીં, પણ ઘણાજ ગંભીર રોબથી પુછયું, "હું જાંણવા માંગું છું કે આ તમારા દલદર સાથીઓ મને ધોરે દીસે લુટીને અહીં કેદ પકડી લઇ આવ્યા છે તેનો સબબ શું?"

"એ બધો તમારો ભપકો અને દમ હવે ખીસામાં મેલી દેઓ," તે ઓફીસરે ઘણાજ તુચ્છકારથી કહયું. "હવે તમો કયાં આવી પડયા છો તેનું તમોને હજી ભાંન નહી હોય?"

"નહીં, મને ભાંન છે અને મને બરાબર ખબર છે કે હું છેક હલકી પંકતીના નીચ દલદર લુટારાઓ સાંમે—દરીયાઈ ચાંચ્યાઓ સાંમે ઉભેલો છું," તે હીંમતવાંન સેલરે ઘણાજ બાહાદુરી ભરેલા ઠેડાવથી કહયું, "કે જે લુચ્છાઓ હું એકલા સાંમે ટોલાંબંધ છે" તોપણ જેઓને હું તુચ્છ જાંણી તેમની કુચ્છ પરવા કરતો નથી.

તે આફીસરે કાંઇ જવાબ દીધો નહીં, પણ જે ગ્રીક ખલાસીઓ તેને પકડી લાવ્યા હતા તેમાંના એક તરફ ફરીને તેના સાથે તેણે ધીમેથી કાંઇક વાત કરી, એટલે તેણે તરતજ એક મોહોરબંધ પેકેટ તેને કાઢી આપ્યું.

"એ પેકેટ" પેલો ઇંગ્રેજ સેલર બોલવા જતો હતો—

"એ પેકેટ અત્રેના જસ્ટીસ વીલમોટનાં સરનામેનું છે," પેલા ઓફીસરે વચ્ચે પડીને તેનું બોલવા ધારેલું પુરૂં કીધું, "પણ તે તેનાં હાથમાં જાય ને તે વાંચે તે કરતાં મારા વડાઓની ગેરહાજરીમાં હું તે વાંચું તે વધારે અગતનું છે."—અને તેણે તાબડતોબ પેલું સીલ ભાંજીને તે કાગલ ઉખેડયું.

"એક ખાંનગી કાગજ વાંચવાનો અપરાધ ઇંગ્રેજી રાજમાં કાંઇ નાનો નથી," પેલા ઇગ્રેજ સેલરે ઘણોજ ખીજવાઇને કહયું.

"તે બધું અમો સમજયે છીયે," તે આફીસરે ઘણાજ તુચ્છકારથી કહયું. "તમે જોશો કે તમો આમારા વડા કેપટનને પકડી આપવા આવ્યા, પણ તે આગમજ આજ ને કાલ તો તમે પોતેજ

બેડીમાં પડયા છો ! વાસ્તે હવે ગુપચુપ તમને જે કેબીન બતાવવામાં આવે ત્યાં જઇ રેહેઠાંણ કરો, કારણ કે તમારી આવી તુંદાઇ તમને કાંઈ બી ફાયદો કરવાને બદલે ઓર વધારે ગેરફાયદો કરશે એ સત સમજવું.''

તે સેલરના ખ્યાલમાં આ દલીલ ઉતરી હોય એમ લાગ્યું, કેમકે બીજી પલે જ્યાં તેને લઇ જવામાં આવ્યો ત્યાં તે ગુપચુપ ચાલતો થયો.

તે થવા પછી તરતજ તે વ્હાંણની ઉંચી વાવટા કાઠી ઉપર એક વાવટો ચહડાવવામાં આવ્યો, અને મને સમજવાને મુસકેલ પડયું નહીં કે તે કેપટન દુરાઓને તે ઇંગ્રેજ સેલરનાં કેદ પકડવાની ખબર આપવાનો વાવટો હતો.

અને ત્યારે એ ઉપરથી એટલું નક્કી થતું હતું કે તે ચાંચ્યાઓનાં વ્હાણનો તે વડો કેપટન જે બી હોય તે કલકતામાંજ હતો, અને જ્યારે તે સેલર કેદ પકડાયો હતો, ત્યારે હવે તેને તુરત વેલા બીહવા જેવું કશું ન હતું!

તે ગ્રીક ચાંચ્યાઓની એવી બાહોશીપર મેં મનમાં ખચીત આફ્રીન કીધી. અમો જાણતા હતા કે અમોએ સરસ રીતે તેમનું કાટલું કાઢવાની રચના કીધી હતી, પણ તેમાં અમો કેટલી બધી હદ સુધી ઠગાયા હતા તે વાંચનાર જોઇ લેશે. તેઓ જાણે જાદુઇનો એલમ જાણતા હોય તેમ કદમ દર કદમ અમોને માહાત કરતા ચાલ્યા હતા. દાખલા તરીકે હું પોતે તેઓને હાથ તાલી અપાવવાના હેતુથી કારજી શેઠને ચેતાવવા જવાને બદલે તેઓનાજ હાથમાં કેદ પકડાયો હતો—હોમલો ખુંધો આવતી કાલની રાત્રે બોટપર આવવા નીકલે તે વખત તેને પકડી લેવામાં આવે તેની આગમજ તો તે અહીં સલામત આવી ભરાયો હતો—જે ઇંગ્રેજી સેલર દુરાઓની ઓલખ આપી તેને પકડી આપનાર હતો તે પોતે પણ તે ચાંચ્યાઓને હાથ કેદ પકડાયો હતો, અને તેથી ટુંકમાં સઘલો એવો રંગ હતો કે સરકારી મનવાર જે બોલાવવામાં આવી હતી, તે આવી લાગે તે પેહેલાં તો ચાંચ્યાઓનું આ વ્હાંણ પોતાની ધારેલી પાપી નેમ પાર ઉતારવા આશાંનીથી નીકલી જઈ શકે !

તે આખો દાહડો ગયો, અને રાત થઈ જેની પછવાડે મધરાત થતાં વીલંબ થયો નહીં. હું મારા કેબીનમાં જાગતો બેઠેલો

હતો. વડો કેપટન દુરાઝો પોતાના જોખમ ભરેલા ઓધાનો અખ-બાર લેવા મધરાત્રે આવનાર હતો, અને તેનાં આવતાં સાથે ત્યાંથી લંગર ઉચકવાનું હતું તે સઘલું તેમજ થાય છે કે નહીં તે જોવા જાણવા અને તપાસવા હું અધીરતાની તાપથી તપતો બેઠો હતો.

અને તેમજ થયું. બરાબર મધરાતે એક કલાકે ડુટક ઉપર ખલાસીઓની દોડાદોડ અને ગડબડાટનો અવાજ આવ્યો, અને તે પછી તરતજ વ્હાણે પવનની પીઠ ઉપર ગોયા ઉડવા માંડયું.

વ્હાંણનાં ઉપડવા પછી થોડા વખતમાં મારા કેબીનનું બાર-ણું કોઇએ અફાડયું, અને મેં ધારયું કે કેપટન દુરાઝો મને જોવા, ઓલખવા ને વાત કરવા આવતો હશે; પણ નહીં. બારણું ઉઘડયું, અને કોઇ બીજો નહીં પણ કોનસ્ટેનટાઇન કેનેરીસ ઓર-ડામાં આવ્યો!

હરખના એક કુદકા સમેત હું તેને ઓલખીને સાંમે મલવા ગયો, અને તેમ કરતાં મેં જોઇ લીધું કે તે કોઇ જુદીજ ઢપના પોશાકમાં—કાંઈ દરીયાવરધી લેબાશમાં આવ્યો હતો, કે જે પોશા-કમાં તે હમણાં દશ ઘણો વધારે ખુબસુરત અને વધારે રોબવાલો દેખાતો હતો.

પણ તે સંધું જોવા અને તે ઉપર વીચાર કરવાનો મને સમો નહી હતો. તેને જોતાં મને એકજ ખ્યાલ થયો, અને તે ફકત એ કે મારી તરફના ચાહને ખાતર તે આવી મોડી રાત્રે પણ મને આ કેદખાનાંમાંથી બચાવી લેવા આવેલો હોવો જોઇએ.

"મારા મેહેરબાંન દોસ્ત," એટલા ઉપરથી મેં તેનો હાથ ઘણાં હેસાંનથી દાબી કહયું, "હું મારા બાબમાં કાંઈબી બોલું તે આગમચ તમારા બાબમાં બનેલો સુખી બનાવ યાદ કરી તે આજના સુખી દહાડા માટે હું તમને આ તક મલી છે ત્યારે તો ફરીથી મુબારકબાદી આપું છું. હું વિશ્વાસથી માનું છું કે લીઓ-નોરા આજે તમારી થઈ અને ઠરી ચુકી છે."

"હા મી૰ કાવસજી," કેનેરીસે ઘણીજ ખુશીમાં કહ્યું. "મારાં મનની તે સર્વોતમ ઉમેદ આજે અંતે બર આવી છે. પણ તમો કેમ છો?"—અને તેણે તે સ્ટેટ સલુનની રોણક અને રચણા ઉપર કાલજીથી ચોપાસ નજર દોડાવી.

"હયાં સુખ અને સગવડ ભરેલું બધું છે દોસ્ત કેનેરીસ" મેં કહ્યું, "પણ મારાં છુટાંપણાં વગર તે મને અકારૂં ઝેર છે. તોબી આવી મોડી રાત્રે તમો અત્રે પધારયા છો ત્યારે તો મને ઉમેદ છે જે તમો મને બચાવશો. મને કહો કે તમો મને આ બદીનાં ધામમાંથી છોડવી શકશો કે નહી? પણ અરે ખરેખર"—મને તુરત એક બીજો ખ્યાલ થતાં મેં ઘણો અજબ થઇને પુછયું, "વ્હાંણુ તો ઉપડી ચુકયું છે ત્યારે તમો એખલા અથવા મને સાથે લેઈને અહીંથી જઈજ કેમ શકશો?"

"તે બધી વાત પછી," કેનેરીસે કહ્યું. "હાલ તો તમો કેપટન દુરાઝોને જોવા માટે ઘણા આતુર થયલા હશો. તમે આવો, અને તેનાસે હું તમોને મેલવું."

"પણ મને વગર રજાએ કેબીનમાંથી નીકલવાનો હક આપવામાં આવ્યો નથી," મેં ચીંતાથી કહ્યું.

"હા, પણ કેપટન દુરાઝો તમને મલવા માંગે છે, એટલે તેની મરજી આગલ કોઈની રજા કશા હસાબમાં નથી," કેનેરીસે કહ્યું. "આ વ્હાંણુ ઉપર તેનાં મોંમાંથી નીકલતો એક બી સખુન અત્રેનાં નાંનાં મોટાં સર્વેને માટે એક કાયદા સમાંન છે, અને તમે આ કેબીનમાંથી બાહાર નીકલતાં તેને જે માહાભારત માન મલતું જોશો તેથી તેને હયાંના વડા તરીકે તુરત પીછાંણી શકશો."

એ પછી તે મને પોતા સાથે લઇને બાહાર પડયો અને દાદર ચઢી અમો ડુટક ઉપર ગયા. ત્યાં સઘલી ધામધુમ અને એક સ્વારી કરતાં વાહાણુની ખટપટમાં ખલાસીઓ રોકાયલા જોવામાં આવતા હતા, પણ જેઓ પાસથી હું અને કેનેરીસ પસાર થતા તેઓ કેનેરીસને એવાં તો માનથી રસ્તો આપતા કે તે જોઇ મને એક ચોંકાવનાર શક ઉતપન થયો, અને જ્યારે આગલ જતાં કેપટન નોટરેસ પોતે કેનેરીસ આગલ હાથમાં તોપી લઇને એક નોકર પેરે આવી ઉભો, ત્યારે મારી ખાતરજમા થઈ કે કેનેરીસ કોઇજ નહીં પણ તે ગલાંપ્રંસું ચાંચ્યાઓનો પંકાયલો સરદાર દુરાઝો હતો!

# પ્રકરણ ૧૫૧ મું.

## દુરાઝો.

જો મારા પગની હેઠે એકાદ તોપનો ગોળો ફુટયો હતે—અમો જે વ્હાંણમાં હતા તે વ્હાંણે કદી એકાદ પતંગ અથવા બલુનની પેઠે અચ્ચુચ હવામાં ઉંચે ઉડવા માંડયું હતે તો તેથી હું જેટલો ગભરાતે અથવા અચરત થતે, તે કરતાં કોઇ બી રીતે મને ઓછો ગભરાત અથવા ઓછી અચરતી કેનેરીસને દુરાઝો કરી ઓલખતાં થઇ નહીં. હું એટલો છક થઇ ગયો કે જાંણે કેનેરીસને આજે પેહેલીજ વાર જોતો હોઉં તેમ અચરતીથી અરધું દાચું વકાસી તેનાં ભણી ટીકતો ઉભો રહયો, કે જ્યારે તે પોતે એ મારી અચરતી અને ગભરાતમાં ગમત મેલવતો હોય તેમ ગંભીર રોબભરેલી ફતેહની ગરૂરીથી મારા સાંમે મુછમાં હસતો ઉભો રહયો.

"હવે થોડી પલમાં આપણે નીરાંતે વાત કરીશું," કેપટન દુરાઝોએ અંતે કહ્યું. "મને એકાદ બે હોકમ ફરમાવવા છે તે હું કરી આવું તેટલાં તમારે ગમે તો પાછા હેઠે જાઓ, ને તમારે ગમે તો હયાંજ ઉભા રેહેવો."

હું ઘણો ગમખાર થઈ જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો. જવાંન લીઓનોરા માટે મને ભારે દુઃખ થતું હતું અને હું તેના બલાપામાં હતો, તેટલાં હોમલો ખુંધો જાંણે કેવોક વાઘ માર્યો હોય તેમ મારા ભણી જોઇને ફતેહની ગરૂરીથી ખરખર હસવા લાગ્યો. આ વખતે દુરાઝો ચાલી જતો હતો, પણ તેનું એ બનાવ ઉપર ધ્યાંન ખેંચાયું, અને તે તુરત પાછો ફરયો. "જો એ પારસી," તેણે પાછો ફરી હોમલા ખુંધાને ઉરદુ જબાંનમાં કહ્યું, "તારા ને મારા વચ્ચે હાલમાં એક કંત્રાકટ છે ખરૂં, પણ તેનો લાભ લઇ તું મારાં વ્હાંણ ઉપર કોઇને બી બોલીને અથવા ઇસારતથી બી જરાબી માંહું લગાડી શકશે નહીં. આ જવાંન ગ્રહસ્થ તરફની તારી આવી ચાલ હું ફરીથી કદી તામોશ કરશ નહીં તે તારે ગોખી રાખવું."

દુરાઝો એટલું હોમલા ખુંધા તરફનાં એટલા તો પ્રગટ ધીક્કારમાં બોલ્યો, અને બોલ્યો તે આસપાસનાં એકેએકને ઠઠરાવી નાંખે એવા કાંઈ એટલા બધા ગંભીર રોબની અદાથી બોલ્યો કે

હું પોતે પણ ખરેખર તેના ડોલાના દાબથી ઠઠરી ગયો, અને હોમલો ખુંધો તો એટલો ચાંઇ પડી ગયો કે નીચેથી ઉંચે પાછું જોવાની હીંમત નહીં કરતાં તે બેજાલતનો મારેલો ત્યાંથી વાંકી ગુસે ગુપચુપ સટકીજ ગયો !

દુરાઝોને મારા પાસે પાછો આવતાં વાર લાગી નહીં, અને તે આવ્યા પછી મને સાથે લઇ પોતાના આરાસ્તે સલુનમાં ગયો, કે જેની સીલીંગમાંથી ટાંગેલો એક રૂપેરી લાંપ તદન ઠંડી પણ તેજસ્વી રોશનીથી આંખને છક કરતો હતો.

દુરાઝોએ ત્યાં જતાંને વાર ટેબલ ઉપરથી એક રૂપેરી ચંગ ઉંચકીને વગાડયો, અને એક નોકર અદબથી દાખેલ થયો. તેને ઝટ સરાબ લઇ આવવાનો હુકમ કીધો જે તે લાવ્યો તે અરસામાં તે ટેબલની પાસેના એક સોભાયમાન સોફા ઉપર તે અલેટાઇ ગયો, અને ઘણા મીઠાસથી તથા પ્યારથી મને પોતા પાસ બેસવા કહ્યું. હું ત્યાં બેઠો ખરો, મગર રીસાયલો હોઉં તેવી નારાજ ઢપે મોંઢાંપર ઠોબરો ચહડાવીને બેઠો.

"હું તમારી મારા તરફની આવી ચાલને માટે ગુસ્સે થઇ શકતો નથી," તેણે તે નોકરનાં તેબલ ઉપર શરાબ મુકી જવા પછી કહ્યું; "કેમકે તમારાં દીલનો મેં અભ્યાસ કીધો છે, અને હું સમજું છું કે મારા બાબમાં તમે જે આજે સોધ કીધી છે તેથી તમે જ્યારે મારે માટે દલગીર છો ત્યારે બીજા હાથ ઉપર મારી લીઓનોરાની ખરાબી થયલી સમજી તેને માટે બીહો છો."

"તદન ખરી વાત છે," મેં ઉસ્કેરાઇ આવી કહ્યું. "ઓ હું કેવું ઇચ્છું છું કે તમો હજી બી તેજ ભોલા ભલા જવાંન હતે, કે જેને મેં એક દોસ્તનાજ પ્યારથી ચાહયો હતો."

"અને શું હવે તેમ નહીં ચાહશો ?" ફેનેરીસે કાંઇક આતુર ચસમોથી પુછયું. "હું આ ચાંચ્યાઓનાં વ્હાંણનો વડો છું. એ વાત ખરી, અને એ ચાંચ્યાઓનો પેસો ગલાંફાંસું અને મારફાડનો છે એ વાત પણ ખરી, પણ તેને માટે હું શરમાયાને બદલે ઓર મગરૂરી માની લેઉં છું. મેં આ મારાં વ્હાંણને એવા પ્યારથી ચાહ્યું છે કે લીઓનોરાને જોઇ નહીં હતી ત્યાંવેર મેં તેટલા પ્યારથી કોઇ આદમીને પણ ચાહ્યું નથી, પણ લીઓનોરાએ મારા ઉપર

એવી માહાભારત ફતેહ અને સરદારી મેલવી છે કે હવે મેં ઠહાવ કીધો છે કે એ પાપના પેસામાં આ મારી છેલ્લીજ સફર થશે, અને આવતા ૭ મહીના પછી હું એકાંતમાં મારી લીઓનોરા સાથે સુખથી જીંદગી ગુજારશ."

"તમને એ રીતે બોલતાં સાંભલવાથી મને ઘણું સુખ થાય છે," મેં ખરાં દીલથી કહ્યું. "પણ ઓ કેપટન દુરાઝો, જો તમે ખરેખર એ પાપના પેસા માટે પસ્તાતા હો તો આ નાપાક ખુંધાનું કંટ્રાકટ હજીબી રદ કરો."

"તે કંટ્રાકટ રદ થઇ શકે એવું નથી, કેમકે અમો એકવચની આસામી છીએ," દુરાઝોએ કહ્યું; "પણ તે બધી વાત આપણે પછી કરશું. પ્રથમ આપણી મીત્રતાને ખાતર તમને કેટલાક ખુલાશાઓ આપવાની હું મારી ફરજ સમજું છું, અને તેજ તમે હાલ તો સમજી લેઓ. હું બે વરસ થયાં આ વ્હાણ સાથે જોડાયો છું અને એ દરીઆના મારા લાંબા વસવાસથી કંટાલીને હું ખુસફીને મારગે એક સોખની મુસાફરીએ નીકલ્યો, જે મુસાફરીને દરમ્યાંન કલકતામાં મને જસ્ટીસ વીલમોટ સાથે પીછાંણ થઇ અને તેની ચેહેરેનમુન બેટી લીઓનોરાને જોતાંજ હું તેણીની ઉપર ફીદા થયો. તેજ પ્રમાંણે તે જવાંન બાંનું જલદીથી મને ચાહતાં શીખી, અને આ સફરે નીકલવા પેહેલાં મેં તેની ભોલાઇનો લાભ લઇ તેણીને શેહાદીનાં ગાંઠથી મારી મોહોરદાર બનાવવાની ઉતાવલ કરી, પણ એ મારી નેમમાં હું ફાવશ એવી મને કશી વકી ન હતી. દરેક પલે મને મારૂ પાપ પકડાઇ આવવાનો ભય હતો, અને તેથીજ એ મારી મોહોબતનાં સઘલાં સુખ છતાં હું સદા ફીકરમંદ અને બેવીશ્વાસી રેહેતો હતો, કે જે ઉપર તમોને ઘણુંક અચરત થવાનું મલ્યું હતું."

"પ્રથમ તો તે લીઓનોરાને ત્યાંથી પરણ્યા વગર અચગુચ ઠાગાથી ઉપાડી જવાનેજ વાસ્તે મેં કલકતામાં વ્હાંણ મંગાવ્યું હતું, પણ પાછલથી મેં તે વીચાર ફેરવ્યો, અને તેનાસે પ્રમાણીકપણે નેકાથી એક થવાની હું ખટપટમાં હતો, તેટલાંમાં મારી ગેરહાજરીમાં કામચલાઉ કેપટન નોટેરેસે હોમલા ખુંધા સાથેનું મને નાપસંદ સાટું નકકી કરી લીધું. મેં તમોને મુસાફરીમાં પેહેલા જોયા ત્યારથી

ખુદરતી રીતેજ તમારા તરફ મારૂં દીલ ખેંચાયું, અને તમારી ચાલચલણ તથા લાગણીઓનો મને અભ્યાસ થતાંજ તમારે માટે મને ઉંચુ મત બંધું, જેના પરીણામમાં મેં તમોને મારી દોસ્તી સપુરદ કરી. તે વેલાએ મને સ્વપને પણ વકી ન હતી કે કલકતામાં તમો જે હેતુથી આવતા હતા તે હેતુમાં અમો પણ દેખાવ કરીશું, પણ ખુદરતના જે કીસમના હજારો સંજોગ થાય છે તે માહેલા એક સંજોગથી તમો, અમો, હોમલો ખુંધો, કમુ અને જસ્ટીસ વીલમોટ સઘલાઓ એકજ હોડીમાં એકઠા થયા ! તે પછી જ્યારે મને ખબર પડી કે તમો અમારાં વ્હાંણપર આવી ગયા હતા અને તે વખતની તમારી ચાલચલણ ઉપર વ્હાંણપરનાઓને કાંઇ શક લઇ જવાને મલ્યું હતું ત્યારે તે વાતમાં કેટલી સચ્ચાઇ છે તે શોધી કાઢવા હું તાહેલાં ચલાવવાને મસે જડજની રજા લઇ ખાસ તમારાં હોટલમાં આવ્યો, અને આપણી વાતચીત ઉપરથી મેં સાર ઉપજાવી કાઢયો કે તમારૂં કામ અને અમારૂં કામ કોઇબી રીતે એક હતું નહી. વલી ત્યાર પછી મને ખબર પડી કે હોમલો ખુંધો તમોને ઓલખતો હતો એટલુંજ નહીં પણ તમારેથી બીહીતો ફરતો હતો, ત્યારે વલી પાછો હું ચોંકયો, અને મારાં માણસોની ટોલકીઓને મેં સીપટીઓની નીસાંનીઓપર જગેજગ ફરતી રાખી. તે અરસમાં ગઇ રાત્રે તમોએ વીશ્વાસમાં લીઓનોરાનાં મકાંનમાં સઘલી કેફીયતો મને વીગતે કહી, અને તે સાંભલી હું મારો જોખમ જોઇ હબકી ગયો, આગમાં તેલ —તેવાંમાં જસ્ટીસ વીલમોટે મારા સંબંધી પેલો ડીસપેચ મારીજ હજુરમાં વાંચ્યો અને ત્યારે મારી પોતાની સલામતી ખાતર મેં ચાંપતા ઉપાયો તાબરતોબ લેવાની તુરત તાકીદ જોઇ. એટલા વાસ્તે મેં હેઠલ દોડી જઇને તમારા ગાડીવાલાને ભારે લાંચથી એક પલમાં હાથ કરી લીધો અને પછી જેમ તમોને તેમજ પેલા મને ઓલખી આપનાર સેલરને અત્રે પકડી લાવી કેદ કરવાની ગોઠવણમાં હું ફતેહમંદ ઉતરયો. તે ઉપરાંત વલી તેજ વખતે હોમલા ખુંધાને બી મેં તેના જોખમથી જાંણીતો કીધો, અને તે પણ એક રાત વેહેલો હયાં આવી ભરાયો, જે સઘલું સરંજામ ઉતારયા બાદ ઠડાવ પ્રમાણે લીઓનોરા સાથ સેહાદી કરી છેલ્લે હું અતરે આવ્યો; પણ

આવતાં આવતાં બી હું પોતે એક બીજા શત્રુને સાથે પકડી લાવ્યો છું, અને તે શત્રુ તે તમારો પેલો માનીતો કમુ છે."

"શું ?" મેં ચોંકીને કહ્યું, "બચારો કમુ બી સપડાયો ?"

"હા," દુરાઞોએ ફતેહની ગરૂરીથી મુછમાં હસીને કહ્યું. "તે કોણને માટે બાકી રેહે ? અમારૂં કામ કદી કાચું હોતું નથી; પણ હું જોઉંચ કે મેં ખોલ્લાં દીલથી આ બધા ખુલાસાઓ તમને આપ્યા તેથી બી તમારો રોપ કાંઇ ઉતરયો નથી," દુરાઞોએ જરાક ગુસ્સાની—નાપસંદગીની ઢપે વધારયું: "તમો એવું બતાવો છો કે હવે આપણે એકમેકના મીત્ર થઈ શકીએ નહીં, અને જોકે એ તમારો હેતુ તદન પ્રમાણીક છે, એટલે હું તમો જેવા લાયક જવાંનની દોસ્તી ખોહવાને રાજી થતો નથી, તોપણ જો તમારી એવીજ મરજી હોય તો આપણી વાતચીત હયાંજ બંધ કરીશું."

"તમો મારી દોસ્તીનો દાવો કરો છો," મેં કાંઈક ઠપકાની ઢપે ગંભીરતાથી કહ્યું, "અને તોબી જેમને હું જીવથી જયાદા ચાહું છું તેઓનીજ ખોહારીપર તમો કમર કસી બાહેર પડયા છો! જો એ કાવત્રાંબાજ ખુંધાનું કંટ્રાકટ કાંઇ હજાર પાંનસોની રકમના લોભને ખાતર તમો તરક કરી નહીં શકતા હો, તો હું તેટલી રકમ સેહેલથી ઉભી કરી તમોને ભરી શકશ, વાસ્તે—"

"જો વચ્ચે શરતમાં પડેલી રકમનોજ સવાલ કે વાંધો હતે," દુરાઞોએ કાંઇક તુચ્છકારથી કહ્યું, "તો વ્હાંણની આવકને લગતી તીજોરીમાં હું તેટલું નાણું મારી ખાંનગી ગીરોથી ઝટ ફેંકી દેતે, ને તે રવેસે તમારી દોસ્તીને ખાતર આ મને બેવડાં નાપસંદ થઇ પડેલાં કંટ્રાકટનો હું છેડો લાવતે; પણ હું જે એ કંત્રાકટને વલગી રહયો છું તે દોઢયાંને વાસ્તે નથી, પણ વચનને વાસ્તે છે. આ વ્હાંણ ઉપર વચનને સર્વોપરી રાખવામાં આવ્યું છે, અને તમો માંનશો નહીં, મી૦ કાવસજી, પણ મેં હયાં વચન સંબંધી એવી દીસીપલીન દાખલ કરેલી છે, કે જો કદી હું એ વચનનો ભંગ કરવાની દરખાસ્ત કરૂં તો મારાં માણુસો મને ગમે એવાં ચાહે છે ને માન આપે છે તેં છતાં મારા સામે તાબરતોબ બંડ મચાવે, ને મને કાપીને કટકા બી પણ કરી નાંખે!"

હું ખામોશ રહયો. આવી સખત દલીલ સાંમે હું બીજું શું બોલું? તે ગ્રીક બચ્ચો કાંઇ અજબ જેવા મીત્રભાવથી મને

ચાહાતો હતો એ તો દેખાઇતુંજ હતું. એમ ઘણા કેસ બને છે. એ લાયક જીવોને મલી જતાં વાર લાગતો નથી અને તેમ મલી જતાં જાત ન્યાતનો અંતર પણ સચવાતો નથી. આ ગ્રીક બચ્ચાને મારી દોસ્તીની કશી ગરજ હતી નહીં. તોપણ તે કાંઈ અજબ ખેંચાણુથી મને વલગી રેહેવા માંગતો હતો, ને હું પોતે પણ તેને એવા પ્યારથી ચાહાતો હતો કે તે ચાંચ્યા લુટારાઓનો બદમાસ સરદાર નથી એમ ઠરાવાને મારી જીંદગીના ઘણાંક વરસોનો પણ ભાગ આપવાને રાજી થાત ! જાનતું હોત તો ખુશીથી

"તોપણ," દુરાઝોએ મારાં મગજમાં થતા વિચારો લગભગ પાંમી જઇ કહ્યું, "તોપણ તમારે યાદ રાખવું કે કોરજી શેઠનાં કુટુંબના એક બાલને એ ખુંધાને હાથ હું ઈજા પાંમવા દેવશ નહીં. અમારાં કંટ્રાકટમાં ફકત તેમને એ ચાહે ત્યાં સુધી કેદ રાખવાની સરત છે—નહીં કે તેમને જરાએ અજાબ આપવાની; અને ત્યારે તમને બીહીવાનું શું છે?"

"મારી શીરીનની અસાધારણ ખુબસુરતી–"

"તમારી શીરીન આસમાંનની હુરો જેવી ચેહેરેનમુન હોય તોબી મારાં ફરમાંનના સબબે જેમ મને તેમજ મારાં માણસોને તે એક બેહેન સમાન થઇ રેહશે," દુરાઝોએ વિશ્વાસના ભારથી કહ્યું, "અને તેણીને અપમાંન તો શું પણ તેના તરફ એક આડી ચાલની નજર વટીક કરનાર ચંડાલ તમારા પગ આગલની ખાક ચુંમતો મુડદું થઈ પડશે, વાસ્તે હવે બીજી વાત. મેં હમણાં જે મારે લગતા સઘલા વીગતવાર ખુલાસા આપ્યા તેમાં એક દોસ્ત તરીકે ખરા ખુલાસા આપવા ઉપરાંત મારી એક બીજી બી મકસદ છે."

"ને હું તે મકસદ પાંમી જઇ શકું છુ," મેં કહ્યું. "હું જોઉં છું કે તમો મને એમ પુછવા માંગો છો કે હું તમોને જાહેર કરીને ફસાવશ કે નહીં?"

"હા," દુરાઝોએ કહ્યું. "હોમલાનું કંટ્રાકટ આખર થતાં હું તમને એકાદ બંદરમાં ઉતારી પાડશ, અને ત્યારે શું તમે ધસીને કલકતે જશો, ને મારી લીઓનોરાને તેમજ જડજને હું એક ચાંચ્યો લુટારો છું એમ જાહેર કરી દેશો?"

"તમો મારી જગ્યાએ હતે તો શું કરતે?" મેં પુછ્યું. "એક નીરદોશ નીરપરાધી કુમારીકાને ખાતર—તેણીનાં ભવીશને ખાતર દયાનો ખ્યાલ કરી એ વાત જાહેર કરવાનું તમે પસંદ કરતે કે તે છુપાવવાને રાજી થતે?"

"એ કાંઇ મારા સવાલનો જવાબ નથી," દુરાઝોએ નારાજ ઢપે કહ્યું. "ઉડાવનારા જવાબની હું તમોથી વકી રાખતો નથી, અને તેથી તમારી જગ્યે હું હતે તો શું કરતે તે તમારૂં પુછવું હું પસંદ કરી શકતો નથી."

"પણ કદીને હું તમોને નહીં ફસાઉં," હું હજી બજીદ થયો, "તોબી તમોને બીજા ફસાવનારા કાંહાં વ્હાંણપર થોડા છે?"

"નહીં," દુરાઝોએ કહ્યું, "તે અનુમાનમાંબી તમારી ભુલ છે. હોમલો ખુંધો તો મને કદી ફસાવેજ નહીં, કેમકે મને ફસાવતાં તે પોતે ફસ્યાવના રેહેજ નહીં, ને કમુ અને પેલા ઇંગ્લીશ સેલરને તો જ્યાંવેર હું મારી લીઓનોરા સાથે એકાંતમાં ઠર નહીં પડશ ત્યાંવેર અહીં વ્હાંણપર કેદ રાખવામાં આવશે, એટલે તેમનાથી મને બીહીવાનું નથી. તેઓની પેઠે ચાહું તો તમોને બી હું અહીં છેવટવેર પુરી તો મેલી શકું, પણ તમારા સાથ તેવી ચાલ ચલાવાને મારૂં દીલ થતું નથી, વાસ્તે જો તમો બેવફાઇ નહીં કરવાના હો તો કસમ લેઓ."

"અને કસમનું શું કામ છે?" મેં હજી ઉડાવાની વાત કરી.

"કામ એજ કે કસમ લેશો તો તે તોડવા જેવા તમો આસામી નથી એ મારી ખાત્રી છે," દુરાઝોએ કહ્યું. "તમોએ આટલો વાર વેર મને ઉડાવ્યો તેજ બતાવે છે કે તમો વચન ભંગ કરશો નહીં. જેઓ બોલ બોલતે વચન આપી દીએ છે તેઓ વચન તોડવાને વાર લગાડતા નથી, પણ જેઓ ઘણી આનાકાનીથી વચન આપે છે તેઓજ વચન પાલી શકે છે."

મેં ઘણો વીચાર કીધો. દુરાઝોને જે અભય વચન જોઇતું હતું તે હું આપવાને મારાં જીગરની લાગણીઓ સાથે એકમત થઈ શકયો નહીં. દુરાઝો ગમે એવો દીલનો ભલો હોય, પણ તે એક લુટારો હતો ને પ્રપંચથી લીઓનોરા જેવી એક ભોલી ભલી ખુબસુરત અબલાને પરણીને પોતાની કરી લાવ્યો હતો, તે દગા-

થીજ જસટીસ વીલમોટ જેવા પંકાયલા બાહોસ ન્યાયધીસને હાથ-તાલી આપી આવ્યો હતો. એટલું બધું પાપ—એ નહીં માફ કરાય એવો દગો છાંનો રાખવો એ તે પાપમાં સામીલગીરી કરવા જેટલું પાપ મને ભાસ્યું, ને તેથી તે મારા સાથે જીદે પડીને જે કોલ માંગતો હતો તે આપવાને મારી છાતી ચાલી નહીં.

પણ બીજા હાથપર હું એ મારા વીચારો પ્રગટ કહી દઇ દુરાઝો જેવા એકને મારો ઉંઘાડો શત્રુ બનાવા રાજી ન હતો. તેણે વ્હાંણપર આવ્યા આગમચ મારા તરફ એવી મમતા ધરાવી હતી—વ્હાંણપર આવ્યા પછી એટલી ખાતરદારી કરી હતી ને હજી પછી વલી બધાઓને કેદ રાખી મને છોડી દેવાની મેહેરબાંનીમાં એટલી બધી દોસ્તીનું તેણે દીલ બતાવ્યું હતું કે તે ગમે એવો બુરો છતાં તેની દોસ્તી સદંતર ખોહી બેસવાનું મને પસંદ આવ્યું નહીં, અને તેથી આ તર કે પેલી તર વચન આપવાને મેં હજી અખાડા કરી તેનાં કેહેવા ઉપર વીચાર કરવાને મેં વખત માંગી લીધો.

"હું તે વખત આપું છું," દુરાઝોએ હવે લગભગ રીસાયલા સાહાદે કહ્યું. "આજે ને કાલે કાંઇ તમારો અહીંથી છુટક થવાનો નથી, એટલે આજ ને આજ તમારો જવાબ મેલવવાને હું બજીદ થતો નથી. હવે રાત ઘણી આગલ વધી ચુકી છે, ને તમને ઉંઘ આવતી હશે, તેમજ મારેબી તુટક ઉપર અગતજોગા આરડરો આપવા જવું છે, એટલે આજની આપણી વાતનો હયાંજ છેડો લાવશું."—અને તે વધારે કશુંબી બોલ્યા વના તદન રીસાયલી-ગુસ્સે થયલી ઢપે પોતાની દબદબા ભરેલી ચાલથી ચાલતો સલુનમાંથી બાહેર ગયો, કે હુંબી ઘણુંજ દલગીરી ભરેલાં દીલ સાથ તેનાસે થયલી સઘલી લંબાંણ ગોફ્તેગો ઉપર હજારો વિચારો કરતો મારા કેબીનમાં સુવા ગયો.

---

## પ્રકરણ ૧૫૨ મું.

### "ઓયો."

બીજી સહવારે નાસ્તાપાણીથી ફારેગ થઇ હું જ્યારે પાછો તુટક ઉપર ગયો, ત્યારે મારી પુઠેપુઠ નાગી તરવાર સાથે પેલો સેલર પોહોરેગીર આવ્યો નહીં.—દેખદતી રીતે કેપટન દુરાઝોએ મારી ઉપરની એ નાપસંદ જાસ્તી હવે દુર કરી નાંખી હતી.

અમે હવે ઓહોલા દરીયામાં ઉતર્યા હતા, કે જ્યાં ઉપર આભ અને નીચે આબ સીવાય નજર પોહોંચે ત્યાં તક બીજું કાંઇ જણાતું હતું નહીં. તે નાની ગ્રીક બોટ (જેનું નામ મેં પાછલથી જાંણ્યું તે મુજબ "ઑંથો" કરી હતું) તે પાણીની સપાટી ઉપર નોટેરેસનાં કેહેવા પ્રમાણે ખરેખર પવનની પીઠપરજ સ્વારી કરી નીકલી હતી. તે જેવી જોવામાં મનહર હતી તેવીજ જવામાં તેજ હતી, અને તેને એક પરંદાંની ઝડપથી પાણી ઉપર સડસડાત નીકલી જતી જોતો હું અચરતીમાં ઠસ થઇ ઉભો રહયો.

સુકાની આગલ કેપટન દુરાઝો તેનાં કેપટન તરીકેના ઠાઠ અને રોબથી ઉભેલો હતો. એક સરદારની ગરૂરીથી અને એક લડાયક પેહેલવાંનની રોબદાર અદાથી તેની પોહોલી પેશાંની પ્રકાશી રહી હતી. આસપાસનાઓ વચ્ચે તે એક બચ્ચાં જેવો હતો, તોપણ પોતાના ઓધાના મરતબામાં તે એવો મુસ્તકીમ હતો કે તેવા મોટા અને જોખમભરેલા ઓધાને પુરેપુરો ઇનસાફ આપવાને તે એકજ—એકલોજ ત્યાં લાયક જણાતો હતો!

કેપટન દુરાઝો જ્યારે હું તેનાં આગલ જઇ પુગ્યો ત્યારે એક મોટાં દુરબીનવડે દુરનું કાંઇ ધારી ધારીને જોવામાં રોકાયો હતો, તેથી તેણે તુરત મને જોયો નહીં, પણ જ્યારે જોયો ત્યારે તેણે મને કાંઇક હસીને સલાંમ કીધી, અને તે મેં અરધાં દીલથી અરધા રોબથી પાછી વાલી.

પણ તે શું જોવામાં એવડાં ખંતથી મંડયો હતો તે જાંણુવાને મને અત્યંત જીજ્ઞાસા થઇ, અને જોકે હું તે વીશે કશુંએ બોલ્યો નહીં, તોપણ દુરાઝો મારા ચેહેરા ઉપરના ફેરફાર જોઇ મારી આતુરતા પામી ગયો, અને તેણે કાંઇક હસીને કહયું, "સરકારી મનવારે આપણી બોટની પુઠ પકડેલી છે, તોપણ તે એટલી બધી હજી દુર છે કે હું આડે માર્ગે ઉતરી પડીશ તો હજી હું તેને ખાસ્સી હાથતાલી આપી શકીશ. જો હું ચાહું તો તે મનવારને એક થવા દઇને તેનાસે લડી શકું, કેમકે લડવાનાં હથીયારોથી મારી બોટ કાંઇ ખાલી નથી, પણ આપણે દરયાના એવા એકાંત ભાગમાં હજી નથી કે જ્યાં તે મોટાં લશકરી વ્હાણ ઉપર ફતેહ મેલવવાનો હું ફાંકો રાખી શકું."

"પણ ત્યારે પેલા ખુંધા સાથનું તમારૂં કંટરાકટ ધીલમાં પડશે," મેં અનકાથી કહયું.

"બેશક," દુરાઝોએ કહયું, "હવે ધીલ તો થવાની; જોકે તે ધીલ છતાં બી મોડેવ્હેલે અમોએ અમારૂં કંટરાકટ તો અદા કરવાનું ને ફૂર કરવાનું. પણ ભવીશ કોઇ જાંણતું નથી. હું સરકારી મનવારને હાથતાલી આપવાનું મન કરૂં છું તોપણ તેમાં ફાવવાનું કાંઇ તમામ સેહેલ નથી. દેખઇતી રીતે એ મનવાર ચાલવામાં અતી ઝડપવાલી છે, અને આપણે બચી જઇ શકીયે તે આગમચ તે કદાચ આપણુને પકડી પણ પાડે! જો તેમ થયું તો લડયા વના છુટક રેહેવાનો નથી, અને ત્યારે બેમાંથી એકની બી હાર થવાની. તેમાં જો આપણી હાર થઇ અને હું મારીયો જાંઉ તો તમો કોઇના બાલને ઇજા નહી થાય એવી મેં ગોઠવણ ઠડાવી છે. વ્હાંણ જ્યારે કેદ પકડાવાની અણીપર આવશે ત્યારે કેદ પકડાવાની નામોશીને શરણ થવા કરતાં અમારૂં વ્હાંણ અમોજ દારૂગોલાથી ઉડારી નાંખશું, અને તેમ કરતાં સઘલા ખલાસીઓ પોતાનો જાંન આપવાને પાક કરારથી બંધાયલા છે. પણ તે રીતે તમારો, ક્રમુનો, અને મનવાર ઉપરના પેલા સેલરનો જીવ નહી જાય, તે માટે વ્હાંણ ઉડારી નાખવા આગમચ તમોને એક બોટમાં ઉતારી દીધામાં આવશે, અને જો તમો તે રીતે બચવા પાંમો મી० કાવસજી તો હું માગી લઉં છું કે તમોજ મારી લીઓનોરા પાસે જજો, અને તે જેમ ઓછી દુ:ખી થાય તેમ તેને સઘલું કેહેજો. હા, સઘલું! પણ તે સઘલાં વચ્ચે એને એટલી મારી તરફની પ્રમાણીક ખાતરી આપજો કે મારા આ પાપના પેસાએ મારૂં દીલ તદન કઠણ કરી મેલ્યું છે તે છતાં મેં તેને તો સદા પાકજાદ પ્યારે ચાહેલી છે, અને તેણીની તરફનો મારો પ્યાર છેલ્લી ઘડી સુધી સાચ્ચો ને ખરાં દીલનો હતો."

"ઓ કેપટન દુરાઝો," મેં તેનાં આ લંબાણ અસરકારક બોલવાથી ઘણો દુખી થઇને કહયું—કે જે બોલવામાં તેનાં મોટાં મન ને ઉદાર દીલની ઘણીક સાહદતો સમાયલી હતી— "ઓ કેપટન દુરાઝો, હું ખરાં દીલથી દુવા માગું છું કે તમારી હસ્તીનો એવો બ્હેલો અંત નહીં આવે, અને તમે હજી પણ જીવીને આ તમારા પાપના પેસાના પસ્તાવામાં તમારા ખુદાનો પ્યાર પાછો મેલવો, કેમકે જો તેમ થાય તો સોસાયટીને તમો જેવા એક બાહોશ અને લાયક જવાન માટે ઓછું મગરૂર થવાનું મલશે નહીં."

મારાં એ રીતે બોલવાની દુરાઝોપર ઘણી ગંભીર અસર થઇ, અને તેની છાતીમાં લાગણીઓનો જે જોસ ઉતપન થયો તેને સમાવી દેવાને પડતી મુશકેલીની તેના ધ્રુજતા હોઠો પ્રગટ સાહદત આપતા હતા.

તે પછી તે પાછો પોતાનાં અવલોકનપર મહર્યો. તેણે કહયું હતું તેમ તે બોટને હવે તેણે આડે રસ્તે હાંકવા માંડી, અને સરકારી મનવારની નજર ચુકાવવાને તેણે બનતું કીધું.

હોમલા ખુંધાનું આથી ઘણું પાકી આવ્યું. તેનાથી એ નવી નહીં ધારેલી ઢીલ કેમ ખમાય ? તે દાહયો થઇને પોતાની નાસીપાસી કેપટન દુરાઝોને જાહેર કરવા આવ્યો, પણ તેને જોતાંજ તેની મતલબ પાંમી જઇ તે કેપટને કાંઇ એવા તો પ્રગટ ધીક્કારમાં તેના કેબીનમાં જતો રેહેવાને તેને ધમકીની ઇસારત કરી, કે વલી તે તદન ચાંઇ થઇને નીચી મુંડીએ ત્યાંથી સતી ગયો.

તે આખો દીવસ અને આખી રાત સુધી અમારી બોટે કોઇબી બંદર કરવા વના નાહસવાનું-દોડવાનું-ઉડવાનું જારી રાખ્યુ, અને દુરાઝોએ પોતાની વકી મુજબ તે સરકારી મનવારને આબાદ હાથતાલી આપી દીધી હતી. તોપણ હજી તે દાનાઇ ને દુરઅંદેશથી પોતાનાં કંત્રાકટને ઢીલમાં નાંખી પોતાની અને પોતાના હમશરીકોની સલામતીને માટે આડે ને આડે રસ્તે વધ્યો જતો હતો. તે અરસામાં હું તેની ઘણીક હીલચાલો આતુરતાથી તપાસતો હતો, અને તેનાં પરીણામમાં તેના ને મારા વચ્ચે ઘણીક વાતચીતો થતી હતી, પણ તે સઘલી અતરે ઉતારવાની મારા પાસ જગ્યા નથી. વલી જે ખુબસુરત ગ્રીક છોકરાને મારી ખીદમતમાં રોકવામાં આવ્યો હતો તેના તરફ મને અજબ માયા ને મીત્રતાનું ખેંચાણ થતું હતું, અને તેથી જ્યારે જ્યારે બી તે મારા ઓરડામાં આવતો ત્યારે હું તેને રોકીને તેનાસે એકાદ બે વાતચીતમાં મોજ લેતો. એમ કરતાં મેં જોયું હતું કે તે બી કેપટન દુરાઝોનીજ પેઠે આ ગલાંકાંસુ ધંધામાં મગરૂબી લેતો હતો. આ દરીયાવરથી જીંદગી ને આ લડાયક પેસો તેને પણ પેસ પડતો જણાતો હતો, અને તેમાં તે ઘણો ઉલટમંદ દેખાતો હતો.

તેણે મને સમજાવ્યું તે મુજબ તે પણ મારા જેવોજ નાવારેસ હતો, અને તેથી કેપટન દુરાઝોએ તેને પોતાને આસરે લીધો હતો. એ દુરાઝો પોતે ચાંચ્યો અથવા ચાંચ્યાઓનો સરદાર કેમ થવા

પાંમ્યો તે જ્યારે મેં તે ગ્રીક છોકરાને પુછ્યું ત્યારે તેણે મને નીચે પ્રમાણે સમજાવ્યું:—

"દુરાઝોને એનાં માબાપે કેલવણી સારી આપી હતી, અને છેવટ તેઓ એને ધારાનો અભ્યાસં કરાવતાં હતાં, જેવામાં તેઓ બંને મરણ પામવાથી ઓગણીસ વરસની જવાન વયે તે પોતાનો અને પોતાના બાપની ટુંક પુંજીનો માલેક થઇ પડયો. તે પછીથી આગલ અભ્યાસ કરવાનો એનો ઉમંગ તુટી ગયો. એને દરયાનો પુશકલ શોખ છેક બચગીથી હતો, અને એનાં જીગરની એક સર્વોત્તમ ઉમેદ તે મોટો કપટાંન થઇ નીકલવાની હતી, પણ એક નાધલા ક્રમીના સેલરથી પાયરી દર પાયરી વધીને કપટાન થવાની કંટાલા ભરેલી ધીરજ તેને રહી નહીં, એટલે પોતાના બાપની પુંજી રોકીને તેણે એક વ્હાંણુ પોતાની ગીરોથી તૈયાર કીધું, જે વેપાર સંબંધી જીનસોથી ભરીને પેહલ વેહલો તે એલેકઝાનદ્રીઆ ખાતે જવા નીકલ્યો. માર્ગમાં તેનાં વ્હાંણુ ઉપર લીવેંટના દરીયામાં ચાંચ્યાઓએ ધાર પાડી ને તેને પોતાને અને ખલાસીઓને તેમનું સર્વસ્વ લુટી લઇ સિરીયાના એક ઘણા ઉજ્જડ ભાગમાં ઉતારી દીધા. ત્યાંથી તેઓ માહા મુસીબતે પાછા સ્વદેશ ગ્રીસમાં પોંહોંચ્યા. એ વલતી મુસાફ્રીમાં દુરાઝો એક વ્હાણપર મુફ્ત ખલાસીનું કામ કરવા રહયો, અને તેથી દરયાવરધીખાતાંના કારોબારનો તેને જાતી ચંચલાઇથી અચ્છો અને પક્કો અભ્યાસ કરવાને તક બની આવી.

"દુરાઝોને પોતાને વતન પાછો પોંહોંચતાં સુભાગ્યે વલી ખબર મલી કે એક તેનો કોઇ સગો મરણ પાંમ્યો તેણે તેના વારસામાં તેનું નામ પાડયું હતું. એજ વખતે ગ્રીસની સરકાર માટે કોઇક નામીચા કારીગરોએ આ ઉમદા બોટ તૈયાર કરી, પણ સરકારની તીજોરીનું તલ્યું આવેલું હોવાથી તે તેનાં નાણાં ભરી શકી નહીં, અને દુરાઝોએ તે પેલા વારસાનાં નાંણાનો લાભ લઇ માંથે લેઇ લીધી. એ પછી જ્યારે તે બોટ તેની ધણીઆતી મીલકત થઇ, ત્યારે રહી રહીને સરકારનાં માણસો અદેખાઇનાં મારેલાં તેનો કબજો લેવા આવ્યાં. આ જુલમાત—આ ભારે ગેરઇનસાફ્ દુરાઝોનો સાહાસીક ને આકલો જીવ ખમી શકયો નહીં; તેણે તેઓને ઘણું સમજાવ્યું, પણ નહીંજ સમજયા ત્યારે પોતાનાં વફાદાર માણસો સાથે એકમત થઇ તે એકેએક સરકારી નોકરને વ્હાનમાંથી ઉંચકીને દરીઆમાં ફેંકી દીધા !

આ જોખમભરેલો અખતરો અજમાવીને તુરત તે બારાંમાંથી તેણે ચાલુ મુકયું, પણ તેનું પરીણામ એ થયું કે ગ્રીક સરકારે એક જાહેર હોકમનામાથી દુરાઝોને કાયદાની સલાંમતીની બાહેર મુકયો, ને દેશમાં આવે તો ગરદન મારવાનો ઠડાવ જાહેર કીધો. એ જાલેમ ગેરઇનસાફથી દુરાઝોનું માંથુ ફરી ગયું, અને તે પોતાનું તેમજ પોતાનાં માણસોનું ગુજરાંણ કરવાને જ્યારે અશકત થઇ પડયો, ત્યારે તેણે અંતે લાચારીએ આ લુટફાટના પેસાનો માર્ગ અખત્યાર કરયો. પછી વલી જે ચાંચ્યાઓએ દુરાઝોનાં વેપારી વાંહાંણને અવલ લુટીને તેને ખોહાર કીધો હતો તેઓનો દરયામાં બીજી વાર ભેટો થયો, ને અમારાં વ્હાણ વચ્ચે એક ભયાનક લડાઈ થઈ, જે છ કલાક સુધી ચાલી, પણ દુરાઝોની અંતે પુરેપુરી ફતેહ થઇ. તે લડાઈમાં એ જવાંન દલેરની બાહાદુરી ખંત અને મોટાં મનનો જેઓને અભ્યાસ થયો તેઓ તે પલથી વધારે કરીને એના વફાદાર નોકર થયા, અને છેહલે એને એક વડા અથવા સરદારનું માન એકમતે તથા વધારે ખરાં દીલથી એકેએક આપવા લાગ્યા."

આ સઘલી હકીકત આપી મારો જવાંન ખીદમતગાર મને છોડી ગયો, ને તે પછી એ સઘલી કેફીયત ઉપર મેં ઘણો વિચાર કીધો. મેં જોયું કે દુરાઝો ત્યારે કાંઇ અવલથી બદમાસ ન હતો પણ તેને બદમાસ બનાવી મેલવામાં આવ્યો હતો, ને તેમાં ખરી રીતે વાંક જોઇશું તો તેનો નહીં પણ તેના સરકારનો હતો !

પણ મારી જાંણમાં એ કેફીયત આવવાથી એક ફાયદો થયો. દુરાઝોને જોકે હું તદન માંફ તો નહીં કરી શકયો, તોપણ એ કેફીયતથી તેનાં પાપમાં હું કેટલોક ઇનસાફ જોઇ શકયો, ને તેથી હું ખુશી થયો.

અંતે પાછું સુકાંન ફેરવવામાં આવ્યું, અને હોમલા ખુંધાવું પાપી કંત્રાકત બર લાવવા ખાતર ચંદરનગર તરફ ચાલુ મુકવામાં આવ્યું. ત્યાં બારાંમાં પડેલાં બીજાં વાંહાંણોની સાથે આ ગ્રીક બોટને ભેલાઇને એક થઇ જતાં વાર લાગ્યો નહી, અને એક વેપારી વાહાંણ તરીકે તે બોટ ત્યાંનાં સંખ્યાબંધ બારકસો વચ્ચે પોતાની મનહર ખુબસુરતીથી અકસર ધ્યાન ખેંચનારી થઇ પડી.

ત્યાં બારાંમાં લંગાર થયા પછી મેં ફરી એક વાર આ પાપના પેસાથી હાથ ઉઠાવવાને દુરાઝોને ઓજરખાઇથી વીનંતી કરી, પણ

તેણે કંટાલીને—લગભગ ગુસ્સે થઇને મને ખામોસ કીધો. તેમ કરતાં મને તેણે આગ્રહથી સમજાવ્યું કે તેનાં માણસો સાથના થયલા કરારો, કસમો, અને કાયદાઓની રૂહે તે મજકુર કંત્રાક્ત રદ કરવાની તેનામાં તાકાત ન હતી, "પણ," તેણે મારે કાંને લાગીને વધાર્યું, "જો અકસમાત તમોને યારી આપે, ને હોમલાનું ધારેલું કામ કોઇબી અકસમાતથી થતું અટકી પડે તો તેનો તમોને લાભ આપવાને અથવા તેમાં તમોને મદદ વઝીક કરવાને હું આપની દોસ્તીને ખાતર મારૂં સઘલું અને બનતું કરશ."

આ ઘણો મોટો સધ્યારો હતો, અને મારા કાલાવાલાથી હું કેપટન દુરાઝોને એટલો બી પીગલાવી શકયો એ મારૂં સુભાગ્ય સમજીને હું તુરત વેલા ઘણો શાંત થયો.

હોમલા ખુંધાએ વાંહાંણ લંગારવા પછી વાંહાંણપરથી શેહેરમાં સોહલુ દમણ્યાને નામનો એક કાગલ મોકલી આપ્યો તે હું સઘલી ખબર રાખતો હોવાથી બરોબર જાંણી શક્યો, પણ મને દુરાઝોએ પોતાની સાથ વારંવાર વાત કરવાને મના કીધી. તેણે મને કહ્યું કે "હોમલો ખુંધો વેહેમાશે, અને વલી આપણને વારંવાર વાતચીત કરતા જોઇને જો તેનું કંત્રાક્ત નિષ્ફલ થશે તો મારાં માણસોનાં મનમાં પણ મજબુત શક પેદા થશે, વાસ્તે આપણને ઘણુંજ સાચવીને કામ લેવાનું છે."

---

## પ્રકરણ ૧૫૩ મું.

### હોમલા ખુંધાનાં કાવત્રાંનું સેવટ.

આ નવાં બારાંમાં લંગરવા પછીથી તે આખો દીવસ નિકલી ગયો, જે અરસામાં અમારી બોટની ખુબસુરતીથી ખેંચાઇ ઘણાકો તે જોવા આવ્યા હતા, અને તેમને એક વેપારી બચ્ચાને છાજતી અદા ને મીઠાસથી દુરાઝો પોતે ફેરવી ફેરવીને તે બોટ બતાવતો હતો. વલી એ આખા દીવસમાં કાંઇબી નવું જુનું થવાની હું વકી રાખતો હતો, કેમકે હોમલા ખુંધાની સોહલુ દમણ્યાપર ચીઠી લઇને જે સેલર કિનારે ગયો હતો તે બપોરનો પાછો ફરેલો હતો.

તે પછી સાંહજે હું ડુટકપર તમાસો જોતો ઉભો હતો, તેટલાં એક હોડીને મેં દુરથી અમારી બોટ ભણી આવતી જોઈ,

ને તેમાં ધ્યાંન ખેચનારૂં એ હતું કે તેમાં એક પારસી બાંનુ એક પારસી મરદ ભેગી બિરાજમાંન થયલી હતી. એ કોણ ?

"આપણી બોટ હયાં જાસ્તી ખેંચાંણ કરનારી થઇ પડી છે," તે હોડી ઉપર મારૂં ખાશ ધ્યાંન ખેચાયલું જોઈ દુરાઝોએ મારા આગલથી પસાર થતાં જરા થોભી હસીને કહયું. "આ વલી કોઇ તમારી જાતવાલો બોટ જોવા આવે છે."

એવામાં તે બોટ એટલે તફાવતે આવી પોંહોંચી કે આંખ ખેંચી હું તે માંહે બેકેલાં સ્ત્રીં પુરૂષને જોઇ ઓલખી શકયો અને હું ઘણીજ ખુશીથી ધીમો પોકાર મારી ઉઠયો, "અરે એ તો પેલો મીનોચેહેર, ને તેની મોહરદાર તેહેમીના છે!"

"એ કોઇ તમારાં ઓલખીતાં જણાય છે?" દુરાઝોએ પુછયું.

"હા," મેં ઉસ્કેરાઇ આવી કહયું; "જો તમો મારા સાથ એકાંતમાં એક પલ—"

દુરાઝો મારી મતલબ પાંમી ગયો. અકસ્માતથી જો હું શીરીન ને તેની સાથવાલાંઓને બચાવી શકું તો તેમાં અમારી દોસ્તીને ખાતર મદદ આપવાને તેણે કોલ આપ્યો હતો અને તેથી તુરત તો તે મારા પાસથી ખસીને દુર ગયો, ને મારાપર ગુસ્સે થઇને પોકાર મારતો હોય તે ઢપે બોલ્યો, "મી૰ કાવસજી હું જોઉં છું કે તમો અતરે વ્હાંણ જોવા આવનારાંઓપર જોઇએ તે કરતાં વધુ ધ્યાંન આપો છો, ને તે તમારી હીલચાલ શક ભરેલી છે. તમે એકદમ તમારા કેબીનમાં જાઓ, ને તમારી એ ચાલ ઉપર વીચાર કરવા હું પોતે ત્યાં હમણાં તમોને આવી મલશ."

આ હોકમ સૌ સાંભલે તેમ ખાસ્સે મોટે સાહદે પોતાના સરૈસ્તાના ઠઠરાવી નાંખનાર રોબથી દુરાઝોએ કીધો, ને તેથી હોમલાનું ધ્યાંન બી મારા ભણી ખેંચાયું. તે જોકે ઇંગ્રજી સમજી તો નહીં શકયો હોય, તો બી મને કેપટને ઠઠરાવીને હાંકી કાઢયો એમ તે ચોકસ એ ઉપરથી જોઇ શકયો, ને તે એ બનાવથી ખુશ ખુશ થઈ ગયો. હું પણ તેની એ પતરાજીની ખુશીમાં તે ખરોજ છે એવું તેને બતાવા ને વ્હાંણપરના સઘલાઓને તેમજ સમજાવા જાંણે તકશીરવાર હોઉં ને કપટાંનના ઠઠરાવાથી બીહી ગયો હોઉં તેમ નીચી મુંડીએ મારા કેબીનમાં જતો રહયો.

બીજીજ પલે ત્યાં દુરાક્રો આવ્યો, ને બારણું બંધ કીધુ. "બોલો," તેણે મમતાથી કહયું, "તમે હવે શું કરવા માંગો છો?"

"આ હમણાં જે પારસી ગ્રહસ્થ બોટ જોવા આવશે તે મારી પીછાંણનો છે," મેં આજીજીથી કહયું, "ને વલી નસીબ સંજોગે તે કોરજી શેઠને બી ઓલખે છે, વાસ્તે જો રજા હોય તો હું તેને બે આંકડા લખી આપું, જેથી તમારાપર કશો બી કોઇને શક આવ્યા વના સૌ સમાધાંન થશે."

" હા, પણ કોરજી શેઠને એ તમારો મીત્ર ચેતાવે એટલે તેઓ તરત દમણ્યાને સપડાવી દેશે," દુરાક્રોએ વાંધો લીધો, "ને તે બદમાસ મારાં વ્હાણુની ખરી હકીકત કહી દઇ અમોને હેરાંન કરશે— અરે હા, પણ તમે એમ કરો. એજ ચીઠીમાં તમે એવી ગોઠવણ કરો કે દમણ્યો પકડાય તો તરત કોઇ બી રીતે તેની એ તમારો મીતર આપણને ખબર આપે, જેથી થશે એમ કે દમણ્યો મારી બોટને પકડવાનું કશું બી કેહે અથવા ગોઠવણ કરે તે આગમચ આપણે અહીંથી પવનની પીઠપર સ્વાર થઇ નિકલી જઇશું."

દુરાક્રોની આ નહીં ધારલી મદદ મેહેરબાંની ને સલ્લાહ માટે મેં તેનો ઘણો ઉપકાર માંન્યો, ને તુરત ટેબલ આગલ બેસી મેં નીચે પ્રમાણે એક ચીઠી સડસડાત ચીતરી કાઢીઃ—

"પ્યારઃ શેઠ મીંનોચેહેર—

આ ચીઠી ઉપર મારી સહી જોઇ તમો અચરત થશો, પણ સઘલો ખુલાસો આપવાને વખત નથી. હાલ તાકીદની અરજથી મારે એટલુંજ માંગી લેવું છે કે તમો જેમ બને એમ જલદી પાછા જાઓ, ને શેહેરમાં પેલાજ કોરજી શેઠ પોતાનાં કુટુંબ સાથ છે તેઓને પેલો લુટારો સોહલુ દમણ્યો નવા ફાંદામાં આજે ફસાવાની વેતરણમાં છે, વાસ્તે તેનો કાંઇબી જુસ્તેજો ચલાવી મલીને તુરત અટકાવ કરો.

પણ મારી બીજી અરજ એ છે કે તમો મારો ઉસ્કેરણીથી એમ કરોછો એમ તેમજ આ વ્હાંણપરથી તમને મારૂં કાગલ મલ્યું એવું કોઇને બી જાંણવા દેતા ના. મારૂં ને આ વાંહાંણનું નામ તદન ખાંનગી રાખજો, ને છેલ્લે, જ્યારે સોહલુ દમણ્યાને તમો સપડાવી દેઓ ત્યારે આ વ્હાંણના કપટાંનપર થોડીક ફરૂટ લેટ મોકલજો—એવું બતાવા કે તેણે તમોને વાંહાંણ ફેરવીને બતાવાની તજદી લીધી તેનાં હેસાંનમાં તમો એમ કરો છો, પણ ખરેખર તો તે સીગનલથી હું તુરત અનુમાન કરશ કે તે લુચ્છાને સપડાવી દેવાને તમો ફતેહમંદ થયા છો.

નેકબખત બેહન તેહેમીનાને મારી દુવા કેહેશો—હાલ એજ.

લા૦ તમારો માનીતો કાવસ".

આ તે ચીઠી હતી, અને હું જ્યારે તે ઝપાટામાં ટેબલ આગલ બેસી ચીતર્યો જતો હતો ત્યારે દુરાઝો તે મારાં ખભાં ઉપરથી વાંચતો ઉભો હતો, કેમકે તે તે વાંચે ને તેની બીના જાંણી મારાપર કશો વેહેમ ના લાવે માટે આ ચીઠી મેં ખાખસુસ ઇંગ્રેજીમાં લખી હતી.

"ચીઠી છે તો મનમાનતી," દુરાઝોએ કહયું, "પણ હું તે પોતે તો નહીં લઇ જઇ શકું, તેમજ તમો અહીંથી બાહેર જાઓ ને મીનોચેહેર તમોને જોય ને ઓલખે તે બી નહીં બને"—એ પછી તેણે એક પલ વીચાર કીધો, ને પછી જાંણે એક ઠડાવપર આવ્યો હોય તે ઢપે તે ટેબલપરથી પેલો રૂપેરી ચંગ લઇ વગાડયો.

બીજીજ પલે પેલો ગ્રીક ખીદમતગાર છોકરો અદબથી અંદર આવ્યો. તેને દુરાઝોએ ગ્રીકમાં કાંઇ કહયું, ને તે મારા હાથમાંથી તે કાગલ લેઇ બાહેર ગયો.

"હું તમારો શું ઉપકાર માંનશ, દોસ્ત દુરાઝો?" મેં મારી લાગણીઓથી આજેજ થઇ કહયું.

"મી૰ કાવસજી," દુરાઝોએ કહયું, "તમારી આવી ખંત ને આવી મોહબતપર હું આફ્રીન કરૂં છું, ને તેથી તમોને મદદ કરવાને ઓર હું માન લઉં છું. આજથી આપણે એકમેકના વધારે દોસ્ત છીએ, કેમકે તમો જેવો લાયક જવાંન મારા આટલા અનુભવમાં મેં જાત કે પરજાત કોઇ જોયો નથી"—ને પછી તે મારો હેસાંનમંદ જવાબ સાંભલવા ખોટી થયા વના મને એકલો મુકી ત્યાંથી ચાલી ગયો.

હું એકલો પડયો. એ વખતે મને જે ખુશીના ખ્યાલો થતા હતા તે વીગતે વરણવવા બેસવાનો મારો ઈરાદો નથી. બબે મરતબે ચંડાલ હોમલા ખુંધાને સજજર છક્કર આપવાને મને હજારો સંજોગોએ સામર્થ કીધો હતો એ સુભાગ્ય ઉપર હું ખુદાના શુકર બજા લાવતો બેઠો.

દુરાઝો મને એકલો છોડી ગયા પછી છેક અરધે કલાકે પેલો ગ્રીક છોકરો પાછો મારા કેબીનમાં આવ્યો, ને મને ખબર આપી કે "મેં તમારી પેલી ચીઠી પેલા પારસીના હાથમાં કોઇ નહીં જોય તેમ દાવ સાંધી સેરવી દીધી, ને વલી કહયું કે અહીં ના વાંચતા

પણ તમારી હોડીમાં બેસો ત્યારેજ વાંચજો, ને તેણે તરત મને જવાબમાં આંખ મારી કે હું ખસી ગયો.

મેં તે ગ્રીક બચ્ચાનો ઉપકાર માંન્યો. તે ચીઠીમાં શું હતું તેનો તેને તો સ્વપ્ને બી ભાસ ન હતો, પણ તે મારૂં વીશ્વાસનું એટલું કામ કરી આવ્યો તેની ઉકમાઇમાં ખુશ થયલો જણાતો હતો, ને તેની એ ભલાઇ ને ભોલાઇ તરફ મેં સંતોષ બતાવ્યો.

"હવે તમોને તમારી મરજી હોય તો ડુટક પર પાછા ફરવા-ની કપટાન સાહેબની રજા છે," તેણે મારા પાસથી જતાં જતાં કહયું, ને તે રજાનો લાભ લઇ હું તુરત ડુટકપર ગયો.

ત્યાં દુરાઝો પેલી મીનોચેહેરવાલી હોડીને જતી જોતો ઉભો હતો, ને હું પણ આતુરતાથી તેજ જોવા પડયો, પણ મારા ઉપર દુરા-ઝોએ કશું ધ્યાંન આપ્યું નહીં. જાંણે મને અરધો કલાક મારા કેબીનમાં કેદ કરવાને મેં તેને કારણ આપ્યું હતું તેની ખફગીમાં-થી હજી તે મોકલો નહીં થયો હોય એવા સઘલા ઢોંગની અદાની તેની મારા તરફની જાહેરમાં વરતણુક હતી.

હું મીનોચેહેરવાલી હોડીને પાણીની પીઠ ઉપર ઘસારાબંધ નિકલી જતી જોતો ઉભેલો હતો તેટલાં મેં જોયું કે તેની સાંમેથી એક વધારે મોટી હોડી અમારા ભણી આવતી હતી, ને તે ઉપર મારૂં અફસર ધ્યાંન એ સબબે ખેંચાયું કે હોમલો ખુંધો અસાધારણ અધીરતા ને આતુરતાથી તીકતો તે તરફ આવી ઉભો. વલી તેજ વખત દુરાઝોએ તેજ બોટપર તેલેસકોપ માંડયું, ને વલી હોમ-લાએ ને તેલેસકોપમાં બો જોઇ લીધું, એટલે તેનાં સદાનાં એબીયલ વાંદર સરખાં મોં ઉપર ફતેહની ખુશાલી પ્રદીપ્ત થઇ રહી. આથી મને પડયો મજબુત વ્હેમ !

મેં પણ તે ઉપરથી તદન બેદરકારીનો દેખાવ કરી પાસે એક બીજું ટેલેસકોપ લઇ ઉભેલા પોરયા પાસ તે એક પલ માંગી લીધું, ને જોયું તો ઓ આફત ! પેલોજ ચંડાલ સોહલુ દમણયો જાંણે કેવોક મોટો માણુસ ને સારૂં માણુસ હોય તેમ ડ્રેસ કરીને દોસ્તીના દેખાવથી કોરજી શેઠ સાથ વાતો ચલાવતો તે બીજી હોડીમાં બેઠો હતો, ને તેની સંઘમાં કડક કોરજીબા હતા એટલુંજ નહીં, પણ તેની દીકરી રૂપાંબાઇ ને મારી માંનીતી શીરીન વટીક હતાં!

"અરે," મેં વલી ધાસ્તીથી ખ્યાલ કીધો, "જો મીનોચેહેરવાલી બોટ એ બોટને નહીં મલતાં દુરથી પસાર થઇ જાય—જો બંને સાથે થવા છતાં મીનોચેહેર લુચ્ચા દમણ્યાને તેના ફાંકડા પોશાકમાં કે કોરજીબા ને તેની સાથવાલાંઓને નહીં પીછાંણી શકે તો—અરે તો તેમને બચાવાની મારી સઘલી ઉમેદ ને રંજનો નકકી નાશ થવાનો !—ઓ પણ નહીં; હું શું જોઉં છું? તેં બંને બોટો—એક આવતી ને એક જતી —એક થતાંજ મીનોચેહેરની તેનાપર નજર ખેંચાઇ—તે ચમકી ઉઠયો–તેણે શીરીનવાલી બોટ થોબાવી—કાંઈ કોરજી શેઠ સાથ વાત કરી–અને ઓ ખુશાલી ! ખુશાલી !! મીનો-મીનોચેહેરે તે બોટ ફેરવાવી—તે પાછી વલી !

---

## પ્રકરણ ૧૫૪ મું.

### તોફાંણ !

"અરે એ આય શું મોહોકાંણ ?" હોમલા ખુધાએ આ નહીં ધારેલો રંગ બદલાયલો જોઇ હાથપર હાથ અફાલ્યો, "કેપટન દુરાઝો, એ લોક પાછાં કેમ ફર્યાં ?"

"તે હું કેમ જાંણી શકું ?" કેપટન દુરાઝોએ તીરસ્કારથી કહ્યું, "તમે શું મને કાંઇ પીરબીર સમજોછ વારૂં ?"

"અરે પણ કમબખ્તો છટકી જશે તો ?" હોમલા ખુંધાએ એ ખ્યાલથીજ અકલાઇ જઈ કહ્યું.

"તો ?" દુરાઝોએ ડોલા કાઢી કહ્યું, "તો એજ કે મુંગે મોઢે તમારે અમારાં બાકીનાં નાણાં પગાર કરી અહીંથી ગુપચુપ ચાલતી પકડવી."

"હેં, હેં, તે કેમ બનશે ?" હોમલાએ છેરાઇ પડી કહ્યું.

"નહીં બનશે ?" દુરાઝોએ કંમર પછવાડે હાથ કરી કમ-રમાંથી અરધો વાંકો વલી અનકાથી કહ્યું, "કાંય નહીં બનશે સાહેબ ? તમે શું એમ ધારોછ વારૂં કે તમારો આડલ્યો તમારૂં કામ સરંજામ નહીં ઉતારી આપે તેની બી જવાબદારી અમારે આપવી? જો કોરજીનું કુટુંબ અમારાં વ્હાંણપર આવે, તોજ તેમને તમારે હવાલે કરવાની આપણાં કંત્રાકતમાં સરત છે, પણ તેઓને વ્હાંણપર લાવવાનું કામ તો તમારૂં ને તમારા એજંટનું છે, ને તેમાં જો

તમો લોક નીષ્ફલ થાઓ તો અમારો શું કસુર? વાસ્તે તમારી પોતાની કસુર માટે અમો અમારો લવાજમ કાંઈ મુકી દેવાના નથી એ તમારે ખાત્રી માંનવી."

ગરીબ બચારો હોમલો ખુંધો! તે નાસીપાસીના અસહ્ય ખીજવાતથી છેરાયલા વાંદર પેરે તે ટુટકપર એમથી તેમ દોડવા લાગ્યો.

આ તેની બીજી નાસીપાસી હતી. સલાદીનના સંબંધમાં નામોસીભરી પેહેલી નાસીપાસી પછી આ પણ તેવીજ દુઃખ પેદા કરનારી બીજી નાસીપાસી હતી, ને નફામાં વલી નાહેક તેને વ્હાંણુવાલાઓને રૂપ્યાની એક મોટી ગાંસડી કાઢી આપવાની હતી!

"મારે જવું જોઇશે," તે અંતે એક ઠરાવપર આવ્યો, "કેપટન મારે એકદમ કીનારે જવું જોઇશે, કે ત્યાં કેવો મેહુમાર છે ને શું સબબે તેઓ અહીં વેર આવેલાં પાછાં ગયાં તે હું જાતે જોઇ અને જાંણી આઉં."

"એ તમારો ઠેરાવ તદ્દન બરાબર છે," દુરાઝોએ કહયું, અને તેણે તેને એક હોડીમાં કીનારે મોકલી આપવાને તુરત ગોઠવણ કરી આપી.

હવે હું નીરાંતે મારા કેબીનમાં પાછો વલ્યો. સલાદીનના ગોફામાંથી મારી માનીતી શીરીન ને તેનાં વાહાંલાંઓને બચાવાથી જે રીતે મારૂં જીગર ખુશીથી છલછલ થઈ ભરાઈ ગયું હતું, તેવીજ લાગણીઓની મોજ હું એકલો ભોગવવા મારા કેબીનનાં એકાંતમાં આવ્યો.

હોમલો ખુંધો જોકે કીનારે ગયો હતો, તોપણ હવે મને તેનો કશો ડર કે દરકાર ન હતી, કાંય કે હું ખાત્રીથી માનતો હતો કે મારી ચીઠીના પ્રતાપે સોહલુ દમણ્યાને તો કોરજી શેઠ અને મીનોચેહેર કીનારે પોંહોંચતાંજ પોલીસને સ્વાધીન કરશે, ને વલી હોમલો ખુંધો બી ત્યાંજ ગયો છે, તો સોહલુ દમણ્યાને તે બી જઇને વગર ભાડેનાં ઘરમાં ગલે વલગવાનો!

હું મારા કેબીનમાં જઇ કલાકેક બેઠો તેવામાં પેલો ગ્રીક છોકરો મારે માટે એક રૂપેરી તાસકમાં કેટલીક ફ્રુટ લઇ આવ્યો. "કેપટન દુરાઝો ઉપર હાલ બાહેરથી કેટલીક ફ્રુટ ભેટ આવી છે, અને તેમાંથી તમો ઉપર આ થોડીક તેઓએ માન સાથ મોકલી આપી છે," તેણે તે તાસક બાજુની ટેબલપર ઉતારતાં કહ્યું.

હું સમજ્યો. મીનોચેહેરને મેં લખ્યા પ્રમાણે તેણે આ ફુટ મોકલી હતી— એવું બતાવા કે ચંડાલ સોહલુ દમણ્યો ધારાની ચુંગાલમાં સપડાઇ ચુક્યો હતો. મેં તે ગ્રીક છોકરા સાથે કેપટન દુરાઝોને તેની મેહેરબાંની માટે હેસાંન કેહેવાડયું, ને તે છોકરો ઓરડામાંથી બાહેર ગયો.

બીજા પા કલાકમાં દુરાઝો મારા ઓરડામાં ધસી આવ્યો. "હોમલા ખુંધાને લઇને ગયલી બોટ પાછી ફરી છે, ને ખબર લાવી છે કે તે બદમાસને બી પકડવામાં આવ્યો છે;" તેણે કહયું. "વલી તે બંને લુચ્છાઓએ આપણાં વ્હાંણનો ભરમ ફોડી દીધો છે, વાસ્તે એ કપલ બી ખોહયા વના અહીંથી લંગર ઉંચકી આપણે નાહસી જઇએ છીએ"—અને હજી તો તેણે મારા તરફ બતાવેલી બેસુમાર દીલસોજી ને હોમલાને હાર ખવાડવાને મને કરેલી કાલજીભરી મદદ માટે હું કાંઇબી ઉપકાર માનવા જાઉં તે આગમચ તે આવ્યો હતો તેવીજ ઉતાવલમાં મારા પાસથી જતો રહયો.

તે પછીથી ઉપર ટુટકપર વ્હાંણ તાકીદે હંકારવાની દોડધાંમ ને ધમાલ હતી, અને બીજી થોડી મીનીટમાં પાછું એક વાર તે વ્હાંણ બગલાં પેરે પાંણીની સપાટીપર તરતું થયું.

તેની પુઠ પકડાવાનો ભય હતો, વાસ્તે હવે વલી તે થોભ્યાવના ચાલ્યું—દોડયું—ઉડયું, અને એક કલાક વેર પોતે ખંત અને રંજથી તેની હીલચાલપર નજર રાખી દુરાઝોએ નોતેરેસના હસ્તકમાં વ્હાંણની લગાંમ આપી ને પોતે પોતાના કેબીનમાં ગયો.

ત્યાં ગયા પછી તેણે અરધેક કલાકે મને તેડાવ્યો, અને જ્યારે જતાંને વાર મેં મારાં હેસાંનના ઉભરા કાઢવા માંડયા, ત્યારે તેણે ખુશ મીજાજે મને અટકાવી દીધો. "મેં જે કીધું તે હેસાંન સાંભલવા કીધું નથી," દુરાઝોએ હસીને કહયું. "મેં આપણી દોસ્તીની મોહબત સાચવવાના હેતુથીજ કીધું છે."

"હું તે સમજુછું," મેં કહયું, "અને તમો જેવા ખરા ખેરખાહાની દોસ્તીનું માન હું હજારો હેસાંન સાથ બાહાલ રાખું છું. તમો એક ગલાંફાંસુ ધંધાપર છો, પણ દયા અને પ્યારના આસીરવાદોથી તમારૂં તન મન એટલું બધું ભરેલું છે કે તમો જે છેઓ તે નથી એમ માનવાને મને વધારે લાલચ થાય છે."

"અને હવે તેમ છતાં હું બી એ પેસાથી કંટાલ્યો છું," દુરાઝોએ કહ્યું. "એ પાપના ધંધામાં હું મોજ અને મગરૂરી લેતો હતો, પણ તે એક જાતનો અંધાપો હતો, ને તે જેટલી મારી લીઓનોરાએ તેટલોજ તમો બેરાદરે દુર કીધો છે, તો હું કસમથી કહું છું કે હવે સેહેજ દીવસોમાં હું એ પેસાથી તમામ હાથ ઉઠાવશ, ને પાછલા દહાડાના પસ્તાવાથી હવે આગલા દહાડાનો હું ખંગ વાલી આપશ."

"એ તમારો ઠડાવ ખુદ ખુદાને ખુશી કરનારો છે," મેં કહ્યું, "અને તમો મારાપર ઈતબાર લાવો છો, તો હું મારાં સત વચનથી કહું છું કે જવાંન લીઓનોરા કોઈબી દીવસ મારા તરફથી જાંણવા પામશે નહીં કે તમો આગલ કદી બી આ નાપસંદ લાઇનમાં આમેજ હતા."

એજ વખતે (અને વાંચનારે જાંણવું કે હમણાં તો રાત થઇ ગઈ હતી) પવન એટલાં તો જોસથી ફુકવા માંડયો, ને અમારાં વ્હાણે એટલા તો આંચકા ખાવા માંડયા, કે દુરાઝો મારાસે વાત કરતો કરતો કુદકો મારીને બાહેર પાછો દોડી ગયો.

હું પણ ગયો, અને ખરેખર પવન તે વખતે વધ્યો જતો હતો. બીજા અરધા કલાકમાં તો પવન નહીં ધારેલી રીતે નહીં ધારેલી હદ સુધી વધ્યો, અને એક ભયાનક તોફાંણની આગાહી આપવા લાગ્યો!

થોડા વખતમાં આખો દરયો તોફાંણી થઇ પડયો, અને તેના દરેક આંચકે મને અમારૂં વ્હાંણુ ઉંધું વલી જવાનો મુસ્તકીમ ભય થવા માંડયો!

દરયાનાં તોફાંનનો મને અનુભવ હતો. હોમલા ખુંધાએ મને ઠાગાથી એક વાર સ્ટીમર "રોઇફો" મારફતે ચીન ધકેલી આપવા માંગ્યો હતો તે વેલાએ તોફાંણમાં તે સ્ટીમર ભાગી હતી, ને બીજાઓ ભેગો હું ડુબી મરતાં એક ખુદાઇ મોજેજાથીજ બચ્યો હતો તે સઘુ આ વખતે મને જોસથી યાદ આવ્યું, ને માંયે આવતાં આ નવાં તોફાંણના ત્રાસથી હું ડર ખાઇ જઇ નવેસર ધ્રુજવા પડયો!

તોફાંણ વધ્યું!

દરયો ગંભીર ગરજનાથી ગાજવા લાગ્યો!

સીહા અંધારાં વચ્ચે આકાશમાં વીજલીના ચપોચપ ચમકાર થવા લાગ્યા!

કાન ફાડી નાંખનારા ગગડાતોએ કાંઇક ઇશ્વરી કોપની આ-ગાહી પોકારી !

મોજાની ગંજાવર છોલો વ્હાંણમાં જબરીથી કુદી આવી, અને વહાણ તે દરેક ધસારા સમેત ઓય દુબે તે ફીસમે તમામ વાંકું વલી જતું, પણ વલી બીજીજ પલે પાછું દબાદબાથી ટટાર થઇ જતું.

"તમો બીહોછ મી૦ કાવસજી," દુરાઝોએ પોતાની ભારે રેકાંણો વચ્ચે બી મારાપર ધ્યાંન આપ્યું, અને હસીને કહ્યું; "તમો ગભરાયલા જણાઓ છો, પણ બીહીવું નહી. "ઑથો"એ એથી ચાર ઘણાં વધારે જાલેમ તોફાંનો આથી વધારે ભરના દરીયાઓમાં સેહેલાં છે, ને આ તોફાંન તો મારા ધારવા પ્રમાણે કલાક બે કલાકમાં સમી જવુંજ જોઈએ."

આથી મને થોડોક વાર ઘણી ધીરજ આવી, પણ વખતે બતાવી આપ્યું કે દુરાઝો આ વખતે પોતાના અનુમાનમાં ઠગાતો હતો—હાપ ખાતો હતો. અમો બેહસાબ ચાલતા હતા, જ્યાં જવાય ત્યાં જવું એવો અવલ તો હાલ હતો, પણ હવે તો દરીયો એટલો તોફાંણી થઈ પડયો હતો કે વ્હાંણની લગાંમ દુરાઝોને હાથ કરતાં ખુદ દરયાની દયાને આધારે વધારે હતી ! પાહાડ પેરે ઉછલતા પાણીના દેવ સરખા મોજાઓ વ્હાંણની ઉપલી કોરની લગોલગ ઉભા થતા હતા, ને ઘણાખરા હીંમતથી અંદર વટીક ધસી આવતા હતા.

તોફાંણ તો વધારે વધ્યું !

મધરાત થઈ ગઈ હતી, ને એક આફીસર મોહકાંણના સમા-ચાર લાવ્યો કે વ્હાંણના ટલ્યાંમાંથી હવે અંદર પાણી આવતું હતું !

તુરત બંબાઓપર દોડ પોંહોંચી, ને તેમના વડે પાણી કાઢી નાંખવાંને ખલાસીઓ મંડયા. મેં પણ ( દુરાઝોએ મને તજદી નહીં લેવા ઘણું કેહેવા છતાં ) ખુબ મેહેનત કરી ઉપયોગી થવા માંડયું. એ શું બેસીને જોવા જેવો હીંગામ હતો ?

હવે સઘલું જીવ સતોસત હતું, તેવામાં વ્હાંણે એક બીજો મજબુત આંચકો ખાધો, ને તે એક ચક્કર ફરયું. તે હીણાં કરમનું વ્હાંણ ખરાબે અઠડયું !

જીવવાની સઘલી આસા હવે સર્વેએ છોડી દીધી. તે પેહેલવાંન કેપટન જોકે આ ભયભીત મામલો પાંમી ગયો હતો, તોપણ જરાબી બીહીધેલો દેખાયા વના હજી તે બીનદેહેસ્ત પોતાના હોકમો તેજ

સરેસ્તાના રોબદાર સાહાદે આપ્યો જતો હતો,—ને તે મોહતથી ઘેરાયલા ખલાસીઓ તેવીજ ખંત તેવીજ તાબેદારી ને તેજ દીલસોજીથી તે હોકમો બજા લાવ્યા જતા હતા.

પણ હવે તે સઘલું થઈ ચુકયું !

એક દયાહીણ મોજાના ધસારાએ વ્હાંણનું એક ફારચુંજ ઉડારી નાંખ્યું, ને હું તેના વલતાં જોસ સમેત બીજા કેટલાક સાથે તોફાંણી દરીયામાં ધસડાઈ ગયો !

---

## પ્રકરણ ૧૫૫ મું.

### દુરાઝોની નાઉમેદી.

દરીયાની દયાપર હું કેટલોક વખત વેર અને કેટલે લાંબે સુધી ધસડાયો તે હું જાંણુતો નથી, કારણ કે પાણીમાં પડવા સાથે હું આગલ પેઠે બેસુધ થઇ ગયો હતો, પણ જ્યારે હું સુધીમાં આવ્યો ત્યારે સહવારનું ઝઝકલું નીકલી ચુકેલું હતું, અને હું સુકી જમીનપર પડેલો હતો, કે જ્યારે બે આતુર ચેહેરાઓ કાલજીની મમતાથી મારાપર વાંકા વલેલા હતા.

તેઓ કોણ હતા તે હું એકદમ પીછાંણી શકયો નહીં, પણ જ્યારે મારી આંખ સાંમે આવતાં ચકકરો અને તમ્મરો સમી ગયાં ત્યારે મેં જોયું ને જાણ્યું કે તે કોઇજ નહીં પણ કેપટન દુરાઝો અને પેલો ખીદમતગાર છોકરો—બંને હતા !

પણ ત્યારે બીજાઓ ? તે વ્હાણપરના સંખ્યાબંધ ખલાસીઓ ને આપીસરો–તેઓ બધા કયાં હતા ? તે ખુબસુરત શોભાયમાન વ્હાંણ પોતે કયાં હતું ? શું તે સઘલાંઓ દરીયાનાં ઉડાંણમાં–હેઠાંણમાં પોતાનું હમેસગીનું બીછાંણું બીછાવી સુતા હતા ? ઓ, તે વીચારમાંજ આખી દુન્યાનું દુઃખ સમાયલું હતું !

જે વ્હાંણને માટે દુરાઝો આટલો બધો મગરૂર હતો તે વ્હાંણની આ નહીં ધારેલી પાયામાલી અને પોતાના તાબેદાર ખલાસીઓના જાંનની ખોહારી એ બંનેથી તેના ઉપર ઘણીજ દુઃખભરેલી અસર થઈ, અને તેનો નાઉમેદ હાલ તેનાં ભીત્તરની ગમગીની પ્રગટ બતાવી આપતો હતો.

પણ અમો ત્રણે એકમેકને ચાહાતા હતા માટેજ શું જ્યારે બીજા બધાઓ જુદે જુદે બંદરે ઘસડાઈ ગયા, અથવા દુબીને મરણ પામ્યા, ત્યારે અમો ત્રણ ખુદાની ખુદરતથી આ જમીન ઉપર સલાંમત તણાઇ આવવા પાંમ્યા હતા ?

ખુદા જેને રાખવા માંગે છે તેને મોહતનાં ખુદ મોંમાંથી પણ કેવી આસાનીથી બાહેર પાડે છે તેનો આથી સરસ દાખલો કયાં મલશે ? મારી કાંહાંણીમાં હું કેટલી બધી વાર મરતોમરતો બચ્યો છું, અને એક નહીં પણ બે જુદી જુદી વાર તો તોફાંણી દરયાઓમાંથી વટીક બચ્ચો છું, એ વીચાર આજે આ લખતી વખત પણ તે પાક યજદાં તરફ મારૂં દીલ હેશાંન ને હરખના ઉભરાથી ભરી નાંખે છે! દુરાઝો વ્હાંણની ને વ્હાણપરનાઓની પાયામાલી ને ખોહારીથી ઘણો ગમગીન હતો, પણ તોબી તેનો જાંન બચાવા ખાતર ખુદાનો તેણે મારા કે તે ગ્રીક છોકરા કરતાં ઓછા હાવભાવથી ઉપકાર માંન્યો નહીં. વલી મારે જણાવવાને ભુલવું જોઈએ નહીં કે તે ગ્રીક છોકરાને હાથ આપી મોહોતમાંથી બચાવનાર મેં પાછલથી જાંણ્યું તેમ કોઇજ નહીં પણ દુરાઝો પોતેજ હતો.

અમો કયાં આવી પડયા હતા તે અમો ત્રણે જાંણતા ન હતા, પણ એટલું તો ખરૂં કે અમો જે કીનારાપર પડયા હતા તેનાં ભીતરમાં વસ્તી હોવી જોઈએ. એટલા માટે અમો જેવા હાલહવાલ ઘસડાઇ આવ્યા હતા તેવાજ ઉઠીને ત્યાંથી ચાલ્યા.

રસ્તામાં અમોને જે કોઇ મલતું તે અમારો એવો હાલ જોઇ અચરત થતું, અને અમારી સાથે ચાલતું અને પછીથી અમોને કીનારાપરના જે પેહેલાં ઘરનો આશરો મલ્યો તે એક લાયકીવાલા ઈંગ્રેજનું હતું. તેણે જ્યારે અમારો વ્હાણ ભાંગવાનો હેવાલ જાંણ્યો ત્યારે અમો ત્રણેને એકસરખી દયા ને દીલસોજીથી પોતાનાં ગરીબડાં મકાંનમાં તેડયા, અને પછી અમોને કપડાં વગેરે બદલાવાને પોતાના વડા દીકરાઓને તેણે તાકીદ કરી એટલુંજ નહીં પણ આવી જીવ સતોસત રંજ પછી તેનાં મકાંનમાં કાંઈ નહીં તો એકાદ બે અઠવાડયાં બી આસાએસમાં ગુજારી કાઢવાને તેણે અમને ચાંપીને આગ્રહ કીધો.

એ ઉપરથી તે પરોપકારી ઘરમાં જમીને આરામ કીધા પછી અમો સાંહજ થતાં પાછા પેલે કીનારે ગયા, ને ત્યાં પેલાં વ્હાંણના કેટલાક ટુકડા ઉપરાંત ત્રણ ચાર લાસો પણ ઘસડાઇ આવી હતી,

જે સઘલું બતાવતું હતું કે વ્હાંણ ભાગ્યું ત્યારે ભરતીનો જોસ વધારે કરીને એ કીનારાની બાજુએ હોવો જોઇએ.

ત્યાં ઘસડાઇ આવેલી ચાર લાસોમાં બે કોઈ ખલાસીઓની હતી, કે જ્યારે એક કેપટન નોટેરેસની અને બીજી પેલા કમુની હતી.

ગરીબ બચારા કમુનું મને તેની લાસ જોતાં ઘણુંજ લાગ્યું. તે કમબખ્ત એ દુરાઝોને અને તેનાં વ્હાંણને પકડી આપી માન અને ચાંન ખાટવાને ઉલટમંદ હતો, પણ તેની તે ઉલટ ને ઉમેદનું આ કેવું દુ:ખ ભરેલું સેવટ આવ્યું તે ખ્યાલે મને લગભગ રડાવ્યો.

બીજા હાથ પર દુરાઝો શાંત પણ ભારે ગમગીનીમાં તે લાસો ઉપર ને જ્યાં તેનું માંનીતું વ્હાંણ ભાગ્યું હતું તે ભાગ તરફ થોડીક પલ ટીકટો ઉભો, ને પછી અમોએ સાથે મલી ખાડા ખોદી તે ચારે કમનસીબોને જમીનમાં ગારયા.

જે ગામડાંમાં અમો ઘસડાઈ ગયા હતા તે અમોએ પછીથી જાંણ્યું તેમ રંગુનની પાસેનું એક ગરીબ ગામડું હતું. તેની વસ્તી જુજ ગરીબ અને કંગાલ હતી. ત્યાં પારસી તો કોઇ હતા નહીં, મગર આ એકજ યુરોપીયન કુટુંબ વસ્તું હતું, જે વરસોથી ધંધાનેસર દેશીઓ સાથ રેહેવાથી અરધું દેશી બની ગયું હતું.

આ કુટુંબનો વડો તે નાનાં ગામડાંમાં એક સુબા સરીખો હતો અને ગામડાના નાધલા કેસો વગેરે પતાવાનું તેનું કામ હતું, કે જ્યારે વધારે ગંભીર વાંકો માટે પાસેનાં શેહેરમાં અપરાધીઓને લઇ જવામાં આવતા હતા.

એ અમોને આશરો આપનાર ઈંગ્રેજ બચ્ચાનું નામ મી૦ ગ્રે કરીને હતું, અને તેના પાકકી ઉમરે પોંહોંચેલા બે તેના જેવીજ લાયકી ધરાવનાર પુત્રો ને બે પુત્રીઓ હતી. આ નાહનાં કુટુંબે અમો ઉપર ગુજરેલા વાખાના અવેજમાં અમારી એવી સરસ ખાતરદારી કરી કે અમો અમારૂં સર્વસ્વ ખોહી આવેલા છતાં અમે કોઇ પણ પ્રકારે તુરત વેલા મોહતાજમંદ રહયા નહીં.

વાંચનાર જાંણે છે કે મેં તો કશું ખોહયું ન હતું. જુદાં જુદાં ઇનામો વગેરેમાં મેલવેલાં મારાં નાણાં તો સઘલાં બેંકમાં નાંખેલાં હતાં, ને જે થોડું ઘણું સાથે લઇને હોમલાનું કાવત્રું પકડવા હું કલકતે ગયો હતો તે વલી ત્યાંનાં હોટેલમાં સઘલું અનામત હતું, કે જ્યારે તે કામ સરંજામ લાવીને પાછો કલકતા મોડે વેહલ્લે

આવવાનો ઇરાદો રાખતો હતો તે સઘળું વાંચનારથી છાંનું નથી. એ રીતે મારો સામન તેમજ સઘલો અવેજ તે હાટેલમાં રહી ગયો હતો. જેથી મારી ગાડી ઉંધી વાલીને મને ઠાગાથી બોટમાં ઉપાડી લઇ આવવામાં આવ્યો ત્યારે મારા પાસ જીવ જેવું કશું હતું નહીં એમ વાંચનારને નવેસરથી સમજાવવું પડવાનું નથી. મારે તો હવે એટલુંજ રહયું હતું કે કેઠેબી ઠર પડયા પછી મારો તે સામન ને અવેજ તે હાટલમાંથી મંગાવી લેવો, ને વધુ નાણાંની ખપતી થાય તો તે બેંકમાંથી ઉપાડવાં.

પણ પેલા દુરાઝોનો હાલ તેથી ઉલટોજ હતો. તે બાપડો તો તેનું વાહાણ ભાગવાથી તદન ખાખાવરખોજ થઇ ગયો હતો. તેનું જે સઘલું હતું તે તે વહાંણ અથવા વ્હાંણપર હતું ને તે વાહાંણજ લાસ જવાથી તે તોઠાર થઇ ગયો હતો. તેણે એ પોતાના બદમાસ ધંધમાં ઠીક નાણું પેદા કીધું હતું, ને તેથી હવે મેં અને તેના પ્યારે તેની તેનાં પાપ પત્યે આંખ ઉંધાડી વાસ્તે પોતાની દોલત લઇ લીઓનોરા સાથે બાકીની જીંદગી પાપના પસ્તાવામાં ને એકાંતપણાંનાં પવીત્ર સુખમાં ગુજારવાનો તેનો મજબુત વિચાર ને ઠડાવ હતો, પણ અફસોસ ! હવે તે દોલત કયાં રહી હતી ?

હવે તે લીઓનોરાને કેમ જઇ મલે તેજ તે બાપડાને સમજ ન પડતું હતું. તે ચાંચ્યાઓનો સરદાર હતો એમ તો જસટીસ વીલમોટ કે જવાંન લીઓનોરાને જણાવાનો હવે કશો ભય ન હતો, કેમકે કમુ અને તેને ઓલખી આપનાર સેલર તો દરયામાં દોહોવાઇ ગયા હતા. વલી મારાપર તેને એતબાર હતો કે હું એ દુ:ખભરી ચુગલી કદી કરશ નહીં એટલે તેને તે તરફ ફસાવનાર બીજું કોઇ હતું નહીં, તોબી આવી નાણું સંબંધી વીપતી સાથે તે અસલી ઠાઠ કયાંથી લાવે, ને તે ઠાઠ વગર લીઓનોરાને લઇ જવા તે કેમ જઈ શકે ?

હું તેને મારાં નાણાંમાંથી કાંઇ આપતે, પણ વાંચનાર જાંણે છે કે હું કાંઇ તેવો ધનવાંન થયો હતો નહીં. નવેંબર માસમાં મારે શીરીનના પવીત્ર હાથની ઉમેદવારી સાથે કોરજી શેઠની હજુરમાં હાજર થવાનું હતું, ને હજી તો તેને ઘણાક માસ જોઇતા હતા ! એટલા માટે મારો અફસોસ એ હતો કે દુરાઝોનો એ વીશેનો ભારે બલાપો હું કોઇ રીતે કમી કરી શકતો ન હતો.

---

## પ્રકરણ ૧૫૯ મું.

### એક અસલી હિંદુ મંદીરની કાંહાંણી.

અમો તે ગામડાંમાં આવ્યા તેને બીજે દીવસે નાસ્તા પછી તે ગામને લગતી અને તે માંહેલી જોવાજોગ ઇમારતોને લગતી તહરેવાર વાત કરતા સેહેજ તાહેલાં કરતાં અમારા મેહેરબાંન મેજબાંન સાથ બેઠેલા હતા, કે જ્યારે મારા સવાલના જવાબમાં તેણે કહ્યું, "હયાં જોવાજોગ તે શું હોય, સિવાય કે હિંદુઓનાં એક ઘણુંજ અસલી પવીત્ર મંદીરનાં ખંડીયરો છે. એ મંદીરને લગતી એક દંતકથા ઘણી જાંણવાજોગ છે. અસલ જ્યારે હયાં હિંદુઓનું રાજ હતું—અને એ વાત એકસો વરસની જુની કેહેવાય છે—ત્યારે કોઇ મુસલમાન રાજા હયાં ચઢી આવ્યો હતો, ને તેણે એ દેહેરાંપર ધાડ પાડી હતી—એવા હેતુથી કે એ દેહેરાંની બેશુમાર દોલતની જે વાત ચાલતી હતી તે દોલત હાથ આવે. પણ હિંદુઓ કાચા ન હતા. તેઓ મરવા તૈયાર થયા, પણ તેમની પવીત્ર દોલતને તે ખુંનીઓના બસથી બચાવાનો તેઓએ ઠડાવ કીધો. તેઓએ તેથી તે મંદીરમાંની સોનાની મુરતીઓને ગાલીને સોનાંના સીક્કા કરી નાંખ્યા, ને સઘલી દોલતના નાના સીકા કરી તેનાં મોટાં વાસણો ભરયાં. પણ હસવા જેવું એ છે કે હયાં એ દંતકથા અધુરી રહી ગઈ છે. તે વાસણો ભરી તેઓએ કયાં મોકલી દીધાં તે કોઇનાં જાંણવામાં આવ્યું નથી. ખુદા માલમ તે મોટું ધન કોણને હાથ ગયું ને કોણે તેનો લાભ લીધો તે વાત સેંકડો વરસથી જણાયા વગરની રહી ગઈ છે, અને ફકત પેહેડી દર પેહેડી એ ગામમાં તે મંદીરના સંબંધમાં એટલીજ વાત ચાલુ રહેલી છે ને મારે બી કાંને તેજ આવી છે."

"પણ ત્યારે તે મુસલમાન ધાડ પાડનારાઓએ તે મંદીરનો નાશ તો કીધો ખરો કે?"મેં વાતમાં રસ લઈ પુછયું.

"તેઓ કાંઇ ચુકે?" મી૰ ગ્રેએ કહયું. "કેહેવામાં આવે છે કે તેઓએ તે મંદીરની ધુલધાની કીધી એટલુંજ નહીં, પણ જે દોલતને ખાતર તે દરોરો તેઓએ પાડયો હતો તે હાથ નહીં આવવાનાં વેરમાં તેઓએ હયાંની રાંક રૈયતની બી કાપાકાપી કીધી. તેથીજ આ રસાલ ભુમી ઉજ્જડ થઇ ગઇ. ત્યાર પછીથી ઇંગ્રેજ સરકારના અમલ હેઠલ હયાં વસ્તી વધવા માંડી છે ખરી, પણ હજી આજવેર જીવ જેવી નહીં.

"અને તે મંદીર ફરી બાંધવાની કોશેશ થઇજ નહીં શું?" દુરાક્રોએ સવાલ કીધો.

"નહીં," મી૦ ગ્રેએ કહયું. "તે અસલ મંદીર એટલું બધું તોફી હતું કે તેવું પછીના વખતમાં કોઇ બાંધી કશયું નહી, ને તે સબબે તે તેજ બીસ્માર હાલતમાં વરસોના વરસોથી છે. હવે તો તેનાં ખાલી ખંડીયરોપર બી જંગલી ઘાસના ઢગ વલી ગયા છે, પણ એક શોભાયમાન પુરાતમ ઇમારતની બાકી તરીકે તે હજી આજ દીન તુલક માન ધરાવે છે, અને અતરે જે કોઇ આવે છે તે એ ખંડીયરો જોવા વગર પાછા જતા નથી."

"ત્યારે તો અમો બી જઇશું," મેં ઉલટમંદ થઇ કહયું.

"ખુશી સાથે," મી૦ ગ્રેએ કહયું. "મારી તબીયત લગાર આજે નાદુરસ્ત છે એટલે હું તો નહીં આવી શકશ, પણ મારા દીકરાઓ કામપરથી સાંહાજે પાછા ફરશે ત્યારે જરૂર તમોને ત્યાં મોકલી આપશ."

"તે સાહેબોને બી તસદી આપવા કશી જરૂર નથી," મેં કહયું. "અમો હમણાંજ ફરવા નીકલવાના છીએ, એટલે ફરતા ફરતા જઇને તે જોઈ આવી શકીશું."

અમો નીકલ્યા. તે ખંડીયરો ખચીત જોવાજોગ હતાં, જોકે હવે તો તમામ ખખરીને નાશ પામતાં હતાં. ઠેકાંણે ઠેકાંણે કોઇ છુટા છવાયા રહી ગયલા સ્તંભ કે આરકાંથી તે રોણકદાર ઈમારતની અસલી મોટાઇનો નકસ મગજમાં ઉભો થઇ આવતો, ને તે ઉપર અમો તહરેવાર ગુફ્તેગો કરતા આગલ ચાલતા.

તોપણ જમીન ઝાડી ઝાંખરાં ને કાંટા કંટારીથી એટલી બધી ભરાઇ ગઇ હતી કે અમો લાકડીથી તેમને ખસેડતા મુશકેલાઇએ ચાલી શકતા હતા. વલી કોઇક ભાગોપર ચાલતાં તેની ભોંય પગ તલે ખખરીને એટલી નંમી જતી કે દરેક પલે ભોંયમાં પેસી જવાનો બી ભય થતો હતો!

એ પ્રમાણે અમો તે જગ્યાપર ફરતા હતા તેવામાં અચબુચ ચાલતાં ચાલતાં એક ઠેકાંણે મારા પગ હેઠેનું મટોડું ખરેખર ધસી ગયું ને હું એક ખાડામાં સરી પડયો. પ્રથમ તો હું એમ અચબુચ ગરક જવાથી ઘણો ગભરાયો, પણ પછી દુરાક્રોએ તેમજ તે ગ્રીક છોકરાએ ગભરાતમાં દોડી આવી હાથ આપવાથી તુરત ઉપર ચઢી આવવાને ઘણું મુશકેલ થયું નહીં.

પણ ઘણીક વાર માંડું થાય છે તે સારાંનેજ કાજે તેમ હું ઉપર આવવા પછી મને અચબુચ ભાંણ આવ્યું કે હું અંદર ગરક ગયો ત્યારે મારાં બુટની એડીને કાંઇ લોખંડી કરાં સરખું લાગ્યું હતું. આ વાત મેં દુરાઞોને કહી, ને વલી હસીને ટકોરમાં વધારયું, "પેલો સેહેંકડો વરસોથી ગુમ થઈ ગયલો મોટો ખજાંનો તો અહીં દાતેલો નહી હોય ?"

દુરાઞો ફકત નાસીપાસીનાં દુ:ખથી ફીકું હસ્યો. તેનું વ્હાંણ ગુમ થવા સાથે તેની સર્વોતમ ઉમેદોનો એવો નાશ થયો હતો, કે હવે તે કશી વાતમાં ઉમંગ લેતોજ ન હતો. તે પોતાનું પાપ જોઇ ચુકયો હતો માટે આ છેલ્લા ત્રાસદાયક અકસ્માતને તે તેના સામે એક ઇશ્વરી કોપ તરીકે લેખતો હતો, ને તેથી તેને કશાંમાં મન રમાડવાનું નહીં મલતું હતું. વલી જાંણવું કે તે આ ખંડીયેરો જોવા આવ્યો તે કાંઇ મારી પેઠે મજાના હેતુથી નહીં પણ ફકત મારૂં મન રાખવા ને મી૦ ગ્રેનાં કુંટુંબનાં મનમાં કશો બીજો વેહેમ નહીં પેદા કરવાના હેતુથીજ હતું. એજ સબબોથી તેણે મંદીરને લગતી મી૦ ગ્રેએ કરેલી વાતમાં બી અવારનવાર જીવપર જોરાવરીના એકાદ બે સવાલ કીધા હતા—કે જ્યારે ખરેખર તો તેનું સઘલું ધ્યાંન તેની વ્હાલી લીઓનારાને લગતી આ નહીં ધારેલી નાસીપાસીના સેતમના વિચારોમાંજ લાગી રહયું હતું.

એ સઘલા ખુલાસાથી વાંચનાર જોશે કે મેં જ્યારે તેને તે અસલી દોલત ત્યાં દાટેલી હોવાનું કહી રમુજ કરવા માંડી ત્યારે તેને તેમાં ગમત નહીં મલી એ તદન સ્વભાવીક હતું, પણ તોબી મેં એ જગ્યા ફકત ખોદી જોવાની લાલચને મનમાંથી કાઢી નાંખી નહીં. "દોલત મેલવવાને વાસ્તેજ આ જગ્યા આપણે જોઈએ તે કરતાં કાંઇ નહીં, તો એ કરૂં શું છે તે તપાસવાને વાસ્તે બી આ જગ્યાપર જુસ્તેજો કરવી તદન લાયક છે," મેં ગંભીર થઇ કહયું. "દોલત સેંહેકડો વરસથી અહીં આપણેજ વાસ્તે દટાયલી રહી છે એવો બેવકુફી ભરેલો ખ્યાલ તો હું મનમાં લાવતોજ નથી, પણ તોબી એક કસરત ને વખતના ઉપ્યોગને ખાતર આપણે થોભાને જોઇએ."

દુરાઞોને મન તો બધુંજ સરખું હતું, એટલે તેણે મારા એ વિચારમાં વાંધો લીધો નહીં, અને મેં તેથી જમીનપર ઉંધો સુઇને મારાં ગરક જવાથી જે નાઘલો ખાડો પડી થોડો ઘણો ગાલો રહી ગયો હતો તેનાં ઉંડાંણમાં હાથ ખોસ્યો, તો ખરેખર ફીટાઇને,

તમામ કાટ ખાઇ ગયલું ને અસલ લાદી સાથ થસેથસ ચોંટી ગયલું એક કરૂં મારે હાથ લાગ્યું ખરૂં !

હવે મને અને પેલા ગ્રીક છોકરાને જાસ્તી ઉમંગ આવ્યો, ને દુરાઝો પણ એ ઉમંગમાં થોડો ઘણો વધારે ભાગ લેવા લાગ્યો, એટલે અમે ત્રણેએ મલીને તે ખાડો ઝાડની જાડી સોટીઓ ને છરીઓ વડે વધારે ઉંડો ખોદયો, ને પછી અંદર ઉતરયા.

તે કરાંને તેના કાટથી જુદું કરતાં અમારો દમ આખર થયો, પણ ખંત રાખે તે આદમ બચ્ચો કીયું કામ કરવાને અશકત છે?

અમો ફાવ્યા, અને પુરા ફાવ્યા. તે કરૂં ઉપાડયું એટલુંજ નહીં પણ તેની બેસણીમાંથી ઉપરની પથ્થરની લાદીને બી બરી જેહમતે ઉંચકી કાઢી !

તે કરતાંજ અંદરથી એવી ખરાબ હવાનો પ્રવાહ નિકલી આવ્યો, કે જેણે અમો ત્રણને અરધા બેભાંન બનાવી દીધા, પણ તે નીકલી જવા પછી ને અંદર તાજી હવા દાખલ થવા દીધા પછી અમોએ પાછું દોકું ખોસ્યું, ને દરેક પલે વધતી જતી અચરતી વચ્ચે નીચાંણમાં ઉતરવાને એક દાદર રોકી પથ્થરની સીદી બી દીઠી !

હવે ધીલ શાંની ? મેં ઉતરવા માંગ્યું, પણ દુરાઝોએ મને એટલો આકલો નહીં થવાને માગી લીધું. અંદર સઘલું સીહા અંધારૂ હતું, ને તેથી અંદર જવાનો જોખમ મોટો હતો. તે મારા એ મીત્રે મને સમજાવ્યું. વાંચનાર જાંણે છે કે તે કાંઇ હીચકારો ન હતો, પણ તેણે લડત કરી કે હુલ્લડાઇ તે કાંઇ હીંમત નથી, ને તેવી હીંમતમાં શાનપત નથી. "કદાચ એ પગઠયાં કાંઇ કુવાનાં હશે, તો અંદર જતાંજ તમો તેમાં ગબડી પડશો, કે કદાચ પગઠયાં ઝાડપાનમાં એવાં ગરક ગયાં હશે કે તેમાં ઝેરી જનાવરોએ વાસો કીધો હશે," દુરાઝોએ અક્કલ આપી, "વાસ્તે આપણને ઘણી સંભાલથી કામ લેવું જોઈએ."

અંતે ઠરયું એમ કે મારે હાથમાં એક લાંબી લાકડી લઇને ઉતરવું ને એકેક પગથી ઉતરીને તે આગલ બીજી પગથી છે એમ તે લાકડી અફાંડીને મારે મારી ખાત્રી કરીનેજ આગલ વધવું. દુરાઝોએ વલી મારી લગોલગ પછવાડે ઉતરતો આવવું, પણ પેલા ગ્રીક છોકરાએ ઉપરજ ચોકી માટે ઉભો રેહેવું, ને તે તરફ કોઇ આવી જતું જણાય તો અમોને અંદર સીગનલ આપવી.

અમારો અફસોસ એ હતો કે અમારા પાસ અંદર શોધ ચલાવા બતી ન હતી. તે કોઇ બી તાલથી અમારાં મકાંનમાં જઇ માંગી લાવવાની વાત તો સરતાપા મુરખાઇ હતી, એટલે તે વિચાર તો મને થયો તેવોજ મેં તે મારાં મનમાંથી ખંખેરી કાઢયો, ને તેથી વગર રોશણીએ અંદર ઉતરવા વના બીજો ઉપાય ન હતો, કેમકે એ શોધનું સેવટ શું આવે છે તે જોયા વના તે વીશે ફોકટ હુરીઓ ઉડારવામાં ને તે વાત જાહેર કરી દેવામાં જરાબી ડાહાપણ હતું નહીં.

તેટલા માટે ઉપર કહેલી સાહુચેતીઓ સાથે મેં તે પગઠી ઉતરવા માંડી, ને મારી પુઠે લગોલગ દુરાઝો હતો. હું ત્રણ ચાર પગઠી અંદર જઈ થોભ્યો, કેમકે ઉજરડાંમાંથી તમામ અંધારાંમાં જવાથી મને એટલું બધું અંધારૂં લાગ્યું કે મારી આંખથી એક બીલ્લસ આગલ શું છે તે પણ મને માલમ પડયું નહીં, ને તેથી હું આગલ વધી શકયો નહીં.

પણ એ રવેસે અંધારાંમાં એક પાંચ સાત મીનીટ થોભતાં રપતે રપતે મારી આંખ સાંમેનો તે અંધકાર દુર થતો ગયો, ને તે અંધારા ઉજાસમાં મારી આંખ ચોકકસપણે ઠડવા લાગી કે સીડીઓ મને પાછી નજર આવી અને અમોએ પાછું ઉતરવા માંડયું. છેવટે અમો કાંઇ સરદ ખવાઇ ગયલી ભોંયપર પોંહોંચ્યા, ને ત્યાં વલી સીહા અંધારાંમાં આંખ ઠેડાવતાં અમોને ઘણું મુશકેલ પડયું.

અંતે નજર ઠડતાં અમોએ જોયું કે એક બાજુએ કાંઇ ઢાંકણુ સાથનો સંગેમરમરની પાલનો કુવો હોય અથવા એકાદ ઘોર હોય તેવું કાંઇ હતું દુરાઝોએ ધારયું કે એ કોઇની ઘોર હોય, પણ હીંદુ મંદીરની ભીતરે કોઇની બી ઘોર હોય એ વાત મારી અકકલમાં આવી શકી નહીં, તેમજ તે કુવો છે તે માનવાને બી મારૂં મન થયું નહી.

પણ ત્યારે તે શું હતું ? અમો બંને તહરેવાર આશાઓ—કે જે હસવાજેવી, ખરેખર મુરખાઈ ભરેલી—કેહો કે દેવાંન્યાત સરખી જણાતી હતી—તે આશાથી ધ્રુજવા પડયા. શું ખરેખર અમો સેહેંકડો વરસોથી જમીનમાં ગારેલો કોઇ છુપો ખજાનો શોધી કાઢતા હતા ?

તે ઢાંકણુ ઉપાડવાને અમે સઘલું બનતું કીધું, પણ ગમે એવાં જોરે ને જેહમતે બી અમો ફાવ્યા નહીં. એતેફ્રાક, જ્યારે અમો નાસીપાસીથી ખસી જવાનો અંતે વિચાર કરતા હતા ત્યારેજ એક જાડાં માંથાના લોખંડી ખીલા સરીખું કાંઇ મને ખુંણાંમાંથી મલ્યું, ને તેપર હાથ નાંખી ભારે જોર કીધું એટલે છેલ્લે તે કાંઇ ચાંપ હોય તેમ દબાતાં એક કડાકા સાથે તે કાંઇ ઢાંકણુ ઉડીને ઉંધડી ગયું, ને તેના મજબુત આંચકા સમેત હું તેજ પલે જોરથી ચટોપાત જમીનપર પટકાયો !

---

## પ્રકરણ ૧૫૭ મું.

### એક છુપ્યો ખજાનો.

મને દુરાઝોએ તુરત દોડી આવી પાછો ઉઠવાને મદદનો હાથ આપ્યો, અને જમીન ઉપર મારાં એટલાં જોસથી પટકાવાના સબબે મને કાંઇ સખત વાગ્યું હતું કે નહીં તે વીશે મમતાભરેલા ગભરાતની કાલજીથી સવાલ કીધો. મેં તેથી ઉઠતાંને વાર તેને ધીરજ આપી કે ચત્તોપાત જમીન ઉપર લાંબો થઇ ટપકાવાથી મારૂં માંથુ લગાર જોસથી ઠપકાવા ઉપરાંત મને વધારે કાંઈ જીવ જેવું લાગ્યું કે વાગ્યું નથી.

તે પછી અમો બંને આશાથી રગેરગ ધ્રુજતા તે કુવા પાસે ગયા, અને માંહે ડોકાવ્યું. અમો બંનેનાં મનમાં હવે નક્કી ભરોસો હતો કે એક છુપ્યો પણ બીસ્યાર ખજાનો જે પલ જતી હતી તેમાં અમારે હાથ આવનાર હતોજ, અને તોબી તે આશા તેટલા પ્રગટ બોલોંમાં અરસપરસ કહી દેવાની પણ અમારી હીંમત ચાલતી ન હતી. ટુંકમાં, એ વખતની મારી અથવા દુરાઝોની લાગણીઓનો તેનાં પુરાં પ્રમાણુમાં મારાં કોઇબી વાંચનારને ભાસ થઇ શકવાનો નથી.

મેં ઉમંગભર—ઉમેદભર તે કુવામાં હાથ નાંખ્યો, ને મારા હાથમાં એક મોટો કાચનો ચોરસ આવ્યો, જે—વાંચનાર માંનશે નહીં પણ—તમામ ઝવેરાતથી ભરેલો હતો ! તેમાં બેમુલી વીટીઓ, પાણુંઓ, હીરાઓ વતરોગે હતું, અને તે એવી સ્વચ્છ સીફ્તથી પેક કરેલો હતો કે સેહેંકડો વરસથી અંદર રહેલી એ દોલતને હજી

કશી અલવલ ન આવતાં ભોંયરાંનાં સીહા અંધારાં વચ્ચે તે હીરાઓ તારા પેરે પ્રકાશતાં અમારી આંખને છક કરતા હતા !

દુરાઝોએ પણ અંદર હાથ નાંખ્યો, ને તેના હાથમાં એક ચપુ આવ્યો, જેતું અલગું ઢાંકણું ઉંધાડતાં અંદરથી સોનાના સીક્કાઓ નીકલ્યા. એ ઉપરાંત ચાંદી તેમજ સોનાના તેમાં લાથાઓ પણ ઘણાક પડેલા હતા !

દુરાઝો તો પોતાની જખમવારી નાસીપાસી પછી આ નહીં માંની શકાય એવી ઉલટ એવી ઉમેદ–એવા ઉમંગના દરવાજા અચ-બુચ તેના સામે ખુલ્લા થવાથી તદન બેફાંમ—બેધ્યાંન બની ગયો, અને જ્યાંવેર મુબારબાદીના સુખનો મેં બોલવા માંડયા નહીં ત્યાંવેર હું તેની જોડે અથવા સોડે છું એ પણ તે પોતાની હદ બાહેર ખુશાલી દરમ્યાંન તમામ વીસરી ગયો હોય એમ મને લાગ્યું.

"ખુશી થાઓ દોસ્ત દુરાઝો," મેં ઘણીજ ખુશીમાં કહ્યું, "તે પાક ફીરતારના ભેદભરમોને કોઇ પોંહોંચી શકતું નથી. જ્યારે તમારૂં વ્હાંણુ ભાંગવાની અને તે રીતે તમારી સઘલી મોતે-બર ઉમેદો નાશ પાંમવાની તમે હાય ઉઠાવી ત્યારે તમોને સ્પપ્ને બી ખ્યાલ ન હતો કે જે ખુદા તરફ તે રીતે તમો નારાજ થતા હતા તેજ ખુદા એ એક રસ્તે તમોને ખોહાર કરી બીજે રસ્તે તમોને પાછા નવાજીને બેવડા અને ચોવડા નેહાલ કરશે. વાસ્તે હવે ખુશી થાઓ !"

"હું ખુશી થાઉં છું, દોસ્ત કાવસજી," દુરાઝોએ ઘણીજ અસરકારક ઢપે–આંખોમાં હરખનાં આંસુ લાવી કહ્યું, "પણ તે મારે માટે નહીં પણ મારી વ્હાલી લીઓનોરાનાં ભવીશને માટે હું ખુશી થાઉં છું. તેણીનાં જવાંન જીગરમાં મારી ઠગાઇ જાંણુ થવે જે નાસીપાસીનો જખમ થવાનો મને ભય હતો, તે આ ખુદાઇ નવાજેશથી દુર થયો છે, કેમકે હું અસલ મોટાઇમાં હવે તે દેલ-રૂબાને હજીબી જઇ મળશ, ને મારૂં પાછલનું પાપ જાંણ્યા વગર મારી સાથે હવે પછી છુપા પસ્તાવા વચ્ચેનાં મારાં સુખે તે સુખી રહેશે."

હયાં અમોએ ઉપર ચોકી સારૂ ઉભા કરેલા ગ્રીક છોકરાને આ વધાઇથી માહીત કીધો, અને તે પણ આ નહીં વકી રાખેલી ખુશાલીથી ગોયા અરધો ઘેલો થઇ ગયો. તેની ખુશાલી બી લગભગ

બીનસ્વારથી હતી. તે ખાશ કરીને ખુશ થયો તે તો કેપટન દુરાઓને માટે હતું કે જેને તે ઘણાંજ ખરાં દીલથી ચાહાતો હતો, અને જેને ખોહાર થયલો જોઇ તેનું જવાંન જીગર બલાપાથી બલીને ખાખ થતું હતું.

મારો ઠેડાવ તો તેજ પલે નક્કી થઇ ચુકયો હતો. વાંચનાર તે ઠહાવપર અચરત થશે, પણ મેં નક્કી કરી મેલ્યું હતું કે આ છુપ્યા ખજાંનામાંથી મારે એક પઇ બી નહીં ઉપાડવી, અને એ સઘલી દોલત દુરાઓ અને તે ગ્રીક છોકરો ગમે એમ પોતા વચ્ચે સમજીને વેંહેંચી લે એવી ગોઠવણ કરવી.

પણ આ ઠહાવને દુરાઓ એકમત થયો નહીં. તે મેં જ્યારે તેને જણાવ્યો ત્યારે તે છછણી પડયો. "એમ થાય," તેણે કહયું, "તે કરતાં તો દોલત બીજાં વરસોનાં વરસો સુધી મરને હયાં દટાયલી પડી રહે."

"એ વીશે આપણે ધીરજથી વાત કરીશું," મેં સલ્લાહ આપી. "હાલ તો કોઇ આવી જાય તે આગમચ આ સઘલું વગેસગે કરીને આપણે અહીંથી બાહેર પડયે તો ઘણું સારૂં."

દુરાઓને એ સલ્લાહ પસંદ આવી, ને તેથી અમો અંદર સઘલું ઠીક કરીને ઉપર ગયા. ત્યાં તે ગોફાના મોંપર એક મોટો પથ્થર મેલ્યો, ને પછી મટોડું એવી સીફતથી પુરી લીધું કે કોઇને અંદર ઉતરાંણ જેવું કશુંબી હોવાનો જરાએ ખ્યાલ થઈ શકે નહી.

તે પછી અમો તે મંદીરના વળી બીજા ભાગો તરફ ફરયા, ને ફરતાં ફરતાં તે છુપા ખજાંનાની વેંહેંચણીની વાત મેં પાછી કાઢી. "મીત્ર દુરેઓ," મેં કહયું, "મને એ દોલતમાંનો મારો હીસ્સો નહીં લેવાનાં કારણોમાં ધીરજથી સાંભલી લેઓ. હું તમોને કહી ચુકયો છું કે હવે આવતા નવેંબર માસમાં તો હું કોરજી શેઠની હજુરમાં પાછો જવશ, ને ત્યારે હું કશી રીતે મોહતાજમંદ રેહેવાનો નથી, કેમકે એ મારા સગા થનાર શેઠયાની દોલત જોઇએ તે કરતાં વધુ છે. બીજા હાથપર નવેંબરને હાલ જેટલા માસ છે તેટલા માસ મને સુખથી ચાલે એ કરતાં બી મારા પાસ નાણું વધારે છે, ને તેથી બી એ દોલતનો હીસ્સો મને વગર અગતનો છે. એમ કરતાં 'આપસે આયા સો આને દો' કરીને એ દોલત હું લઉં બી, તોપણ કડક કોરજી શેઠ એ છુપા ખજાંણાની મારી કેહેલી વાત કદી માન્ય

કરે નહીં, અને એ વાતપર તરેહવાર વેહેમો લાવે, એટલુંજ નહી પણ એ દોલત મારા પાસ રેહેવા પણ દે નહીં એ હું તેઓની ચાલચલગતના મેં કરેલા અભ્યાસ ઉપરથી ખાત્રી સાથે કહી શકું છું."

"હા પણ શું તમો એ દોલતની વાત તે અરધા ઘેલા દોસાથી છુપાવી નહીં શકશો?" દુરાઝોએ તકરાર કરી. "તમો ખચ્ચીત મને નાઘલું બચ્ચુંજ સમજોછ, મી૦ કાવસજી. હું તો એમ ધારૂં છું કે એ તમારાં સઘલાં બાહેરનાં બાહણાં છે, કે જ્યારે ખરી રીતે તો એ દોલત એવી ચોરી છુપીથી હાથ કરવાને તમારા પ્રમાણીક હેતુઓ સાથે તમે એકમત થઇ શકતા નથી."

"તમે ભુલ કરો છો," મેં વિશ્વાસ આવે તેમ કહ્યું. "ધારાની આંખે જોઇએ તો એ દોલતપર કોઈનો નહીં પણ સરકારનો હક પોહોંચે છે, પણ સાધારણ અક્કલ કબુલ કરશે કે એ દોલત ખરી રીતે તો તેના કોઇબી હકદાર વારેસ વકીલની ગેરહાજરીમાં તેના શોહધી કાઢનારને હવાલે થવી જોઇએ. એટલા માટે જોકે એ દોલત આપણે લઇએ તો સરકારની ચોરી છુપીથી લેવી પડશે,-તોપણ હું એટલી હદ બાહેરનો સાધુ સન્યાસી થવા માંગતો નથી કે તમને એમ બોધ કરી શકું કે સરકારની હરૂસે તહરૂસે એ દોલત લેવામાં કશુંબી પાપ છે. એ જો પાપ હોય તો વલી એવું પાપ છે કે જે તમારા બાબમાં ખુદા બી માંફ કરી શકે. મને તો ખુદાની બક્ષેસથી અગતજ નથી એટલે હું એ માંહેલો હીસ્સો લઉં તો ઘડીભર તે પાપનાં પેટાંમાં આવી શકે, પણ તમારો હાલ તો જુદોજ છે. તમને તો હમણાં નાણાની ઘણી અગત છે, ને તે બી વલી એક નીરદોશ અબલાનાં ભલાંને કાજે—તમારાં ગયાં પાપના પસ્તાવામાં બાકીના દીવસો કાઢવાના પવીત્ર હેતુ કાજે અગત છે તો પછી એ પાપ નહીં પણ પુન્ય છે—એ દોલત તમારે માટે કોઇ કદુવા નહીં પણ ઇશ્વરી આશીરવાદ–ખુદ ખાશ ખુદાઇ નવાજેશ છે."

દુરાઝોએ મારૂં સઘલું બોલવું ધ્યાંનથી—ધીરજથી સાંભલ્યું, પણ તોબી જેમ હું ઠડાવમાં દ્રઢ હતો તેમજ તે બી પોતાના વીચારમાં નક્કી હતો, અને તેથી એ દોલતની વેંહેંચણીના સવાલ ઉપર અમોને બહુ જીકર થઇ (જે સઘલી અતરે ઉતારવાની મારા પાસ જગ્યા નથી), અને અંતે જ્યારે સાંમેથી કોઇ ત્રાહીત આ-

સામીને આવતો જોઇ અમોએ તે તકરાર બંધ કરી નાંખી, ત્યારે બી અમો આ તર કે પેલી તર નક્કી ચુકાદાપર આવી શકયા ન હતા.

એ સાંમેથી આવનાર ત્રાહીત આસામી કોઇ મરાઠા જાતનો હીંદુ હતો. તેણે અમોને મલતાંને વાર હીંદુ ઢપની બે હાથની રામ રામ કીધી, ને અમો કોણ હતા ને તે તરફ કેમ આવ્યા હતા તે વગેરે પુછયું. અમોએ અમારો સાર તેને આપ્યો એટલે તેણે બી મનને જાંણ્યો ખુલાસો કીધો કે તેનું તે તરફ સેહેજ ફરવા આવવું થયું હતું, ને તેથીજ એ મંદીરનાં ખંડીયરોની મુલાકાતે તે આવ્યો હતો.

તે કોઇ મલતાવડા ખવાસનો ઈંગ્રેજી ભણેલો ને બહુ બોલો મરાઠો હતો. તેની સાથની વાતચીતને દરમ્યાન અમોને ઘણી ગમત પડી, અને જ્યારે અમો તેનાથી રૂખસદ ચાહી અમારાં મકાંન તરફ જવા નીકલ્યા, ત્યારે અમો તેને માટે ઘણો સારો વીચાર લઇ છુટા પડયા. આ મરાઠાનું નામ વાંચનારને જાંણવાને અગતનું થઇ પડશે કે વીરપ્રસાદ કરીને હતું.

---

## પ્રકરણ ૧૫૮ મું.

### એક નવાં ખુંનના સમાચાર.

જ્યારે અમો ઘેર પોંહોંચ્યા ત્યારે તે નાશ પામેલાં હીંદુ મંદીરનાં ખંડીયરો આગલ જે જાતના હીંદુ મરાઠાને અમો મલી આવ્યા હતા તેજ જાતનો એક બીજો જવાંન હીંદુ મરાઠો ત્યાં બેસીને અમારા મેજબાન સાથે વાત કરતો હતો. તેબી તે તરફ કોઇ નવોજ આવેલો હતો, અને ત્યાંની કાંઈ જમીન સંબંધી તેના બાપદાદાની મીલકત હશે તે ઉપરનો વાંધો નક્કી કરવા મી૦ ગ્રે ઉપર એક ભલામણપત્ર લઇ આવ્યો હતો.

તે ચેહરે કોઇ રીતે દેખાવલો અથવા ખુબસુરત ન હતો, તોપણ તે એક એવી કીસમનો આદમી હતો કે જેને જોતાંજ આપણુને થોડું અથવા ઘણું હેત છુટે, અને જે પોતાના સાદા ભોલા અને ભલા દેખાવથી આપણાં દીલમાં પોતા માટે દયાનો જુસ્સો પેદા કરી શકે.

આ જવાન સાથે મી૰ ગ્રેએ અમારી પરસપર પીછાંણુ કરાવી, અને તેને અમારી સાથે ભેલાઇ જતાં વાર લાગી નહીં.

તે પછી રાત્રે અમો સુવાને છુટા પડયા ત્યારે તે અચબુચ મલી આવેલી છુપી દોલતનાં વીચીત્રપણાં વીશે મને મારાં એકાંત ઓરડામાં ભારે વીચાર પડયો, અને જેમ હું વધતો વીચાર કરતો ગયો તેમ દુરાગ્રોને જે દલીલો આપી હતી તે દલીલો ખાતર હું ફરી અને ફરી તેજ ઠરાવપર આવ્યો કે તે દોલતનો એક બી ભાગ મારે લેવો એ નામુનાસેબ અને ગેરઉપયોગી હતું. એ મારો ઠરાવ અમલમાં આણુવા માટે એ સઘલા સબબોસર મેં મારાં મનમાં તેજ રાત્રે એમ નક્કી કરી લીધું કે સહવારે નાસ્તો કરીને કાંઇક અગતનાં કામને બાંહણે તે ગામડું છોડીને મારે એકલાએ આગલ નીકલી જવું. મેં રંગુન જોયું ન હતું, અને દૈવયોગે મને છેક તેની લગોલગ લાવી નાખ્યો હતો ત્યારે તો તે જોયા વના ત્યાંથી પાછો નહીં ફરવું એમ મેં નીશ્ચય કર્યો.

અને એ મારો ઠરાવ મેં બીજી સહવારે નાસ્તાપર જાહેર કર્યો. દુરાગ્રો અને તે ગ્રીક છોકરો તો એ મારો ઠરાવ સાંભલીને અચરત થઇ ગયા, પણ મેં તુરત વધાર્યું, “દોસ્તો, તમોને તો કાંઇ મારી સાથે તુરત નીકલવાનો સબબ નથી એટલે તમારે સુખેથી બે દહાડા ઠડીને અહીં રેહવું, અને પછી આપણે મલ્યા કરશું.”—અને હયાં વલી કોઇ નહીં જોય તેમ મેં એક આંખનો એસારો પણ કીધો—એવું બતાવા કે તમારે તે હાથ લાગેલી છુપી દોલત ઉપાડી લઇ જવા જરૂર છે, એટલે તેને લગતી ગોઠવણુ કરવા ત્યાં જરૂર રેહવું ઘટારત છે. તે પછી મેં મી૰ ગ્રેને રંગુન જવાને વાસ્તે સવલ રાહ પુછી, અને તે ભલા આદમીએ કહ્યું કે તે ફકત તે ગામથી દશ માઇલને છેટે છે, માટે તેનો એકાદ છોકરો પોતે મને તેનાં ગાડાંમાં હાંકી લઇ જઇ મુકી આવશે. આ નવી મેહેરબાંની વાસ્તે મેં તે ભલા ગ્રહસ્થનો ઘણો ઉપકાર માન્યો, અને ગાડી તૈયાર થાય તો તુરત નીકલી પડવાનો મારો વીચાર જાહેર કીધો.

એ પછી વલી જરા વાર રહીને દુરાગ્રો મને એક ખુંણાંમાં લઇ ગયો, અને ઘણી ગમગીની ભરેલા ઠપકાની ઢપે કહ્યું, “દોસ્ત તમે અમારીસે અંતે દગો કરો છો. તમે અમોને એ પ્રમાણે છોડી જાવો છો એ ખચ્ચીત દુ:ખ ભરેલું છે.”

"અને તોબી તેટલા માટે આપણી દોસ્તી વચ્ચે કશી ખલલ થવી નહી જોઇશે," મેં હસીને કહ્યું. "તમો જે મમતાભરી મમતથી મને મારો પ્રાલો આપવા માંગો છો તે રકજીકનો ખાખસુસ નીવેડો લાવવા હું અતરેથી ઉપડી જાઉં છું, પણ એ દોલતનો રસ્તો કીધા પછી તમો બેશક મને મલી શકશો."

"વારૂં, પણ ત્યારે એ દોલતનો અમો રસ્તો કરી કેમ શકશું?" દુરાઞ્રોએ પુછયું. "એક વખત જ્યારે હું એક મોટો કપટાન હતો ત્યારે સઘલા ઉપર સંરદારી ભોગવી સઘલાઓને હું સલ્લાહ આપ્યો જતો હતો, પણ હવે હું એટલો બેધ્યાંન થઇ ગયો છું કે તમો જેવા દાહાપણ ભરેલા દોસ્તોની સલ્લાહમાં મને આશરો શોધવો પડે છે."

"અને તે સલ્લાહ હું ઘણી ખુશીથી આપશ," મેં કહ્યુ. "હવે તમો બે દાહડા અહીંજ થોભી જજો, અને પછી કોઇ બીજી તરફ જવાનું નામ અડાવીને અહીંથી નીકલી જજો. તે પછી કોઇ પાસેનાં ગામમાં જઇને તે દહાડો કહાડી નાખજો, અને પછી સાંહજે એક ગાડું તે ખંડીયરો તરફ લાવીને છુપાછુપ ત્યાંથી અંધારાંમાં તે ખજાંણો ઉપાડી જજો."

"એ સઘલી સલ્લાહપર હું અમલ કરશ," દુરાઞ્રોએ હેસાંનથી કહ્યું, "અને ઘણાં હેશાંન સાથે એક વાર ફરીથી અને છેલ્લીવાર—"

"હવે એ વીશે ઘણું થયું," મેં કહ્યું. "મેં તમોને મારાં કારણો સમજાવી દીધેલાં છે, માટે હવે આપણી એ વીશેની તકરાર આગલ વધારવી બીનહાંસલ છે; પણ છેલ્લી વાર છુટા પડતી વખતે મને કેહેવા દેવો દોસ્ત દુરાઞ્રો કે તમારી સઘલી મેહેરબાંનીઓના બદલામાં હું તમારી ભવીશની આબાદી માટે ખરાં જીગરની દુવા સાથે છુટો પડું છું. આપણે પાછા મલ્યે કે નહીં બી મલ્યે, અને નહીં મલ્યે તો તમારી ભલી લીઓનોરાને તમારાં સુખ વચ્ચે મારી યાદ આપ્યા કરજો, અને તમો બન્નેની ખુશી થોડે થોડે અંતરે મને લખ્યા કરજો."

"હું તમોને કદી વીસરી જઇશ નહીં," દુરાઞ્રોએ ગગલતે સાદે કહ્યું. "તમે એક ભાઇ કરતાં આલે જગ્યા રાખી છે, અને તે તમારી ભલાઇઓ હું ભુલી જઇ શકનાર નથી."

અહીં ગાડી તૈયાર થઇ માટે હું તે ગ્રીક છોકરાને, મી૦ ગ્રેને પોતાને, અને તેનાં નાનાં કુટુંબને મલી ભેટીને તથા તેઓની ભારે કદરદાંની માટે તેઓનો ઘણો ઉપકાર માનીને ગાડીમાં જઇ બેઠો, અને મી૦ ગ્રેનો લાયકીવાલો વડો દીકરો મને ત્યાંથી હાંકી ગયો.

શેહેરમાં જઇ મેં એક પેહેલાં નંબરનાં હાટેલમાં ઉતારો લીધો, ને ત્યાં આસાએસ લઇને પછી હું બજારમાં ગયો, જ્યાંથી ઘણી તોફા ફ્રુટ વગેરે ખરીદી એક જોગવાઈ કરી મેં તે મી૦ ગ્રે પર ઘણી ઘણી સલામ સાથે મોકલી આપી મારો પાર વાલી નાંખવાની કોશેશ કરી.

તે પછીના બે દીવસ તે શેહેર જોવામાં મેં કાઢી નાંખ્યા, ને ત્રીજે દીવસે હું વમાસન કર્યા કરતો હતો કે દુરાગ્રો તે દોલત વગર ધોંધાટ થવે હાથ કરી લઇ શકયો હશે કે નહીં, તેવામાં બપોરને સુમારે તે પોંહોંચખાનાવાલો—કે જેની સાથ મને ઘણું સારૂં થઇ ગયું હતું તે—મારા ઓરડામાં ધસ્યો આવ્યો.

"તમે કાંઇ સાંભલ્યું કે, સાહેબ ?" તેણે પુછ્યું.

"નહીં, શું વારૂં ?" કાંઇ જાંણુવાજોગ નવું જાંણુવાની આતુરતાથી મેં પુછ્યું.

"પાસેનાં ગામમાં પેલું હિંદુઓનું ભાગું ટુટું પુરાંનું મંદીર છે—"

"હા—"

"ત્યાં એક બચારા જવાંન મરાઠાનું ખુંન થયું."

"ખુંન !" મેં ખુંનના દરામણા ખ્યાલથીજ હેબત ખાઇ જઇ કહયું ; "તે કોણુ બચારો કમનસીબ મરાઠો હશે ?"

"તે કોઇ ત્યાંના સુપ્રીનટેંડંટ મી૦ ગ્રેને ત્યાં કેહેજે બે ત્રણુ દાહાડાનોજ આવીને ઉતરેલો હતો, અને કાંઇ બાપદાદાની મીલકતની ખટપટ સંબંધી ત્યાં ગયો હતો."

"અરે તેને તો મેં ઓલખ્યો ત્યારે," મેં દયાનાં ઘણાંક ચટ-ચટથી કહ્યું. "બચારો તદન જવાંન છોકરો, દેખાવે કેવો સાહલેશ ને મરતાંને મર નહીં કેહે તેવો હતો ! પણુ વારૂં એ કરપીણુ કરમ કરનાર કોઇ ચંડાલ હાથ નહીં આવ્યો હોય ?"

"નારે, તેજ ખુશીની વાત છે તો," તે પોંહોચખાનાંવાલાએ કહ્યું. "તેનો ખુંની એક નથી પણુ બે છે, ને તે બંને કરપીણો ધારાના સપાટામાં પકડાયા છે. તેઓ કોઇ બે પરદેશી ગ્રીકો છે."

"ઓ આફ્ત !" મેં તમામ ગભરાઇને કહ્યું, "એ શું કેહોછ ?"

"હમણાંજ મને તો એક ખેપ્યો એ સમાચાર કેહેતો ગયો," તે પોંહોચખાનાંવાલાએ મારા ગભરાતમાં કાંઈબી નવું અથવા ધ્યાંન ખેંચનારૂં જોયા વના કહ્યું.

"પણ કદાચ કાંઇ શક હોશે ?" મેં ઘણાંજ દુઃખથી દુરાઝોને ખાતર આશાવંત થઇને કહ્યું; "કદાચ તેના ખુંનીઓ કોઇ ગ્રીક નહીં હશે ?"

"અરે નહીંરે સાહેબ." તેણે જવાબમાં કહ્યું, "હવે શક જેવું શું હોય ? ખાત્રીપુરવક વાત આવી છે કે કોઈ બે ગ્રીક લુચ્છાઓ એજ મી૦ ગ્રેને ત્યાં ઉતરેલા હતા તેઓએજ તે કમનસીબ જવાંનને જાંનથી મારયો છે."

"અફ્સોસ," મેં ખરાં દીલથી ખરી ગમગીનીથી કહ્યું, "તે ખુંનીઓને મેં જોયલા છે—તેઓ સાથે મને થોડી ઘણી ઓલખાંણુ બી છે"—અને બાકીની વાત મેં ઉડાવી, કેમકે નહીં તો તેઓને લગતું મને ત્યાં બધા આવી આવીને પુછવા પડે.

પણ મને મનમાં નક્કી કરી લેવાને મુશકેલ પડયું નહીં જે દુરાઝો અને તેનો હમસરીક આ કરપીણુ વાંકના ગુનેહગાર હોવાજ જોઈએ. તેઓ તે દોલત ત્યાંથી ઉપાડી લઇ જવાની ખટપટમાં પડ્યા હોય તેવામાં જે તે બચારા જવાંન મરાઠાનું ત્યાં જઇ લાગવું થયું હોય—કાંઇ હોજાતોછ થઇ હોય–તેણે ભાગ માંગ્યો હોય અથવા તો તેઓને સરકારમાં ઉઘાડા પાડવાની ધમકી આપી હોય—તો વાખાના મારેલા દુરાઝોએ તે નવી નડને પોતાના રસ્તામાંથી દુર કરવા ધીરજ ખોહી દઇ આ હ્યાનતનું પગલું લીધું હોય, એ સઘલું સેહેજે સેહેલે મારાં માન્યામાં આવી શકતું હતું.

હું મારા ઓરડામાં ગયો. એ મોહકાણુના માઠા સમાચારથી મને ભારે દુઃખ થયું હતું. વાંચનાર જાંણે છે કે હું દુરાઝોને અતી ઘણો ચાહાતાં શીખ્યો હતો, અને તેથી તેનાપર મેલાયલા આ ભયાનક વાંકથી હું તદન આજેજ થઇ ગયો. ઉપર કહેલી દલીલો તેણે એ વાંક ખચ્ચીત કરયો હશે ને તેના સાથીએ—તે જવાંન ગ્રીક છોકરાએ તેમાં તેને મદદનો હાથ આપ્યો હશે એમ માંનવાને મને ઉશકેરતી હતી, કે જયારે દુરાઝોના અમીરી સ્વભાવનો મને અભ્યાસ હતો માટે તે એવું કપાત્ર કરમ કદી નહીં કરે એમ

માનવાને બી મને લાલચ થતી હતી. દુરાઝો એક લુટારો હતો અને લુટફાટમાં જાહેર હીંમતથી જીવ લેનાર હતો એ વાત ખરી, પણ તે પાપો માટે જ્યારે તે પસ્તાતો હતો ત્યારેજ તે આ છુપ્યો હીચકારો હુમલો કરે એ વાત શું માંનવાજોગ હતી ?

પણ પઇસાનો લોભ શું નથી કરાવતો ? દુરાઝો ખાખાવરખો થઇ ગયો હતો—તેને પઈસાની અગત હતી, અને પઈસા આકાશ-માંથી તેને વાસ્તે તુટી પડે તેમ તેને મલી ગયા હતા ને તેજ જો પાછા તેના હાથમાંથી સરી જવાનો સમો આવે, તો તે વખતે તે નાસીપાસીનાં ઝનુનમાં શું નહીં કરી દે તે કાંઇ કેહેવાઈ શકાય નહીં.

એ સઘલા ખ્યાલો કરતાં જ્યારે ઓરડામાં મારો જીવ ગભરાઇ અને ગુંગલાઈ આવ્યો ત્યારે હું ઘરમાંથી બાહેર પડયો. કયાં જવું તે જાંણ્યા અથવા સમજયા વના હું ચાલતો હતો તેટલાં મેં સાંમી ગલીમાંથી ઘોંઘાટ આવતો સાંભલ્યો, ને મારૂં ધ્યાંન ખેંચાયું કે તે બાજુનાં ઘેરોની બારીએ બારી લોક તુટી પડયું હતું, ને રસ્તાપર બી તેમજ એકઠું થતું હતું. સાંમેથી કોઇની અસ્વારી આવતી હોય તેવો સઘલો રંગ હતો, ને જરા વારમાં મેં ફાતફાત થતાં જીગરે જોયું કે સવારી તો નહીં પણ તે એક બીજોજ દુઃખ ભરયો દેખાવ હતો.

એક ઉંઘાડાં ગાડાંમાં એક બાસ્તી મુકી દુરાઝો અને તે ગ્રીક છોકરાને સઘલાં લોક તેમની નામોશી વચ્ચે જોઇ શકે તેમ બેસા-ડેલા હતા—તેઓના હાથ પછવાડે સીકરીને બાંધી લીધેલા હતા, ને પોલીસના પોહોરા સાથે તેઓને મોટી ચોકીમાં હાંકી લઈ જવામાં આવતા હતા. અરેરે ! તે બે કંગાલ ખુંનીઓ પોતાનાં પાપની ગીરફતારી વચ્ચે લોકોની નજર સામે જોવાને હીંમત નહીં કરતાં શરમીંદગીથી સર નીચે નમાવી પોતાની બેઠકો ઉપર ગમગીન બેઠા હતા !

ઓ તે માહા દુઃખભરયો દેખાવ ! તે દેખાવ જોતાં મારી આં-ખમાં પાણી આવી ગયાં, ને મેં તુરત નજર ફેરવી નાંખી.

---

# પ્રકરણ ૧૫૯ મું.

## ખુંનને લગતી કેફીયતો.

એ દુઃખદાયક દેખાવ—કેદી દુરાક્ષો સાથનું તે ગાડું પસાર થઇ ગયું, ને તેની સાથે પરવારતાં લોકોનો એક પ્રવાહ પણ ઘોંઘાટ કરતો ચાલ્યો ગયો. તે પછી રસ્તો જ્યારે પાછો લગભગ શાંત થયો અને હું ત્યાંથી ખસી જવા કરતો હતો, તેટલાં વલી સામેથી એક કરકટીપર એક મુરદું આવતું જણાયું, જે મને અનુમાન કરવાને મુશકેલ પડયું નહી કે તે નાતરસ ખુંનીઓની છરીના તે કમનસીબ ભોગનું—તે જવાંન મરાઠા છોકરાનું હતું.

વલી તે કરકટીની પછવાડે એક ગાડી આવતી હતી, ને તેમાં મેં એક સપાટે જોઇ લીધું કે પેલા ભલા મી૦ ગ્રેના બે દીકરાઓ બેઠેલા હતા. તે માંહેથી વડાએ મને જોયો, અને મને જોતાંજ તે ગાડીમાંથી કુદી પડી નાથલાને તે લાસની સાથે ચોકીપર હાંકી જવા કહ્યું, જ્યાં તેણે પોતે જલદી આવી મલવા એરાદો જાહેર કીધો.

"અરે આએ શું ખરી વાત છે?" મેં અતી ઘણો ઉસ્કેરાઇ આવી તે જવાંનને મલતાંને વાર પુછ્યું. "શું ખરેખર એ માહા બુરાં પાપના એ લોક તકસીરવાર છે?"

"અફસોસ શેઠ," તે ભલા જવાંને ગમગીનીથી કહ્યું, "એ વાત તદન ખરી છે. તમારે વાસ્તે મને તેમજ મારાં ફેમીલીને ઘણું માન છે, ને મારા બાવાજી વિશ્વાસથી માંનેછ કે એ લોકનાં પાપમાં તમારી સામીલગીરી જરાબી નથી, પણ એઓના જેવા બે કરપીણોને અમોએ એટલા બધા દીવસો સુધી અમારાં છાપરાંનો આશરો આપ્યો તે વીચારથી અમો ધ્રુજીએ છીએ."

"પણ એ સઘલો શું બનાવ બન્યો, મારા જવાંન દોસ્ત," મેં ઘણા અફસોસથી પુછ્યું.

"હું વીગતે કહું," તેણે કહ્યું. "તમો સાહેબને હું અતરે હાંકી લાવ્યો તે અરસામાં તે અમારા મરાઠા મીતરે પેલાં મંદીરનાં ખંડીયેરો જોવા જવાની ઇચ્છા બતાવી, પણ જેવું તે એમ બોલ્યો કે તરતજ પેલા ગ્રીકોએ એકમેકને કાંઇ આંખના પલકારા કીધા, જે મારા પીતાએ આબાદ જોયા, તોપણ એ પલકારાનો શું ભેદ

હશે તે તે વખતે કાંઇ મારા બાવા સમજી શકયા નહીં, ને તેથી તે વાતને તે વેલાએ તો તેઓએ કશું બી પણ વજન આપ્યું નહીં, એટલે તુરત તે વાત તેઓનાં મનમાંથી નિકલી બી ગઇ.

તે મરાઠાનાં જવા પછી તરતજ વલી તે ગ્રીકોએ પણ બાહેર જવાની ઇચ્છા બતાવી, અને અમો તેમાં બી ખાશ કરીને ધ્યાંન ખેંચનારૂં કશુંબી સમજ્યાં નહીં, એટલે તેઓ બી ગયા. તે પછી હું જ્યારે તમોને અહીં ઉતારીને ખાલી ગાડી લઇને ઘર પાછો વ-લ્યો ત્યારે બી તે ત્રણે જણ પાછા ફ્રેલા ન હતા. પણ જરા વારમાં તે ત્રણે આવ્યા, ને ત્યારે એ મરનારે અમોને કહ્યું કે ' આ ગ્રીક દોસ્તોએ મને ઘણી સારી રીતે ફ્રેરવીને તે મંદીરના પડત ભાગો બતાવી દીધા, વાસ્તે હું એઓનો ઉપકારી છુ.' તે પછી તે દીવસે જાંણવાજોગ વધુ કશુ બન્યું નહીં, અને રાત્રે ખાઇ પીને સૌ સુઈ ગયાં.

"ગઇ કાલે સહવારના વલી ઉઠતાંને વાર તે ગ્રીક છોકરાઓએ અમારૂ મકાંન છોડી આગલ નીકલી જવાની મરજી બતાવી, ને તેઓ તમારીજ પેઠે મલી ભેટીને ગયા. તેઓ સહવારના ગયા ત્યાર પછી છેક સાંહજે મને ઘેરનાં કામસર પાસેનાં ગામમાં જવું પડયું, જ્યાંથી પાછો ફ્રતાં મને તેજ બંને ગ્રીક બચ્ચાઓ અમારા ગામ માંહેલાં તે મંદીરની બાજુએજ ભરાતા છુપાતા જતા મલ્યા! આ મને ઘણું અચરત કરનાર હતું, કેમકે જો તેઓ ત્યાંજ રેહે-વાના હતા તો આખો દીવસ અમારે ઘેર રહયા કાંય નહીં, ને આગલ નીકલી જવાનું બાંહાંણું કાંય કાઢયું? વલી તેઓ હજી એમ ભરાતા છુપાતા કાંય ભમતા ફરતા હતા? એ સઘલું ધ્યાંન ખેંચ-વાજોગ તો હતું, મગર તે વખતે બી તે ઉપર મેં ખાશ કરીને ધ્યાંન આપ્યું નહીં.

"તેજ સાંહજે વલી મોડેથી પેલા જવાંન મરાઠાએ પેલાં ખંડીયેરો તરફ્ જવા મન કીધું. તેણે કહ્યું કે ચંદર સુરજનાં અસ્ત થવા સાથેજ પ્રકાશવા માંડશે, વાસ્તે ચંદણી રોશણીમાં મારે તે દેખાવ જોવા મન છે. એથી બી મને વેહેમ ગયો, પણ હજી હું કાંઈ બોલ્યો નહીં.

"ત્યાર બાદ જરા વારમાં એક જમાદાર અમારા પાસ દોડતો આવ્યો. તે અમોને ઘણી ઉતાવલમાં તે બંને ગ્રીક કેવી આબરૂના

આદમીઓ હતા તે પુછવા લાગ્યો. અમોને તે કેહેવા લાગ્યો કે 'તમારાં મકાંનમાં તેઓ ત્રણ ચાર દીવસ રહયા હતા વાસ્તે તમો એ સવાલનો જવાબ આપી શકશો.' અમોએ તેને તે જવાબ દીધા આગમચ એ સવાલનો સબબ પુછયો, ને ત્યારે તેણે જણાવ્યું કે 'તે શ્રીકોની ચાલચલણ વેહેમ લઇ જવા જોગ જણાઈ છે. તેઓએ અતરે એક ગાડું ભાડે લીધું પણ ગાડાંવાલાને હાંકવા સાથે રાખવા ના કહી, ને તે ગાડું લાવીને સલાંમત કાલે પાછું આપી જાય તેની જામીનગીરીમાં તે ગાડાં ને બલદની કીંમતનાં પ્રમાણમાં વધારે નાણું સામું ડીપાઝીટ મુકયું. આથી તે ગાડાંવાલાને મજબુત વેહેમ ગયો, ને તેણે મને ખબર આપી, એટલે હું તેઓની પુઠેપુઠ ગયો, તો મારાં જાંણુવામાં આવ્યું કે પેલાં મંદીર આગલ તેઓએ તે ગાડું છુપી રીતે ઉભુ કીધું છે. એ તમાસો જોઇ મને ઘણોજ વેહેમ જાય છે, પણ તેઓને પકડવા આગમચ તેઓ અવલ માણુસ કેવાં છે તે પુછી લેવા હું તમારે ત્યાં દોડી આવ્યો છું.'

"આ સઘલા સમાચારથી હવે મેં મારી પણ વાત ને મારા વેહેમો સઘલા કહયા, ને ત્યારે વલી મારા પીતાજીને તે શ્રીકોએ ગઇ કાલે તે મરાઠાની વાતપરથી કરેલા આંખના એસારાઓની વાત યાદ આવી, જેથી અમોએ અનુમાન કીધું કે કાંઈ બી બુરી નિષ્ટાથી તેઓએ તે ભોલા જવાંનને તે તરફ તેડવાનો એકસંપ કરેલો હોવોજ જોઇએ.

"આ ઉપરથી તે જમાદાર સાથે અમો સંધા તે મંદીર તરફ દોડતા ગયા. અંધારૂં થઇ ચુકયું હતું, અને ચંદર પ્રકાશવા માંડી ચુકયો હતો. અમો બન્યું એટલી ઝડપથી તે ખંડીયરોમાં દાખલ થયા, અને જરા આગલ ગયા નહીં તેટલાં તો તે કમનસીબ જવાંનનું લો-હીમાં ગગરતું મુડદું અમારા પગ પાસ ખાકમાં પડેલું મલી આવ્યું!

"હવે અમારા સઘલા બુરા શકો ખરા ઠડયા. અમોએ જોયું કે તે ચંડાલોને એ જવાંનને ઠાર મારવાને કાંઇબી મતલબ કે મક-સદ હોવીજ જોઇએ, ને પછી તેનું મુડદું ત્યાંથી ઉપાડી જવાને વાસ્તેજ તેઓએ તે ગાડું રાખેલું હોવું જોઇએ, પણ તેટલું બધું કરવાને તેઓને વખત મલ્યો નહીં હોય. આથી અમોએ તે ખુંનીઓ-ની તે બાજુએ તુરતજ ચાંપતી શોહોધ ચલાવી, ને તેઓ અમોને મંદીરના એક ભાગમાંથી ભરાતા છુપાતા જતા મલી બી પણ આવ્યા!

"તેઓપર ખુંનનો વાંક અમોએ જ્યારે રજુ કીધો ત્યારે પેલો નાધલો પોરયો તો એક ચીચ્યારી પાડી બેસુદ્ધ થઇ ગયો, પણ મોટાએ ઘણા ગુસ્સાથી કાંને હાથ મેલવાની વાત કરી. એમ છતાં તે ત્યાંથી નીકલી જવાનું કહયા છતાં પાછો તેજ ગામમાં કેમ આવ્યો—તે હમણાં તે મંદીરનાં ખંડીયરોમાં શું કરતો હતો, અથવા તેણે ગાડું વગર ગાડાંવાલાએ ભાડે રાખવાની મકસદ શી તે સઘલું તે મુતલગ સમજાવી શકયો નહીં. તે તોતરો બોબરો થઇ ગયો–ફુગલાઇ ગયો–ગભરાઇ ગયો, અને તે રવેસે તેનાં પાપની સામી જાંમીનગીરી આપી."

આ લંબાણ હકીકત મેં તદન ઉંચા દમે સાંભલી લીધી, અને તે હકીકત પછી હું મારાં આગલાંજ અનુમાનપર આવ્યો કે મરનાર મરાઠો એઓનીજ છુરીનો ભોગ થઇ પડયો હતો, અને તે તેમના વચ્ચે બરપા થયલી કોઇબી હોજાતોજીનું પરીણાંમ હોવું જોઇએ.

તે છોકરો તે પછી મને સેકહેંડ કરી ચોકી તરફ ગયો, ત્યારે હું ઘણાંજ દુઃખ સાથ મારાં હોટલમાં પાછો આવ્યો. તે આખો દીવસ મને કશું ગમ્યું નહીં. દુરાઞોનાં પાપે મારાં મનપર એવી ભયભીત અસર કરી હતી કે તે ખ્યાલને હું એક ઘડી બી દુર કરી શકયો નહી. સૌથી મોટો બલાપો મને કમનસીબ લીઓનોરા માટે થતો હતો. હવે તો તે મોડે વેહેલે જાંણવાનીજ કે તેનો ભરથાર એક કરપીણ ચાંચ્યો હતો, એટલુંજ નહીં પણ એક હીચકારો ખુંની વટીક હતો, અને ત્યારે મેં વીશ્વાસથી માંન્યું કે યાતો તે તેજ પલે એક પથ્થર સમાન મુડદું થઇ પડશે, અથવા તો કદી નહીં સાજી થઇ શકે તેટલી હદ સુધીની દુઃખની મારી દેવાંની બની જશે!

એટલા માટે દયાંનો ખ્યાલ દીલે વસાવી તે કમનસીબ અબલાને ખરી હકીકત જઇને ધીરે ધીરે કેહેવાની મને ઘણીજ અગત આલમ પડી, પણ દુરાઞોને ઉઘાડો નહીં પાડવા મેં પવીત્ર કોલ આપ્યો હતો તો તેની રજા વના હું કેમ જઇ શકું?

તેટલા વાસ્તે દુરાઞોને એક વાર તેનાં બંદીગૃહમાં મલવાની મેં અગત પીછાંણી, ને બીજી સહવારે તે કમનસીબ કેદીઓને તે નાપસંદ ધામમાં જઇ મલવાનો—તે દુઃખભરી મુલાકાત કોઇબી કીસમે—કોઇબી જોખમે કરી લેવાનો ઠડાવ કરી હું તે રાતે સુઇ ગયો.

# પ્રકરણ ૧૬૦ મું.

## લીઓનોરા.

બીજી સહવારે મેં રંગુન ગેઝેટમાં દુરાઝો પર મેલાયલા વાંક-ને લગતો વીગતવાર હેવાલ વાંચ્યો, જે મેં ઉપર આપેલી વીગતને મલતો હતો— ફેર માત્ર એટલોજ કે દુરાઝોનું ગાડું ભાડે લેવાની મકસદ લોક અને પોલીસ તે લાસને લઇ જવાની સમજતાં, જ્યારે હું એકલોજ જાણુતો હતો કે તે ગાડું તો પેલા ખુણે પડેલા ખજાંનાને વાસ્તે ભાડે રાખ્યું હતું. કદાચ તે ગાડું માંથે રાખ્યું હશે ત્યારે એ બંને કરપીણોને સ્વપ્નેબી ન હશે કે તેઓને એવું ભ્રષ્ટ કામ જે વખત જાય છે એમાં કરવું પડશે.

વલી મજકુર પેપરમાં મેં વાંચ્યું કે કેદીઓને રંગુન જેલમાં પુરવામાં આવ્યા છે, અને તેઓએ પોતાના બચાવને માટે ભાલચંદ્ર નામે એક બાહોસ બારીસ્ટરને રોકાવ્યો છે. એ છેલી બીનાથી મેં જોયું કે ખુંનીઓ કાંઇ એકદમ પોતાનું પાપ કબુલ કરવા માંગતા નથી, પણ બચાવની બારી ખોલવા તેઓએ સામો ધરાનો હીમાયતી સોધ્યો છે.

આ બારીસ્ટર ભાલચંદ્રની મારફતે તે કેદીઓની મુલાકાત કરવાનું મેં ઠડાવ્યું, અને તેથી તેનું મકાંન પુછતો હું તેને જઇ મલ્યો.

તે એક ચંચલ જેનનો અને ઉપેગી દેખાવનો ઘણોજ કસાયલો હીંદુ હતો. મેં જઇને તેને જ્યારે મારૂં નામ મોકલ્યું ત્યારે તેણે તુરત મને પોતા આગલ બોલાવ્યો. "જો તમે મને હમણાં નહીં મલવા આવ્યા હતે તો મારે તમને સોહોધી કાઢી તેડાવા પડતે," તેણે કહ્યું, "કેમકે દુરાઝોએ તમારે લગતું મને ઘણું કહ્યું હતું ને તમો આટલામાંજ કેઠે હજી હશો એવી ઉમેદ બતાવી હતી."

મેં તેને એ ઉપરથી લીઓનોરાને જઇને ખુલાસો કરવાની [illegible] કહી, અને તે ઘણો ખુશ થયો. તેણે કહ્યું કે 'દુરાઝોને [illegible]વાનું તો મુશકેલ હતું, કેમકે તેની પરવાંન-[illegible] એ દીવસ ભાગી જાય ને તે અરસમાં [illegible]ંરી હકીકત જાંણીને ફાટી મરે, તે

કરતાં મારે ઉતાવલે એ પુણ્યવંત હેતુથી નીકલી પડવામાં વધારે ડાહપણ હતું. "કેદી દુરાઝોની પોતાની બી એવીજ ખુશી છે," તે બારીસ્ટરે કહ્યું, "ને તેથીજ મને પોતાનો કેસ સોંપતાં પેહેલી વાત તમારી કાઠી તમને સોધી કઢાવી એ કામ સોંપી દેવાને તેણે આજીજીથી માંગી લીધેલું છે."

"ત્યારે તો હું ઘણી ખુશી સાથે જવશ," મેં કહ્યું, "પણ ત્યારે શું મી૦ બાલચંદ્ર એ બંને જવાંનો ખચ્ચીતજ તકસીરવાર છે?"

"ત્યારે શું તમો પોતે તમારી દોસ્તીના અનુભવ છતાં એઓને તકસીરવાર ધારી શકો છો?" તેણે મારા ભણી જોઈને પુછ્યું.

"આવા સખત પુરાવાઓ છતાં હું બીજું શું ધારૂં ?" મેં દુઃખથી કહ્યું, "પણ તમો પોતે, સાહેબ ?"

બાલચંદ્ર બારીસ્ટરે શકથી ખભાં ચઢાવ્યાં.

"હું તો કાંઇ કહી શકતો નથી," તેણે કહ્યું. "તે બંધે બંધવાઓ તો ચાંપીને પોતાનો વાંક ના પાડે છે, પણ કેસની આજુબાજુની વીગતો ને શાહદતો એટલી મજબુત છે કે જો હું એઓને બચાવી શકશ તો હું પોતે તે એક મોજેજો સમજશ. તેઓએ જે દલીલોપર પોતાનો બચાવ મારા હાથમાં આપ્યો છે તે એટલીજ છે કે તે મંદીરની અસલી કાંહાંણીને આધારે તેઓ ફકત એક ગાડું લઇ ત્યાં કાંઇ દોલતની ખોલમાં ગયા હતા. આ વાત એટલી તો હેમકાત ભરેલી છે કે તે હું બચાવમાં કોર્ટ આગલ રજુ કરશ ત્યારે કોર્ટ તેઓની નહીં પણ મારી મુરખાઇપર હસશે, ને બચાવનાં એટલાં લુલાંપણાંથી સામી તકસીર વધારે મજબુતાઇથી પુરવાર થશે."

હયાં મેં જોયું કે બાલચંદ્રને દેખાઇતી રીતે અતી ઘણું કામ હતું, એટલે તેને નહીં રોકવાના હેતુથી હું રજા લઇ નીકલી પડયો,

* * * *

કલકતામાં જઇને મેં મારાં આગલાંજ હાટેલમાં ઉતારો લીધો, અને ત્યાં લગાર થાક ખાધો નહીં ખાધો અને હું જસટીસ વીલમોટને બંગલે દોડયો.

ઓ, તે મેં માંથે ઉઠાવેલાં કામની મુશકેલ્યત !

તે એક અતી દુઃખદાયક ફરજ મારે
સુંદર લીઓનોરાને તેના માનીતા ભરથા-
કારી ઘા કરવો, એના જેવું દુઃખભરે

છેલ્લો હું જસટીસ વીલમોટને બંગલેથી નીકલ્યો ત્યારથી તે હું આ ત્યાં પાછો ફરતો હતો તે ... અરસામાં કેટલા બધા જાંણુવાજોગ બનાવો મારા બાબમાં ગુજરી ગયા હતા! તે સંધા બનાવો એક આખી જીંદગીમાં ઘણુા કેહેવાય, પણુ મારા બાબમાં—મારી કાંહાંણી માટે તો એ બનાવો એક ટુંક અરસાના હતા, ને એવા એતેફાકોથી મારી કાંહાંણી તો વાંચનારે જોયું કે રગેરગ ભરેલી ને ભરપુર છે!

જસટીસ વીલમોટે મને પોતાની અગાસી ઉપરથી જોયો અને મને સાંમો લેવા તે ઉલટમંદ ભલો દોસો હેઠે આવ્યો; પણુ જ્યારે અમો સામસામા મલ્યા ત્યારે તેના સદાના હસતા ચેહેરાપર પ્રગટ ગમગીનીનો છાપ અને તેની મજબુત કાયાનું લઠડી પડવું હું એક તડાકામાં જોઇ શકયો. શું દુરાઝોનાં પાપની તેને કશી માહીતગારી મલી હતી?

તેમજ હતું. આસુંભરી આંખો સાથે તે દોસાએ મને ડ્રાઇંગ રૂમમાં લઇ જઇ બેસાડીને જણાવ્યું કે કાનસ્ટેનટાઇન ફેનેરીસનાં ઠગાઇ ભરયાં નામે કોઇજ નહીં પણુ આ લુચ્છો દરયાઇ લુટારો દુ-રાઝો તેની માનીતી—તેની વ્હાલી લીઓનોરાને પરણી ગયો તે વા-તની તેને જાંણુ થઈ ચુકી હતી, ને તે ગજબનાક વાતથી લીઓ-નોરાને માંદગીનો ખાટલો આવી તેનાં સદાનાં શાંત હસ્તાં ઘરમાં હાય અફસોસનો નેહેસ્ત દેવ લાગુ થઇ ચુકયો હતો!

જસટીસ વીલમોટને એ રીતે ઘણીજ લાગણીઓથી બોલતો સાંભલી હું રગેરગ ધ્રુજયો, અને દુરાઝોનાં એથી વધારે માહાભા-રત પાપના સમાચાર કેહેવાને મારી જબાં ઉપડી શકી નહીં,—કે જયારે મારી પોતાની આંખોમાંથી ધોધમાર આંસુઓ નીકલી પડયાં.

જસટીસ વીલમોટે તે જોયું, ને મારી મકસદ તે બાહોસ બુ-ઢો તુરત પાંમી ગયો. "તમો કાંઇ વધારે મોહકાંણુના સમાચાર લઇ આવેલા જણુાઓ છો, મારા મીત્તર," તેણે કહ્યું; "પણુ બોલો, જે ...ય તે બેધડક બોલો. શું એટલુંજ બસ નથી કે અધાપાની ઉતા-... મારા ગુલાબનો હાથ એક બદમાસને સોંપ્યો, ને તેનાં ...ંખે આંધલો થઈ નાશ કરી મેલ્યો?"

...ે કેહેવાને મારાં આંસુંઓ વચ્ચે મને હીં-...ંમતાં મગજ વચ્ચે મને વિચારો કેમ

મલી શકયા, ને મારી ઉંચકાતી છાતી વચ્ચે તે બોલવાને હું મારી જુબાંનપર કાબુ કયાંથી મેલવી શકયો તે હું કશું જાંણુતો નથી. કોઈબી રવેશે જયારે દુરાજ્ઞોનાં તે બીજાં પાપની બીના—વધારે ભયંકાર પાપની ત્રાસદાયક બીના હું બોલી રહયો, ને ધીરજના કાંઇબી વધુ સુખનો બોલવા જતો હતો તે આગમચ જસટીસ વીલમોટ એક ધીમી હાયથી પોતાની ખુરસીને અઘેલી પડયો, ને ત્યારે ને તેજ પલે પાસેના ઓરડામાં એક ચીચ્યારી સમેત કોઇ ભોંયપર પટકાવાનો બીજો સાહાદ આવ્યો.

અમો બંને ચમકી ઉઠયા. એ શું બનાવ હતો તે એક આંખનાં પલકારામાં અમો એકજ વખતે સમજી ગયા, ને એક સરખી અધીરાઇથી તે સામેના ઓરડા તરફ દોડયો. તેનું બારણું બંધ હતું તે મેં જસટીસ વીલમોટની આગલ દોડી જઇ એક આંચકે ઉંઘાડયું, ને કમબખ્ત લીઓનોરા અમો ધારતાજ હતા તેમ તે બારણુંાંની લગોલગ એક મુડદાં સમાન લાંબી થઇ પડેલી હતી! શું તે નીરદોસ—નીરપરાધી—કમનસીબ અબલા મરણ પાંમી હતી?

---

## પ્રકરણ ૧૬૧ મું.

### ખુંનીનો ઇનકાર.

તે મુઇ ન હતી. પોતાની માંદગીના ઓરડામાંથી તેણે મારા ત્યાં આવવાનો સણુસારો સાંભલેલો હોવો જોઇએ, અને પોતાના ભરથારની ચાલથી ચોંકેલી હોવાના સબબે કાંઇક નવું જાણુવાની આશાથી તેણે બારણુંાંની કલ ઉપર કાન નાખેલા હોવા જોઈએ. તે પછી તેના ઉપરના વધુ ગંભીર ભયભીત આરોપો સાંભલી તે દેખઇતી રીતે બેશુધ્ધ થઇને પટકાઈ પડી હતી. તેણીએ સાંભલ્યું હતું કે દુરાજ્ઞો કે જેને તેણી જાંનથી જ્યાદા ચાહતી હતી તે એક ખુંની તરીકેના લોહીલુહાણુ હાથો સાથે એક ભયભીત બંદીગૃહમાં સબડતો હતો, અને જે વખત જાય છે તેમાં ફાંસીને લાકડે તેને જીવ આપવાનો હતો. આ સમાચાર તેના જેવી પ્યારભર પરણેલ[illegible] શું થોડા સંતાપજનક હતા?

લીઓનોરાને મેં હાથ ઉપર ઉપાડીને [illegible]
સુવાડી, અને જસ્ટીસ વીલમોતે તેનાં મેં[illegible]

કીધો, પણુ તેથી કાંઇ તે અબલા સુધ્ધીમાં આવી નહીં. તેની એભાંની મોહતની એભાંની જેવીજ ભયભીત હતી, અને તેથી તુરત તબીબોને બોલાવવા પડયા. તેઓની મદદથી તે પાછી હુશીયાર થઇ ખરી, પણુ તેજ વખતથી ઘેલાપણુાંની કાંઇક કસર સાથે સખત તાવ લાગુ થયો. તે દીવસે સાંજ સુધી હું તે જડજનાં બંગલામાં રહયો. જે અરસામાં તે કમનસીબ દોસાને સધીઆરો અને ધીરજ આવે એવું મેં જે અને જેટલું બન્યું એટલું કહયું, અને જ્યારે હું રજા ચાહવા ઉઠયો ત્યારે જડજે મને બીજે દીવસે ફરીને મલવા આજી-જીથી માંગી લીધું.

એટલા માટે હું બીજે દીવસે પણુ ફરીથી તે લાયકીવાલા ન્યાયધીસને મલ્યો. તે દીને લીઓનોરાની તબીયતમાં કાંઇ જાણુવાજોગ સુધારો થયો ન હતો—જોકે તેનો ખાટલો લાંબો થવાનો તબીઓ ભય બતાવતા હતા, પણુ જીંદગીની ઉમેદ આપતા હતા.

તે પોતાનાં ધ્યાંનનાં બેધ્યાંનપણુાંમાં પડી રેહેતી હતી, અને તે પ્રમાણે ઘણા દીવસો સુધી ચાલે એમ હતું, વાસતે ત્યાં વખત ગુમાવા કરતા પાછો દુરાઝોને જઇ મલવાને મેં વધારે ડાહાપણુ માંન્યું, ને તે જડજ મને એકમત થયો. તે દુરાઝોને અંતઃકરણુથી ધીક્કારતો હતો, તોપણુ તે ભુલી જઇ શકયો નહીં કે તે હવે તેના જમાઈ સરીખો હતો, ને તેથી તે પોતાની વ્હાલી લીઓનોરાને ખાતર તેને નાણાં સંબંધી મદદ આપવા બી તૈયાર થયો. મેં એ મદદ લેવા ના પડી. મેં તે ઘરડા ગ્રહસ્થને સમજાવી દીધું કે દુરાઝોએ પોતે બાહોસમાં બાહોસ બારીસ્ટર પોતાના બચાવ માટે રોકયો હતો, તેજ બતાવતું હતું કે તે પોતા માટે કોઇ રીતે બાહા-રોબાહેર નાણાંની જોગવાઇ કરી શકયો હતો, ને તેથી તે મોહતાજ-મંદ ન હતો.

જસટીસ વીલમોટનો અફસોસ એ હતો કે લીઓનોરા પો-તાના ભરથારપર ખુંનની તકસીર પુરવાર થશે તોબી તે વાત મા-નવાની નથી, ને નાહક વધારે દુઃખી થવાની. તેણીએ તે દરયાઇ ... એ વાત બી માનવાને સાફ ના પાડી, ને જયારે સરકારી ... તે બાપડીની ખાતરજમા થઇ ત્યારથી તે માંદ-પડી હતી.

ખુદા એવી નીરપરાધી કમનસીબ અબલાઓપર રેહેમ કરો ! પોતાના લોભ અથવા લાભ માટે એવી પાકજાદ નેકજાદ અબલાઓના સંસારની ધુલ કરનારા દુરાઝો જેવા બદમાસો શું આપણા સખત ફીટકાર ને ધીકકારને લાયક થતા નથી ?

*　*　*　*

રંગુન પાછો પોંહોંચી હું પેહેલાં ભાલચંદ્ર બારીસ્ટરને મલ્યો, ને લીઓનોરાની માંદગીના સઘલા સમાચાર વીગતે કહયા. બીજા હાથપર તેણે મને જણાવ્યું કે દુરાઝો મને મલવાને અધીરો થઇ રહયો હતો, વાસ્તે તેણે (ભાલચંદ્રએ) મારે નામની સીઝન પાસ બી મેલવી મુકી હતી, ને તેથી મારે તેજ દહાડે તે કેદીઓને તેમનાં તે ધામમાં જલદી જઇ મલવું. એમ છતાં જવા પેહેલાં અમોએ પરસપર એટલું નકકી કરી લીધું કે દુરાઝોને લીઓનોરાની માંદગીની સઘલી કેફીયતથી વાકેફ કરવો નહીં, કેમકે તે કરપીણ પણ કમબખ્ત જવાંનને તે દુઃખભરી કેફીયત વના પણ દુઃખી થવાને જોઇએ તે કરતાં વધુ અને ઘણું હતું.

દુરાઝોનાં બંદીખાનાંમાં જ્યારે હું ગયો ત્યારે તે એક કંગાલ ડરામણા ઓરડામાં એક ખાટલીપર બેઠેલો હતો, ને પાસે તે શીક છોકરો રડતો ઉભેલો હતો તેને માયાથી—ઘણીજ મમતાથી સધ્યારો આપતો હતો. તેવામાં તે છોકરાએ મને જોયો, અને ખુશાલીના એક પોકારથી મારા ભણી ધસી આવ્યો. દુરાઝો પણ એ જોઇ ફર્યો—મને જોયો, ને તેવીજ ખુશીથી મારા પાસ આવવા જતો હતો, પણ જાંણે કાંઇ યાદ આવ્યું હોય તેમ થોબી ગયો, ને ઘણી ગંભીરતાથી કહ્યું, "મારો બારીસ્ટર મને કેહે છે, મી૰ કાવસજી, કે મારી વકીલો ઉપરાંત તમે બી આ લ્યાનતનાં કામનો મને ખરેખરો તકસીરવાર ગણો છો."

આ પાક બેહયાઇ—આ હદ બાહેર નફ્રતાઇથી હું વધારે દુઃખી થયો, અને મેં કહ્યું. "દુરાઝો, તમારૂં પાપ એવી કીસમતું છે કે જેમાં કશું આ દુન્યામાં કે પેલી દુન્યામાં તારણ નથી, અને તે પાપને તમો તમારો ખોટો બચાવ કરી વધારો—"

પણ હું ચુપ થઇ ગયો. મને ચુપ રેહેવુંજ ઉપલું બોલતો હતો ત્યારે દુરાઝો મારા ભણી

ણીક ગુસ્સાના ડોલા કાઢતો હતો—તે એટલો બધો તો ઉસકેરાઇ આવેલો દેખાતો હતો કે શું ધારવું તે મને સુજયું નહીં, ને તે નીરદોશ હતો કે દોશીત એ વમાસનમાં તેના ડોલાના દાબથી દબી જઇ હું તુરત ખામોશ રહી ગયો!

પણ એ ગુસ્સો તેનાં મોંપર જેટલી ઝડપથી ધાઇ આવ્યો હતો તેટલીજ ઝડપથી તેનો રતાશ તેને પાછો છોડી ગયો, ને હવે તે વધારે ફીકકો પણ વધારે દુ:ખી દેખાવા લાગ્યો. તે ઘણું બોલવા માગતો હોય પણ બોલી ન શકતો હોય એવો તેનો હાલ હતો. તે એટલુંજ બોલ્યો, ને તે ઘણોજ ધીમે સાહદે બોલ્યો, "પણ મારી લીઓનોરા? શું તે બી મને ખુંની માંને છે?"

"નહીં," મેં કહ્યું; "તે બાનું ગમે એવી સાહદતો છતાં તમને એ અજીમ ગુનાહના તકસીરવાર માંની શકવાની નથી એમ મને જડજ ખાત્રી આપતા હતા."

"ત્યારે તો ખુદાના હજારો આશીરવાદ તે મારી મોહરદારપર ઉતરો," દુરાઝોએ મારા એ જવાબથી ઘણીજ ધીરજ પાંમી–ઘણોજ ખુશી થઇ કહ્યું, "કુલ જગત મને વગર વાંકે તકસીરવાર ઠડાવે, ને સરકાર મેં કદી નહીં કરેલાં ખુંનના બદલામાં મારૂં ભલે ખુંન બી કરે, તોપણ તે સઘલાં દુ:ખને બેહસાબ બનાવનાર એક મોતેબર સધ્યારો ત્યારે તો હજી મને છે, અને તે સધ્યારો તે મારી લીઓ-નોરા મને સદા નીરદોશ માંનશે એ છે. ખુદા તે માહાબુબને સુખી કરો!"—અને તે ફકત એ ખ્યાલના હરખથી રડી પડયો.

અમોએ ત્રણેએ સાથે આંસુ ભેલ્યાં. તે જવાન ગ્રીક છોકરાએ પણ લાગી આવે એવી ઢપે પોતાનું નીરદોશપણું મને જાહેર કીધું, પણ શું આસપાસની આટલી બધી સાહદતો ખોટી હોય?

"ખુંન કોણે કીધું તે અમો જાંણુતા નથી," દુરાઝોએ જરા થોબીને કહ્યું. "તે ગરીબરા જવાંનની જીંદગીપર તરાપ મારવાને મને લાલચજ શું હોય? અફસોસ કે તમો, મી॰ કાવસજી, મને ખુંની માંની શકો છો. તમો જાણો છો કે હું લુટારો હતો, ને [illegible]ને જાંન લેવાનો મારો પેસો હતો, મગર હીચકારા હુમલાઓ—[illegible] ખુંનીના અધીકારને હું સદા ધીકકારતો આવ્યો હતો. [illegible] નથી નીરદોશ માંની શકતા તો આ આપણી [illegible]રી સમાંન છે. હું શાહદતોના ગેરઇનસાફનો

ભોગ થઈ પડેલો છું એટલે તમારો બી કશુર કાઢી શકતો નથી. તમો સીધારો તમારે મકાંને ને સુખી રહો, ને તેમ કરતાં જો કદી મારી લીઓનોરાની તબીયત સંબંધી કશા બી સમાચાર તમો મેલવો તો એક નવાજેશ તરીકે તે મને જણાવા દયાલુ થજો, કેમકે તેની અધીરાઇ વચ્ચે હું પણ જીવી શકશ નહીં."—અને તે પછી હું કશું કહું તે આગમચ તે જખમાયલા જવાંને મને નરમ આંચકો મારી ઓરડાની બાહેર કાઢયો, કે તેના ચોકીબાંને અમારી મુલાકાત તમામ થયલી સમજી બારણું પાછું બંધ કરી લીધું !

---

## પ્રકરણ ૧૬૨ મું.

### ખુંનીઓની તપાસ.

કેદી દુરાઝોની એ કીસમની મુલાકાતથી હું ઘણા ભારે વસવસામાં પડયો. શાહદતોના ગેરઇનસાફની કાંહાંણીઓ વારતા રૂપે મેં વારંવાર વાંચેલી હતી, અને તેવાંજ એક સંકટનાં સંકડાંમણમાં દુરાઝો અને તેનો શરીક આવી પડયા હતા, કે તેઓ ખરા તકસીરવાર છતે નીરદોશપણાંનો એવો ઢોંગી પણ ફતેહમંદ દેખાવ કરતા હતા તે મને કાંઇ સમજાયું નહીં, અને તે ઉપર જેમ હું જાસ્તી વિચાર કરતો તેમ જાસ્તી ગુંચવાતો—ગભરાતો !

મેં ધારયું કે આસેપાસેની મજબુત સાહદતો ને પુરાવા પ્રમાણે મેં કરેલાં અનુમાન મુજબ જો એ કેદીઓ ખરેખાત તકસીરવાર હશે, તો બેગુનાહપણાંનો તેઓ જે ફતેહમંદ દેખાવ કરી શકે છે તે ઉપરથી સાબેટ થાય છે કે તેઓ ઘણાજ પાપમાં ગીરફતાર, કરપીણ અને કંગાલ હોવા જોઇએ. વલી બીજા હાથપર મને દુરાઝોનાં મોટાં મનનો જે નહીં ભુલી શકાય એવો અભ્યાસ હતો, વાસ્તે જો દુરાઝો ખરેખર બેગુનાહ હોય, તો તેનો એક માંનીતો મીતર થઇ હું પણ તેને તકસીરવાંર ઠડાવામાં મારો અવાજ આમેજ કરૂં એ તેને માટે જેટલું દુઃખભરેલું તેટલુંજ મારે માટે ખચ્ચીત શરમભરેલું થઇ પડવાનું !

દુરાઝોને કેદખાંનાંમાં છોડીને હું જ્યારે મા-
તરફ વિચારના વમલમાં વિંટલાયલો પાછો
એતેફાક રસ્તામાં મને પેલો વીરપ્રસાદ

વીરપ્રસાદને વાંચનાર વીસરી ગયાં નહીં હોય ? તેઓ યાદ કરશે કે જ્યારે હું અને દુરાઝો પેલો છુપ્યો ખજાનો સોધી કાઢી તેની વેંહેંચણીની ખટપટ કરતા પેલાં મંદીરનાં ખંડીયેરોમાં ફરતા હતા, ત્યારે તેનો અમારાસે ત્યાંજ મેલાપ થઇ ગયો હતો, અને અમો તેની વાતચીત વગેરેથી ખુશ થઈ તેને માટે સારો વિચાર લઇ છુટા પડયા હતા.

તે મને જોઇને અખાડા કરતો હોય એમ કાંઇક મને લાગ્યું જે ઉપર હું અચરત થયો, પણ ચોક્કસ કરીને જેવી અમારી નજર એક થઇ કે તે તરત મીત્રતાના હાવભાવથી મારા ભણી એવાં તો જોસથી દોડી આવ્યો કે મને લાગ્યું કે તેણે અખાડા કીધા એમ જેમને લાગ્યું તેમાં મારી ફ્કત નજર ચુક હોવી જોઇએ, ને મેં નાહક તેને ગેરઇનસાફ કીધો હતો.

એ પછી અમોએ મલતાંને વાર અરસપરસ ખેરએરીઅત પુછી, અને પછી મેં દુરાઝોનાં પાપને લગતી વાત કાઢી. તે એ વાત જાંણુતો હતો પણ યાતો મારી લાગણીઓ દુઃખાય તેથી અથવા તો એવાં ભયંકાર પાપની વાત કરતાં તેને ત્રાસ થતો હોય તેથી તેણે તે વાત ફેરવી નાંખ્યાં કીધી, ને પછી ' એ દીલ દુઃખાવનારી વાત' માંડી વાલવાનેજ તેણે માંગી લીધું, એટલે અમો બીજી કાંઈક તહરેવાર વાતો કરી છુટા પડયા.

*  *  *  *

દુરાઝો ને તેના હમશરીકના વાંકની જે દીવસે મોટી અદાલતમાં તપાસ થવાની હતી તે દીવસે કોર્ટમાં એટલી ભીડ થઇ કે વધુ ધસારો અટકાવાને પોલીસને ઘણી મેહેનત પડી, ને એ કેસનું શું સેવટ આવે છે તે જાંણુવાને આતુર થઈ રહેલું લોક હવે અદાલતની ઇમારતનાં ચોગાંણુમાં એકઠું થવા લાગ્યું.

હું પણ સક્કારેથી કોર્ટમાં જઇ બેઠો હતો, તે નહીં કે કાંઇ એ કેસ સાંભલવાના ઉમંગથી, કાંયકે એ કેસની કેફીયત મને કેટલી બધી દુઃખ પેદા કરનારી હતી તે તો વાંચનારને રોશણુ છે, પણ મારા એ મીતરનું આયંદે શું થાય છે તે જોવા ને જાંણુવાની મારી ધીરજ રહી શકી નહીં માટે હું કોર્ટમાં અધીરો પડી હાજર થયો હતો.

અને તેઓ એ બંને જવાંન ગ્રીકોને ફાંસીની ટેપ મલવા સાથેજ એ મુકરદમાનું સેવટ આવશે એમ માંનવાને જેમ મને તેમજ બીજાં લોકોને જરાએ વેહેમ ન હતો ! એમ છતાં જો તેઓ તેઓ બેગુનાહ હશે તો ખુદા તેમને છેક અંતની ઘડીએ બી કાંઇક મોઝેજાથી બચાવી લેશે એવો મને કાંઇક દીલમાં વસવસો—લગભગ વિશ્વાસ આવતો હતો !

કોર્ટનું કામ શરૂ થયું, અને જ્યારે કેદીઓ સામે કામ ચલાવાને સરકાર તરફથી એક ધારાનો હીમાયતી હાજર થયો હતો, ત્યારે તેમના તરફથી બચાવને માટે બાહોસ બારીસ્ટર ભાલચંદ્ર તૈયાર થઇ આવ્યો હતો.

તે બંને તકસીરવાર કેદીઓને પીંજરાંમાં લાવીને ઉભા કરેલા હતા, અને જોકે નાધલા કરતાં મોટા કેદી ( દુરાગ્રો ) ની હાલત બાહેરથી તમામ શાંત જણાતી હતી, તોપણ ભીતરે તે બચારાને તે વેલાએ કેવી ભયભીત લાગણીઓ થતી હતી તે તેનાં પુરાં પ્રમાણમાં કહી દેવાને કોઇ કલમની તાકાત નથી.

મારે હયાં જણાવાને ભુલવું જોઇએ નહીં કે હું કોર્ટમાં ગયો ત્યારે મને ત્યાં પેલો વીરપ્રસાદ મરાઠો મલ્યો હતો. તેબી તે કેસ સાંભલવા આવ્યો હતો—જોકે મને અચરત લાગ્યું કે મારા સાથ તે વીશે વાત કરવાને તેને તે દીવસે ગમતું ન હતું, તો આ વખતે આ કેસ સાંભલવા તે કાંય આવ્યો હશે ! એમ છતાં મેં તે વીશે તેને કશું કહ્યું નહીં, ને અમો એક સારી જેવી જગ્યા જોઇને સાથેજ ઉભા રહયા.

કેસનું કામ સરૂ થતાં પેહેલી સાક્ષી પેલા મી૦ ગ્રેના વડા દીકરાની લેવામાં આવી. તેનું નામ પોકરાયું ત્યારે તે હાજર ન હતો. પણ તેવામાંજ તે ઉતાવલે દોડતો આવ્યો, ને તેને સાક્ષીઓનાં પીંજરાંમાં ઉભો કરવામાં આવ્યો.

તેણે તે ખુંનને લગતી જે સઘલી કેફીયતો મને વીગતે કહી હતી (જે ઉપર વીગતે હું આપી ગયો છું) તેજ કોર્ટને અવલથી કેહેવા માંડી, અને મારી ખાત્રી થઇ કે ફકત તેની એકલાની સાક્ષી ઘણું બલથી દુરાગ્રોની વિરૂધ જવાની, અને તે કોર્ટની નજરમાં તકસીરવાર ઠડવાનો, પણ નહીં ! આગલ ચાલતાં તે ભલા છોકરાએ બીજું ઘણું નવું કહ્યું, જેણે તે કેસમાં નવું લોહી—નવો ઉમંગ

ફેલાવ્યો, ને તે બીના જેમ દુરાઓ ને તેનો શરીક પોતે તેમ હું, કોર્ટ અને સઘલા શ્રોતાજણો ઉંચે દમે સાંભલવા પડયા ! તે વધુ કેફીયતો નીચે મુજબ હતી:—

"એજ સઘલી કીસમની સાક્ષી," તે છોકરો આગલ બોલ્યો, "મેં જ્યારે પેહેલે કેદીઓને પોલીસ કોર્ટમાં ઉભા કીધા હતા ત્યારે આપી હતી, ને ત્યારે મેં કહ્યું હતું કે ખુંનીઓએ જે હથ્યારવડે મરનારનું ખુંન કીધું હતું તે હથ્યાર કોઇનાં જોવામાં આવ્યું ન હતું. ત્યાર પછી તે હથ્યાર બને તો શોધી કાઢવાને મેં ઉમંગ પકડયો હતો, ને હું તે ખંડીયેરોની પાસેજ રહું છું તેથી અવારનવાર ફુરસદ મલતાં તે ખુંનનાં ધામમાં તે નાશકારક હથ્યારની જુસ્તેજો કરવા જતો હતો. એ પ્રમાણે હું ત્યાં ઘણાક ધકેલા ખાઇ રહયો હતો, પણ છેક ગઇ કાલ સુધી મારી મેહેનત સફલ થઇ ન હતી. એમ કરતાં ગઇ સાંજે જ્યારે નાસીપાસીથી એ મારી ખંત હું મુકી છુટવાની વાત કરતો હતો ને ઘર પાછો ફરવાનો એરાદો કરતો હતો તેવામાંજ લાંબાં ઘાસમાથી ચાલતાં મારા પગને કાંઈક કઠણુ ચીજ અફડી, ને મેં ઘાસમાં હાથ નાંખી તે ઉપાડી કાઢી તો મારી અચરતી વચ્ચે લોહીના સુકા દાઘોમાં લપટાયલી તે એક કટારી હતી ! આ કટારી લઈ હું ઘેર દોડયો, ને તે મેં મારા પીતાજીને બતાવી, જેઓએ તે આજે કોર્ટમાં રજુ કરવા ઠડાવ્યું. તે પછી કોર્ટમાં વખતસર હાજર થવા અમો અમારી ગાડીમાં સહવારે સકાલે નિકલી પડયા, પણુ તે ખંડીયરો મુકીને થોડું આગલ જવા પછી અમારા ઘોડાએ ઠોકડ ખાધી, ને તે એવી રીતે પડી ગયો કે તેનો પગ જોખમાયો. એ અકસ્માત વખતે અમોને આસેપાસે રેહેતા ગરીબ હીંદુઓએ મદદ આપી, અને એક અમારી પીછાંણુનાં હીંદુ કુટુંબનાં ઘરમાં અમો ગયા, જે અરસામાં એક બીજી ભાડુતી ગાડી અમારે માટે તૈયાર થતી હતી. આ હીંદુ મીતરે અમો કયાં અને કાંય જતા હતા તે પુછયું, ને મારા પીતાજીએ આ ખુંનને લગતી સઘલી હકીકત કહી પેલી કટારી સેહેજ તેને બતાવી. તે જોતાંજ તે અમારા હીંદુ મીતરની બાયડી ચમકી ઉઠી. તેણીએ તે પોતાના હાથમાં લીધી—વધારે બારીકીથી તપાસી ને પછી પોતાના ભરથારને તે તપાસવા આપી, જે પછી તે બંને એક મતે એકજ અનુમાન પર આવ્યાં, અને તે એ કે તે કટારીના

માલેકને તેઓ સારી રવેસે પીછાંણે છે. આ ઉપરથી અમોને વેહેમ ગયો કે સઘલું છતાં તે બંને ગ્રીક બચ્ચાઓ કદાચ એ ખુંનના તકસીરવાર નહીં બી હોય, ને એ કટારીના માલેકેજ તે ભ્રષ્ટ કરમ કોઇક બીજા હેતુઓથી કીધું હોય. આ વિચારથી તે હીંદુ મીતર પોતે આજે એ કટારીના માલેકને લગતી કેટલીક જુબાંની આપવા મારા સાથે અતરે આવેલો છે, પણ તે એકદમ કોર્ટમાં નહીં હાજર થતાં કોર્ટની બાહેર ઉભેલો છે."

આ જુબાંનીપરથી વાંચનાર જોશે કે આખી કોર્ટમાં કેવો રંગ બદલાયો હતો, ને જોકે દુરાઝો ને તે ગ્રીક છોકરો બીન તકસીરવાર છે એ કીસમનું હજી કોર્ટમાં કશું બોલાયું ન હતું, તોપણ મેં ઘણા હરખ વચ્ચે જોયું કે ખુદરત છેવટની ઘડીએ કેસને આજે નવી વલાંણ આપતી હતી તે આયંદે કદાચ મારા મીતરોના લાભમાં ઉતરે ખરૂં!

એ વીશે મારો વિચાર કાંનપર પડીને કેહેવાને હું પાસે ઉભેલા પેલા વીરપ્રસાદ તરફ ફરયો, પણ મેં જે કહ્યું તે તેણે સાંભલ્યું નહીં અથવા સાંભલવાની કનવાર કરી નહીં. તેનું સઘલું ઘક ધ્યાંન —સઘલી નજર બારણાં ભણી હતી—જાંણે તે કોઇની આવવાની આતુરતાથી વાટ જોતો હોય તેમ. તેનો ચેહેરો મારા ભણીથી ફરેલો હોવાથી હું તે બી જોઇ શકયો નહીં, ને તેવામાં વલી કેસ આગલ ચાલ્યો એટલે મેં તેને મારૂં મત તેનું ધ્યાંન ખેંચીને કેહેવાની દરકાર કરી નહીં.

હયાં કોરટે પેલા જવાંનને પુછ્યું કે જો તે હીંદુ મીતર સાક્ષી આપવાજ આવ્યો તો ઉપર કાંય નથી આવ્યો, જેના જવાબમાં તે જવાંને જણાવ્યું કે "મારા પીતાજીએ એમ ધારયું કે જો ખુંની કોઇ બીજો હશે તો તેનાં દીલનો દાઘ તેને કેસ પુરો થવા પેહેલાં અતરેથી સબે નાહસી જવા દેવાનોજ નથી, અને તેથી તે હમણાં કોર્ટમાં હોવોજ જોઇએ. હવે જો હું સઘલી જુબાંની આપું તે પેહેલાં તે મારા સાથ કોર્ટમાં આવતે તો તેને જોઇને ખરો ખુંની જે હોય તે કાંઇ નવું જુનું થવાનો ડર ખાઇ હયાંથી આ ગીરદીનો લાભ લઇ સલાંમત નાહસી જવો જોઇએ, અને તે તેમ નહીં કરી શકે માટે તેને નીચે ઉભો રાખવામાં આવ્યો છે. હવે કોર્ટમાંથી કોઇ બાહેર નહીં જાય એવો હોકમ કાઢી કોર્ટ ભલે તેને હેઠલથી તેડી મંગાવે."

બાહોસ મી૦ ગ્રેની આ સાવચેતીની વખાંણુ કરીને કોર્ટે તુરત બારણું તપાસવાનો હોકમ ફરમાવ્યો, અને એક જમાદાર તે હીંદુ સાક્ષીને હાજર કરવા હેઠલ દોડયો. એ વખતે કોર્ટમાં જે જાતની લાગણી—'સેનસેશન' ફેલાયું હતું તે ખચ્ચીત ઘણું ધ્યાંન ખેંચનારૂં હતું. એ વીશે કાંઇક કેહવા હું વલી મારી પાસે ઉભેલા પેલા વીરપ્રસાદ તરફ ફરયો, પણુ હવે તે મારા પાસ ન હતો. તે કયાં ગયો ?

એ વીશે હું અચરત થતો હતો તેવામાં મેં બેશુમાર અચરતી તેમજ પાર વનાના હરખ વચ્ચે જોયું કે તે હીંદુ સાક્ષીને બોલાવી લાવવા હેઠલ ગયલો જમાદાર કોઇ જઇફ હીંદુને લઇને પાછો આવ્યો, અને વલી સાથે બગલમાંથી પકડીને પેલા વીરપ્રસાદને લેતો આવ્યો હતો. અરે ! ત્યારે શું ખરેખર તે ચંડાલ આ લ્યાંનતનાં કરમનો ખુંની હતો, ને આ બે બીલકુલ બેગુનાહ જવાંનો તેનાં પાપના ભોગ તરીકે નાહેકમાં મારયા જતા જરા જરામાં–શું એક ખુદાઈ કરાંમતની નવાજેસથીજ બચ્યા હતા ? એ સવાલ એ દેખાવ જોઈ જેમ મારાં મનમાં તેમજ આખી કોર્ટનાં મનમાં ઉભો થયો, કે જ્યારે દુરાંઝો ને તે ગ્રીક છોકરાપર કેસનાં વલાંના આ નહીં ધારેલા ફેરફારથી આજેજ કરનારી જે અસર થતી હતી તેનો ખ્યાલ તો હું વાંચનારને આપી શકતોજ નથી !

---

## પ્રકરણ ૧૬૩ મું.

### " ખુદા રાખનાર ! "

કંગાલ વીરપ્રસાદ મરાઠાને એક કેદી તરીકે શક ઉપરથી લાવીને બાજુએ ઉભો કરવામાં આવ્યો, અને બીજા હાથપર તે જઇફ હીંદુને સાક્ષીનાં પીંજરામાં જુબાની આપવા ધારા પ્રમાણે સપત આપવામાં આવ્યા. તે વખતે મેં તે ખુંની મરાઠાનો ચેહેરો જોયો, ને તે ગભરાત, નાસીપાસી ને ધાસ્તીથી એટલો બધો ફીકકો મારી ગયો હતો— એક પાંચ દશ મીનીટની ધાસ્તીના ધસ્કાએજ તેને એવો અધમુવો કરી મેલેલો હતો, કે તેણે એ ભ્રષ્ટ કરમ કીધું છે એમ માનવાને મારાં કે જે બીજા શ્રોતાજણોનાં મનમાં વેહેમ હતો તે એક ઝપાટે દુર થઇ ગયો. એજ વખતે પેલા જઇફ હીંદુએ સાક્ષી આપવા માંડી, ને તે પર મારૂં ધ્યાંન ખેંચાયું. તેણે કહ્યું:—

"હું એક કુણુબી છું, અને જ્યાં એ સાહેબના ઘોડાનો પગ મોરચાયો તે બાજુએનાં મારાં ઝુપડાંમાં ઘણાંક વરસોથી રેહેતો આવેલો છું. ત્યાં થોડુંકની વાતપર કોઈ મરાઠા ગ્નાતનો એક પરદેસી ઉતારો ચાહવા આવ્યો હતો. તેણે કહ્યું કે તેને અમારાં ગામના તે ભાગમાં કાંઇક જરૂરનું કામ આટોપી લેવું છે, વાસ્તે થોડા દહાડા અમારે તેની અમારાં મકાંનમાં ચોક્કસ લવાજમના અવેજમાં જગ્યા કરવી. અમો ગરીબ માણુસ છીએ, એટલે અમોએ એ અરજ બાહાલ રાખીને અમારાં ઝુપડામાં તેને ઉતારો આપ્યો. તેની સાથે ફ્કત એક કનતાનનો કોથલો હતો; તે પાંઉ પેઆદો આવ્યો હતો, વાસ્તે શેહેરના કયા ભાગ તરફ્થી તે આવ્યો હતો તે હું જાંણુતો નથી. એક દીવસ તે કોથલો ભુલમાં ઉંઘાડો મેલી બાહેર ગયો, ને તેથી મારી બાયડીએ તે બઇરાંઓને છાજતી જીગ્નાસાથી ઉંઘાડીને જોયો. એ વાતપરથી હું તેનાસે ચીરડાયો, પણુ તેણે મારૂં ધ્યાંન ખેંચ્યું કે કોથલામાં ઘણાંક હથ્યારો હતાં. આથી તે કોથલો તપાસવાને મારૂં બી મન લલચાયું, ને અમોએ જોયું કે તેમાં એક પીસટોલ છરી ને વલી એક કટારી હતી. તે કટારી એવી જાતની હતી કે એક વાર જોઇ લીધા પછી તે સેહલે ઓલખાઇ આવે. એ સઘલું જોઇ અમો અચરત તો થયાં, પણુ અમોએ ધારયું કે મુસાફ્રી કરવાના સબબે તેને એમ હથ્યારો સાથે રાખવા પડતાં હશે. એ પછી તે વાત તો અમો વીસરી બી ગયાં. ત્યારકેડે થોડે દીવસે મજકુર ખુંન થયું, અને ખુંનની રાત્રે વીરપ્રસાદ અમારે ત્યાં મુતલગ આવ્યો નહીં, પણુ છેક બીજે દીવસે સહવારે આવ્યો. એમ આગલ બી તે એક બે વાર રાતના બાહેર રહયો હતો એટલે તેમાં બી અમોએ શક લઇ જવાજોગ કશું જોયું નહીં. વલી એ ખુંન સાથ તેને જોડવાને અમોને લેશ પણુ ખ્યાલ થયો નહીં એ તો ખુદરતીજ હતું, કેમકે ખુંનની ખબર થવા સાથેજ અમોને સમાચાર મલ્યા હતા કે ખુંની તરીકે કોઇ બે પરદેસી શ્રીકો પક-ડાયા હતા. તે પછી એક બે દીવસમાં અમારૂં લેહેણું પગાર કરી વીરપ્રસાદ અમોને છોડી ગયો. ત્યારબાદ મી૦ ગ્રેના છોકરાએ જે કટારી શોધી કાઢી તે અમારાં જોવામાં આવતાં તમોને જણુાવેલા એતેફાકથી અમોએ વીરપ્રસાદની કટારી તરીકે ચોક્કસ ઓલખી. તે આ કટારી છે. વલી આ સામે ઉભો કીધો છે તેજ વીરપ્રસાદ

છે, ને એજ સખ્શ અમારાં ઘરમાં રહી ગયો છે એમ હું કસમપર કહી શકું છું."

ત્યાર પછી જે જમાદાર હેઠે એ હીંદુ કણબીને તેડવા ગયો હતો તેની સાક્ષી લેવાઇ. તેણે કહ્યું કે "હું હેઠલ ગયો, ને એ કણબી સાથે વાત કરતો હતો તેટલાં આ બંધવો ઉતાવલે ઉપરથી ઉતરયો, ને લોકોની ભીડમાંથી આજુબાજુ જોઇ નાહસી જવાની કોશેશ કરતો હતો, તેટલાં તે કણબીએ તેને જોયો, પીછાંણ્યો ને તેની મકસદ પાંમી જઇ તેને મારા પાસ પકડાવ્યો."

હયાં કોર્ટે વીરપ્રસાદને તેના બચાવમાં શું કેહેવું હતું તે પુછ્યું, ને તેણે પોતાના ગુનાહનો લઠડતી જબાંને અને ખેંચાતી જીભે એકદમ એકરાર કીધો. તેણે કહ્યું કે "ખરો ખુંની હું પોતે છું. મરનારે એક વખત મદરાસમાં મેં ઉભા કરેલા ખોટી સહીના દસ્તાવેજો માટે મને પકડાવ્યો હતો, ને મને ભારે સજા કરાવી હતી. તે દીનથી એ પોરયાનો કાંટો કાઢવાના મેં કસમ લીધા હતા, ને ત્રણ વરસની મને થયલી ટેપ પુરી કરી છુટયા પછીનો હું તેનો જીવ લેવાનો દાવ સાંધતો ફરતો હતો. તેવામાં તે અહીં આવવા નીકલ્યો, ને હું બી તેની આગમચ તક સાંધવા અહીં આવ્યો. એ તક મને મલી, ને મેં તેને જાંનથી મારતાં પોતાને જાંનથી મારયો છે."

ખરા ખુંનીનો આ એકરાર જે તેણે ઘણીજ ભાગી તુટી ઢપે કોર્ટ સામે રજુ કીધો, ને જે વાંચનારની સમજ ને સગવડ માટે મેં સરલ એબારતમાં ઉપર ટપકાવી દીધો છે તે સાંભલી કોર્ટ દંગ થઇ ગઇ ! ખુદાએ કેવા મોજેજાથી એ નીરદોશ જીવ બચાવ્યા હતા, અને છેક અંતની ઘડીએ ખરા તકસીરવારને તેની કરણીનું ફલ આપ્યું હતું તે જોવા ને સમજવામાં એક ખરૂં બેહેસ્ત દોજખ સમાયલું હતું. કટારીના સવાલ છતાં બી વીરપ્રસાદપર તે ખુંનનો વાંક પુરવાર કરવો કદાચ મુશકેલ થઇ પડતે, પણ તે હીચકારા કંમબખ્તને તેનાં દીલનાં ડંખનાજ સબબે હીમત અથવા ધીરજ રહી નહીં, ને તે અખાડા કરી જવાને બદલે કટારીની વાત રજુ થતાંજ નાહસવા ગયો, જેથી તેણે સામી પોતાના પગમાં પોતે કોહાડી મારી !

એ અને એવો બદીનો અંજામ છે ! એવાં કરપીણ કરમે ખુદા સાંખતો નથી તેનો એ એક જીવતો અસરકારક દાખલો છે. છેક સેવટની ઘડીએ રજમાંથી ગજ ઉભો કરી કેવી રવેસે તેણે કરપીણને માહાત કીધો તેનો આ એક નોંધી રાખવા જોગ દ્રષ્ટાંત છે.

હવે કેહેવાનું શું રહ્યું ? કોર્ટે દુરાઝો ને તેના હમશરીકને મુ-બારકબાદી આપી બાહોરમત છોડી મેલ્યા, કે જ્યારે કમબખ્ત ખુંની વીરપ્રસાદને ફાંસીની ટેપ મલી. આ ટેપ સાંભલતાંજ તેણે એક સરદ હાય મારી, ને હવે—છેક એટલે અસુરે, પોતાની ભુલ—પોતાનાં પાપનો અંધાપો જોઇ—પોતા સામે ખાના ખરાબીનું એક જીવતું દોજખ ઉભું થયલું જોઇ તે સીપાઇઓના હાથમાં બેભાન થઇ પડયો. તે પછી તેને એક મુરડાંની હાલતમાં કોર્ટમાંથી ઉંચકીને બાહેર લઇ જવામાં આવ્યો.

પણ એ દમબદમ બન્યા જતા બનાવોથી હવે મારાં આખાં તનબદનમાં હરખ અને ગભરાતનાં ધ્રુજરાં છુટતાં હતાં. દુરાઝો જેવા એક લાયક જવાંનને અને તેના જેવાજ લાયકીવાલા તેના જવાંન મીત્રને મેં એવો નહીં માફ થઇ શકે તે કીસમનો ગેરઇનસાફ કરેલો હતો, કે ફકત તે મારી નાંદાન્યતની શરમથી મારાં દીલમાં ગભરાતની વીજલી ચાલતી હતી—કે જ્યારે બીજા હાથપર એ મીતરોને હું કાંઇક એવા પ્યારથી ચાહતાં શીખ્યો હતો કે તેઓના એ હોરમત ભરેલા છુટકારા પ્રત્યે મને બેહદ ખુશાલી બરપા થતી હતી.

પણ તોબી એ સઘલું છતાં ઉપલા બનાવોને બીજો અરઘો કલાક ગુજરયો નહીં તેટલાંમાં તો વાંચનાર મને દુરાઝો અને તે ગ્રીક છોકરા સાથે મારાં હાટેલના ઓરડામાં મીઠાઇ મેવાના એક મુબારક નાસ્તા ઉપર બેઠેલો જુએ છે ! દુરાઝોએ મેં તેને કીધેલો ગેરઇનસાફ ઘણી ખુશીથી—મને માફ માંગ્યા દીધા વના માંફ કીધો છે. તે કેહે છે કે તેની સામેના પુરાવા એવા ઓસ્તવાર હતા કે મેં તેને તકસીરવાર માંન્યો એ બીલકુલ ખુદરતી હતું, અને તેથી મારે માંફ માંગવાની અગત ન હતી; અને જ્યારે કોર્ટ લોકોની મુબારબાદી ને ખુશાલીનાં પોકારો વચ્ચે છોડીને દુરાઝો ત્યાંથી ચાલતો થયો ત્યારે તે પાધરો મારી સાથે મારાંજ મકાંનમાં આવ્યો,

ને ત્યાં એક શુશ્યાંણા સુફ્રા ઉપર એ નાપસંદ ગઇ ગુજરી અ-મોએ વીસારવા માંડી.

પણ એ તેની સઘલી ખુશીને દરમ્યાંન દુરાઝોનું મન તેનાં મનમાં ન હતું. તેનું સઘલું ધક ધ્યાંન ખુબસુરત લીઓનોરાની ભય ભરેલી માંદગીના ખ્યાલોમાં રોકાઇ ગયું હતું, અને તે એ દેલ-રૂબાનોજ વીચાર કરતો હતો—તેટલાં તે હોટલના એક નોકરે આવી મને ખબર આપી કે કોઇ બુઢો યુરોપીયન એક જવાંન બાંનુ સાથ મને મલવા માંગે છે. આ પેગામનો હજી તો હું તેને જવાબ આપું તેટલાં ધસારો કરીને એક જવાંન અબલા તે ઓરડામાં ધસી આવી, ને બીજીજ પલે લીઓનોરા હરખના એક પોકાર સમેત દુરાઝોના હાથમાં આવી પડી, કે જ્યારે ભલા જડજ વીલમોટે શેકહેંડમાં મારો હાથ ચાંપીને પકડયો. હવે સઘલાંના ચેહેરા ખુશીથી ચમકતા હતા. આ નાહના કરૂણારસ નાટકનું આ હવે તમામ સુખી સેવટ હતું!

પણ જસટીસ વીલમોટ અને ખુબસુરત લીઓનોરા હયાં કેમ આવવા પામ્યાં તે આપણે ટુંકમાં તપાસી જઇએ.

જસટીસ વીલમોટે મને કહ્યું હતું તેમ લીઓનોરાએ પોતાની માંદગી વચ્ચે પોતાના પરણેતર ભરથારને ખુંની તરીકે કબુલ રાખવાને વીશ્વાસના સઘલા ભારથી ના પાડી. તે એક બાહાદુર વ્હાંણનો પેહેલવાંન હતો—ખુંની એલકાબનો પણ ઉંચ ખવાસનો ને ભીતરે સખી દીલગુરદાનો ચાંચ્યો સરદાર હતો એ સઘલું તેણીએ કહ્યું કે માનવાજોગ હતું, પણ તે એક હીચકારો લ્યાંનતી ખુંની હોય તે માનવાને તે પાકજાદ નેકજાદ વફાદાર અબલાએ ધીક્કારથી ના પાડી એટલુંજ નહીં, પણ તેને ખુંની ઠહાવનારાઓના ડોલા કાઢી લઇ પગતલે ભચડવાને પોતાની દેવાંન્યતની માંદગી વચ્ચે તે હીંમતવાન અબલાએ કસમો લીધા!

એ સઘલાંમાં તે સુંદરીના સર્વોતમ પ્યારની સંપુર્ણ પરીક્ષા હતી. એક પાક પ્યાર કેવો વીશ્વાસુ, કેવો સાચ્ચો, કેટલાં ખરાં દીલનો હોય છે તેનું એ એક જોવાજોગ ચીત્ર હતું. ઓરત વીશે ને ઓરતના ગુણ અવગુણો વીશે બાહોસ લખનારાઓથી ઘણું લખાયું છે, પણ લીઓનારા જેવી વફાદાર મોહબતમય માહાબુબોના પવીત્ર પ્યાર ઉપરથી તેઓની વફાદારીનું વીવેચન કોઇ કાબેલ કલમબાજ કદી

કરવા બેસે તો રંગીન એબારતના અસરકારક સફાઓ ભરી દેવા છતાં તે તેમને પુરો ઈનસાફ આપી શકે એ મારાં માન્યામાં આવતું નથી.

પોતાના ભરથારને ખુંની નહીં માનવાને સુંદર લીઓનોરા પાસે સબબ, સાંધણુ કે સાહદત ન હતી, ને તોબી તે તેને એક ખુદાઇ વીશ્વાસથી નીરદોશ માંને તેજ શું બતાવે છે? તે ગોયા એક તેણીનો ધરમ—ફરજ નહીં પણ ધરમનો આપણુને ખ્યાલ પેદા કરે છે. ધર્માંધ ઝનુનીઓ વારંવાર નહીં માન્યામાં આવે એવું ધરમને નામે ચાલુ થયલું ખોટારૂંબી ધરમમાં માંની આંધલા અવીચારથી તાબેદારીનું સર ઝોંકાવે છે, તે જો ભુલ હોય તોબી પાપ નથી.—તે ભુલમાં ખુદા તરફના સાચ્ચા ભાવનો ભેલ આવે છે વાસ્તે બાજે વખત તે ભુલ એક આશીરવાદ થઇ પડે છે, ને તેવા એક પુજ્ય-પવિત્ર આશીરવાદથી જવાંન લીઓનોરા રગેરગ ભરેલી હતી!

પણ જસટીસ વીલમોટનું મત એ ન હતું. તે તો દુરાઝોને ખુંનીજ માંનતો હતો, તોપણ લીઓનોરાની તરફનો તેનો અથાગ ચાહા તેણીના ભલા વીચારમાં કચરો નાંખવાને તેને મના કરતો હતો.

અંતે લીઓનોરાની માંદગીમાં રફતે રફતે સુધારો થવા લાગ્યો, ને તે સુધારા સાથે તેણી ટઅર લઇ બેઠી કે તેણીને દુરાઝો પાસે લઇ જવી.

"હું માંનું છું મારા કાકાજી," તેણી જસટીસ વીલમોટને ગલાંમાં હાથ નાંખીને વારંવાર સમજાવતી હતી—"હું માંનું છું કે સેવટની ઘડીએ બી મારો ભરથાર નીરદોશ ઠડવાનો; તેટલા વાસ્તે મને તમે લઈ જાઓ કે તે મુબારક પલે તેને મારી મુબારકબાદીઓથી હું વધાવી લેવું, કેમકે તેનાપર મેલાયલા આ ગજબનાક આરોપે તેના આગલા વાંકો મારી નજરમાં તમામ બેહસાબ બનાવી દીધા છે. એમ કરતાં જો ત્યાં ગયા પછી ખુદાએ મારાં કરમમાં જખમાવનારી નાસીપાસીજ મેલવવાનું લખ્યું હશે—એટલે જો દુરાઝોને ફાંસીની ટેપ મલશે તોબી તે પલે હું ત્યાં હોવશ તો તે મારા નીરદોશ વાહાલાને સબુરીના સુખનોથી હીમત આપશ, ને આ ઠગારી જેહાનથી વાશો ઉઠાવતાં ખુદા તરફનો તેનો વીશ્વાસ તે નહીં ભુલે તેની હું સંભાલ રાખશ."

આવી દલીલોથી જસટીસ વીલમોટનું તેને લઈ આવવાનું અંતે મન થયું. વલી તબીઓએ કહયું કે તેણી જેમ તેમ સાહજી થતાં એ ખ્યાલપર દીલ લગાડી બેઠી હતી માટે જો તે ખ્યાલ નહી પુરો પાડવામાં આવશે તો તેણી નાસીપાસીની મારેલી મરી જશે, અને તેથી તેઓએ નિકલવા તૈયારીઓ કરી.

પણ એજ વખતે તેઓને એક વધાઇનો પેગાંમ મલ્યો, ને તે દુરાઝોનાજ સંબંધમાં હતો. તે દુરાઝોની સ્વભુમી તરફથી આવ્યો હતો, ને તેમાં જણાવ્યું હતું કે દુરાઝોનો એક કાકો ત્યાં વગર વારસે મરણ પાંમવાથી દુરાઝો તેની સઘલી બેશુમાર મીલકત દોલત ને એક માનભરેલા ખેતાબનો માલેક થયો હતો, માટે જો દુરાઝો નીરદોશજ ઠરે તો આ વધાઇથી તેને બેવડી મુબારકબાદી આપવા તેઓ બેવડી ખુશીથી આવ્યાં હતાં.

અને તેઓએ આવતાંને વાર શું સાંભલ્યું? એજ કે દુરાઝોનો બાહોરમત છુટકારો થયો છે, અને તે લ્યાંનતના અપરાધનો બીજો ખરો તકસીરવાર ધારાની ચુંગાલમાં ફસ્યો છે!

---

## પ્રકરણ ૧૬૪ મું.

### હોમલો ખુંધો અને સોહલુ દમણયો.

જેમ દુ:ખ આવે છે તો સામટું આવે છે તેમ સુખ આવે છે તેબી સામટુંજ આવે છે. દુરાઝો હવે ધનવાંન થયો હતો—તેના બેરોનેટ કાકાનાં મરણથી એક મોટી વારસીક આવક સાથે તે સર ફ્રેડરીક દુરાઝો થયો હતો, અને તેથી જોકે હવે તેને પેલા છુપ્યા ખજાંનાની જરૂર ન રહી હતી, તોપણ તેણે જ્યારે તે વીશેની સરકારમાં ખબર આપી ત્યારે સરકારે તેને તે દોલતનો અરધો હીસ્સો ઘણાં માન સાથે બેનાયત કીધો. એ હીસ્સામાંથી મને મારો ભાગ આપવાને દુરાઝો ઘણોજ બજીદ થયો, પણ જે સબબોથી મેં આગલ ના કહ્યું તેજ સબબોથી હમણાં પાછી ના પાડી.

એ સઘલા સુખી ફેરફારોના સબબે લીઓનોરાને પાછી તનદરોસ્તીની અસલ તેજદાર તાજગીમાં આવતાં હવે વખત લાગ્યો નહીં. તનના અને મનના સુધારા સારૂ બાહોસમાં બાહોસ તબીબો

મહીનાના મહીના સુધી જે નહીં કરી શકયા હતા તે એ સુખી ફેરફારે હવે સેહેજ દીવસોમાં કરી આપ્યું !

જસટીસ વીલમોટ પણ આ સુખી ફેરફારથી ઓછો ખુશી હતો નહીં. તે પોતાની જઇઝીમાં નવેસર પાછો જવાંન થયો. તેણે ગઇ ગુજરીપર ઢાંકપીછોડો કીધો, ને તેની લીઓનોરાને પરણી જનાર કોનસ્ટેનટાઈન કેનેરીસ ચાંચ્યો સરદાર દુરાઝો નીવડયો હતો તે વાત શરમના મારેલાએ તેણે જાહેરમાં આણી ન હતી, માટે આ વખતે તેની તે સંભાલ ઘણી કામ આવી. સઘલાં હસી ખુશી સાથે કલકતા વીદાય થયાં, જ્યાં જસટીસ વીલમોટ નોકરીથી રીટાયર થયો, અને પછી સર્વે દુરાઝોનાં વતનમાં રવાના થયા.

તેઓને મારાથી છુટું પડતાં ઘણું લાગ્યું. તેઓ સઘલાં મને કુટુંબના એક પેરે ચાહતાં હતાં, માટે ઘણા આગ્રહથી તેઓ ત્યાંજ રેહેવાનું ઠડાવે અથવા હીંદુસ્તાંનમાં પાછા ફરે ત્યાંવેર મારી ખબર અંતર રોજ ત્યાં લખવાને તેઓએ ઓજરખાહીથી માંગી લીધું.

વાંચનારે સમજવું કે એ સઘલું કાંઇ એકજ દીવસમાં બન્યું ન હતું, પણ વાંચનારનું ધ્યાંન હું મારી વારતાના એક બીજા બનાવ તરફ ખેંચું તે આગમચ એ હાથ ધરેલી બાબદનું સેવટ જેમ બને એમ ટુંકમાં આપી દેવાના એરાદાથી મેં સઘલું એકઠું લખી દીધું છે. દુરાઝોના સંબંધમાં બનેલા બનાવોનું એ સંતોશકારક સેવટ આવવા પછી મને ચંદરનગર જવું હતું. મેં આગલ મારા મીત્ર મીનોચેહેર પર એક કાગલ લખ્યું હતું, જેમાં તેણે તે ચાંચ્યાઓનાં વ્હાણપર કેદ પકડાવા આવતા કોરજી શેઠને મારી ચીઠી ઉપરથી બચાવ્યો હતો તેનો ઉપકાર માંની તે ચીઠીનો ભેદ વીગતે સમજાવ્યો હતો, ને પછી સોહલું દમણ્યાનું અને હોમલા ખુંધાનું શું થયું હતું તે પુછયું હતું. આ કાગલનો જવાબ આવ્યો હતો. મારા મીત્રે લખ્યું હતું કે તે મારાં ભેદમાં લખેલાં કાગલથી અચરત થયો હતો, પણ કાંઈખી કાવત્રું ચાલે છે એમ સમજી જઇ શકયો હતો. તે પછી તેણે કોરજી શેઠની બોટમાં સોહલુ દમણ્યાને તરત ઓલખી કાઢયો હતો, કારણ કે વાંચનારને રોશન છે કે સલાદીનના ગોઝામાં મીનોચેહેર જયારે હતો ત્યારે એ સોહલુ દમણ્યાને તે બદમાસની ટોલી સાથે ઘણો મોટો સંબંધ હતો. એ ઉપરથી દમણ્યાને ઓલખીને તેણે કોરજી શેઠની બોટ પાછી ફેરવાવી, અને પછી તે વ્હાંણને

તો બચાવી લેવા મેં લખ્યું હતું તેથી સલાદીન લુટારાની ટોળી માંહેલા એક તરીકે તેણે દમણ્યાને ધારાની ચુંગાલમાં સપડાવી દીધો.

પણ સોહલુ દમણ્યાએ તે વાંહાંણુ વીશેનો બી ભડકો ફોડી દીધો, ને તેવામાં હોમલો ખુંધો ત્યાં જઇ લાગ્યો તેનેબી સપડાવી દીધો. ત્યાર પછીથી તે બંને લુચ્છાઓ જેલમાં સબડતા હતા, ને બીજા આંઠ દીવસમાં વડી અદાલતમાં તેઓની મોટી તપાસ થવાની હતી. આ તપાસ વખતે હાજર રેહેવાને મારા મીત્ર મીનોચેહરે મને અગત કરીને લખ્યું હતું. "કદાચ એ અગતના કેસમાં તમારી સાક્ષીની જરૂર પડશે," મીનોચેહરે ઉપલાં કાગલની સેવટે લખ્યું હતું, "ને તેથી તમો તે તપાસના વખતની લગોલગ બી અતરે આવો તો ઘણુંજ સારૂ—હું હાલ એક લંબાણ રજાપર તેહેમીનાને લઇ અતરે આવ્યો છું, અને એક બંગલો લઇ રહયો છું. તેહેમીની તબીયત ઠીક રહી નહીં, વાસ્તે તમો આવો તો આપણાજ બંગ-લામાં જરૂર બા જરૂર કરી આવજો, તમોને મલવાને અમો બંને ઘણાંજ આતુર થઇ રહયાં છીએ"—અને તેથી એ કાગલને અનુ-સરીને દુરાઓને લગતા બનાવોની ખટપટથી પરવારયા કેડે તુરત હું ચંદરનગર ગયો.

ત્યાં જવામાં મારી બીજી બી એક મકસદ હતી. હું જાંણુતો હતો કે હોમલા ખુંધાપર તેમજ સોહલુ દમણ્યાપર એવા ગંભીર આરોપો હતા, કે જો તેઓને એકદમ ફાંસીની ટેપ નહી મલે તોબી ઘણાં વરસની—કદાચ જીંદગી સુધીની સખત મજુરીની ટેપ તેમને ફરમાવામાં આવશે. તેઓ સલાદીન જેવા મોટા લુટારાના મલત્યા હોવા ઉપરાંત એક ચાંચ્યા લુટારાના મલત્યા સાબીટ થશે, ને ત્યારે પ્રજાની સલામતી ખાતર તે બદમાસોને નીશંક એવી કોઇક સખત સજા થશે. તેવા વખતમાં જો દીલનો પસ્તાવો શરૂ થશે તો તેઓ —અને અક્સર કરીને હોમલો ખુંધો મને મારા જનમને લગતો ભેદનો પરદો ખુલી આપશે એવી મને ઉમેદ હતી. તે લુચ્છાના હાથમાં તેની ચાવી હતી એ તો વાંચનારે જોયું હશે કે માનવામાં હું ભુલ કરતોજ ન હતો, પણ હવે તે ભેદ ખોલવાની તેને ફરજ પડે એવી કાંઇક તકની જે ધીલ માત્ર હતી, ને તે તક હવે અંતે આવી છે એમ મને લાગતું હતું. શું હું એ મારી મુરાદમાં—મારી

સર્વોતમ-મારી આખી જીંદગીની એ સૌથી અગતની મુરાદમાં ફાવશ?

* * * *

હું ચંદરનગર પોંહોંચ્યો ત્યારે રાત થઇ ગઇ હતી, માટે રાતો-રાત જઈને મીનોચેહરને હરકત કરવા મને ગમયું નહીં, તેથી તે રાત તો મારા સદાના સરેસ્તા પ્રમાણે એક ઉતારૂખાનામાં તોડી પાડી, ને બીજે દીને હું સહવારના મીનોચેહેરને જઇ મલ્યો. તેણે ત્યાં મને દીલોજાંનીથી આવકાર દીધો, ને તેવાજ આવકારમાં તેની મોહોરદાર તેહેમીના જેને હવે હું 'બેહન' કરી કેહેતો હતો તેણીએ ભાગ લીધો. તે જવાંન અબલાપર મેં કરેલાં હેસાંનો તે વીસરી ગઇ ન હતી. તે હજી યાદ કરતી હતી કે મેં કેટલા મોટા જોખમો વચ્ચે તેણીને સલાદીનના ગોફામાંથી બચાવી હતી—અને છેલ્લે તેણીના ખાવંદને તેની નેક મુરાદમાં ફતેહમંદ કરી આપવામાં બી મારો હાથ હતો તે પણ તે અબલા ભુલી જઇ શકી હતી નહીં.

એટલા માટે તે ધણી ધણીઆંણીએ પોતાનાં મકાનમાં મને આપેલો આવકાર તમામ દીલોજાંનનો જોસ ધરાવનાર હતો, અને વલી રાતોરાત હું ઉતારાખાનાંમાં ગયો, ને તેઓનાં ઘેરને લોકાઇ સમજીને મારૂં નહીં ગણ્યું તેથી તેઓ મારાસે ઘણાં નારાજ થયાં. એ પછી તુરતજ તે ઉતારૂખાનાંમાંથી મારો સામાન મંગાવી લે-વામાં આવ્યો, અને હું તેઓ સાથે તુરત વેલા ઠર પડયો.

મેં તે કેદીઓને લગતા મીનોચેહેરને કેટલાક સવાલો પુછ્યા, અને વલી હોમલા ખુંધાને સજા થવાથી હું શું ઉમેદ રાખતો હતો તે પણ મેં તેને કહ્યું. વાંચનાર જાંણે છે કે તેને મેં મારી હકી-કત અવલથી આખેર સુધી બ્યાંન કરેલી હતી, ને મારાં માબાપ વગેરેને લગતો ખુલ્લાસો સોધવાને તે મારા બાબમાં મારા જેટલોજ ખંતી હતો.

મીનોચેહેરે જવાબમાં જણાવ્યું કે તેણે હોમલા ખુંધાપર જે-લનાં માણુસો મારફતે તપાસ રખાવી હતી, વાસ્તે આટલા અરસામાં તે એટલું જાંણી શકયો હતો કે તેણે એક કાગલ રૂપાંબાઇપર, બીજો કોરજી શેઠપર, ને એક ત્રીજો દાદીબાપર લખીને તેમને ઠે-કાંણે ટપાલ મારફતે મોકલી આપ્યા હતા. "તે કાગલોપરથી આટલું તો સીધ્ધ થાય છે," મીનોચોહેરે કહ્યું, "કે એ લુચ્છાને દાદીબા

સાથે કાંઇ છુપી મજબુત સમજાવત છે, કેમકે દેખઇતી રીતે આ સંકડાંમણુમાં તેની મદદ માંગવાને તેણે એ કાગલ તેના જોગો લખેલો છે, પણ તેને માહાભારત સજા થતાં તે બીહીને તમો ધારો છો તેવા ખુલાસા આપી દેશે એ વાત મારાં માનવામાં આવતી નથી. એમ કરતાં તેનો વખત આવતાં શું થાય છે તે આપણે ધીરજથી જોઇશું."

* * * *

તે લુચ્છાઓની તપાસનો ઠહાવેલો દીવસ ઉગ્યો, ને હું મીનોચેહેર સાથે કોર્ટમાં હાજર થયો. મીનોચેહેરનો મોટો ઓહ્દો અને અધીકાર સૌને રોશણ હતો, ને તેથી તે મને જ્યાં પોતા સાથે લઇ જતો ત્યાં તેના સબબે મને બી ઘણી હોરમત મલતી. તેજ પ્રમાણે જ્યારે અમો કોર્ટમાં હાજર થયા, ત્યારે અમોને એક ઉંચા પલાટફારમ ઉપર બાહોરમત બેસાડવામાં આવ્યા.

ત્યારબાદ કાયદાનું કામ ચાલ્યું. કેદીઓને હાજર કરવામાં આવ્યા, ને મેં જોયું કે સોહલુ દમણ્યો આટલા દીવસમાં તદન હાલહવાલ થઇ ગયો હતો, કે જ્યારે હોમલો ખુંધો તો વધારે કદરૂપો અને કદરબીહામણો થયો હતો.

કોર્ટમાં ઠેઠમાર લોક એકઠું થયું હતું. મરનાર લુટારા સલાદીનના મલત્યાઓનો કેસ હતો એમ જાંણુવાથી લોક તુટી પડયું હતું. અમને અમારી બેઠકપર બેઠેલા જોવાને બી લોક ઘણા પછારા મારતું જણાતું હતું, કેમકે ત્યાં વાત થઇ હતી કે સલાદીનને જે બે આસામીઓએ મલીને કેદ પકડયો હતો તે અમો બંને હતા.

તે બંને કેદીઓ સાંમે જે ગંભીર આરોપો ખુદ સરકાર તરફથી રજુ થયા તે અત્રે પુરી વીગતે વરણુવવા જરૂર નથી. તેઓને ખુદ ખુંનીઓની સંપના એટલે ખુંનીઓ ઠહાવામાં આવ્યા, ને તેઓની જીંદગી જડજ ને જુરીના અભીપ્રાયની દોરીના આધારપર લટકી રહી હતી. સોહલુ દમણ્યાપર તો એ બધા ખ્યાલો અને તેનાં દેખઇતાં પરીણામની જીવલેણુ ધાસ્તીથી એટલી બધી અસર થઇ કે તે પાસેની બાસ્તીપર અરધો બેભાંન–બેહોસ જેવો પડી ગયો, પણ હોમલો ખુંધો રીસાયલા ફુગાયલા દેડકા જેવો દમામમાંજ ઉભો રહયો ને પોતાના હમશરીકનાં એ 'હીચકારાંપણાં' ને 'નબલાઇ' તરફ પ્રગટ ખીજવાત ને ધીક્કારની આંખે તેણે જોયા કીધું.

અંતે કેસની જુબાંની પુરી થવા પછી કેદીઓને તેઓના બચાવમાં શું કેહેવું હતું તે ધારા પ્રમાણે પુછવામાં આવ્યું. પ્રથમ એ સવાલ સોહલુ દમણ્યાને જડજે કીધો, ને તેણે પોતાની સઘલી તકસીર કબુલ કરી ધ્રુજતા હાથે કોર્ટને પગે પડી તોતરી બોબરી જબાંને કોર્ટની 'માફી અથવા માફી નહીં તો રેહેમદીલી' ચાહી. તે પછી તેજ સવાલ હોમલા ખુંધાને કરવામાં આવ્યો, અને તેણે વાંક કબુલ કરવાને બદલે કોર્ટ આગલ પોતાનો બચાવ સઘલાઓની ઘણી અચરતી વચ્ચે ભારે હીંમતથી નીચે પ્રમાણે રજુ કીધોઃ—

"ખુંની લુટારા સલાદીનની ટોલી સાથ મેં એક વાર કામ પાડયું હતું," તેણે કહ્યું, "અને બીજીવાર દરીયાઇ ચાંચ્યાઓની મદદ લીધી હતી એ મારી તકસીર હું ના પાડતો નથી, પણ તેથી એ તકસીર મને મોટી સજાને લાયક કાંય ઠડાવી આપે તે હું જોઇ અથવા સમજી શકતો નથી. મને હમણાંજ કાયદો સમજાવામાં આવ્યો કે એવા ખુંની લુટારાઓની ટોલી સાથે જે કોઇ કોઇ બી મકસદને અરથે સંબંધ રાખે તે મોહતની સજાને લાયક થાય છે, પણ તોબી કાયદામાં ઇનસાફ જોઇએ, ને ઇનસાફમાં દયા જોઇએ, વાસ્તે વીચારવંત દયાની આંખે તમો જોશો તો મારા અપરાધમાં એટલું બધું પાપભરેલું કાંઇ નથી. હું તે બંનેની ટોલી સાથે મલી જઈ કોઇના જીવપર ટાંપ્યો નથી. હું તો મારી જુદીજ મકસદસર તેઓસે મલી ગયો હતો, અને તે જુદી મકસદમાં પઇસા પડાવી લેવાના હેતુથી વધારે કાંઈ હતું નહીં. એટલાવાસ્તે મને એજ મારા વાંકની વાજબી સજા થવી જોઇએ. આ મારી સાથનો બંધવો"— અને હયાં ખુંધાએ દમણ્યાપર ઘણાજ ધીક્કારની નજર નાંખી, કેમકે તેણે બધા વાંકો કબુલ કરી હોમલાને આબાદ સંદોવી આપ્યો હતો,—"એ બંધવો તો સલાદીનની ટોલી માંહેલો એક લુટારોજ હતો, ને તેઓના જેવીજ મકસદથી તે ટોલીમાં આમેજ થયો હતો; પણ મારા પોતાના બાબમાં તો તેવું કશું ન હતું, વાસ્તે ઉમેદ છે જે કોર્ટ મને તેનો લાભ આપશે, ને મને ટપ મારવા આગમચ દયાથી વીચાર કરશે."

આ હોમલા ખુંધાનો બચાવ હતો. તે એવી સીફતથી તેણે આગમચથી મનમાં ઘડી રાખ્યો હતો તેજ તે કેવો લટખટ લુચ્છો હતો તેનો વધારે કરીને ખ્યાલ પેદા કરી આપે છે. એ બચાવની કુમ-

કપરજ તે તોરમાં ને તુમાખમાં રહયો હતો—કે જ્યારે સોહલુ દમણ્યો બીહીતો ધ્રુજતો થરથરતો હતો !

હવે જડજે જુરીને 'સમ અપ' કરી આપ્યું. તેણે કહ્યું કે "બીજા બંધવાનો બચાવ તદન નાપાયદાર છે એમ કેહેવાઇ શકાય નહીં, તોપણ તે કહે છે કે તે દલીલ કબુલ કરતાં બી તેની તકસીર ઘણી મોટી છે. તેણે એક આબરૂદાર કુટંબને એવા નાતરસ કંગાલોને હાથ સપડાવ્યું, ને પછી જબરીથી તે પોતાની જે બુરી ધારણા—પછી તે નાણાં સંબંધી કે કોઈબી—હોય તે અમલમાં લાવતે તો તે ધોલે દીવસે રસ્તાપરના એક લુટારાનાં કરમ કરતાં બી વધારે જબુન વધારે પાપી ને વધારે નીચ કરમ ગણાવું જોઇએ. એ તો તે કુડુંબનાં સારાં નસીબે મને ઓલખાવામાં આવેલા આ લાયકીવાલા બાહોસ જવાંને—" અને નામદાર જડજે મને બતાવ્યો—"તકસર ને ટાંકણાસર મોટા જોખમ વચ્ચે જઇને તેમને બચાવ્યાં તેથી તેઓ બચ્યાં, નહીં તો એ બદમાસ ખુંધો પોતાની મતલબ બર લાવતે ખરો ! એટલા વાસ્તે એવી કીસમના તકસીરવારોને પ્રજાની સલાંમતીને વાસ્તે મોહતની અને મોહતની નહીં તો ખચ્ચીત ઘણી સખત સજા થવીજ જોઇએ એવું મારૂ મત છે."

તે પછી જુરીએ ત્યાંજ એક મત થઈ બંનેને તકસીરવાર ઠડાવ્યા, એટલે જડજે દમણ્યા તરફ જોઈને કહ્યું:—

"પેહલા બંધવા, કોર્ટની નજરમાં તું તકસીરવાર ઠડી ચુકયો છે, અને તુંને તારા તે સઘલા મોટા વાંકો માટે મોહતની સજા થવી જોઈએ, પણ તું તારા ગુનાહની ઘણી તોબ્જેસ કરતો જણાય છે, અને તેં તારો વાંક એકદમ કબુલ કરી જેમ તારા બાબમાં તેમજ બીજા બંધવાના બાબમાં કોર્ટને ઘણી સવલતા કરી આપી છે, તેથી તારા ઉપર દયા કરવાને કોર્ટ વાજબી જુએ છે; એટલાવાસ્તે તને મારવી જોઇતી મોહતની ટેપ ફેરવીને હું જનમ ટેપની સજા કરૂં છું. તું મરી જાય ત્યાંસુધી તુંને પ્રજાની સલાંમતીને ખાતર છુટો નહીં મુકવામાં આવશે, ને કોઇ બી કેદખાંનામાં સખત મજુરીની મેહેનત સાથ તારી બાકીની જીંદગી સુધી તુંને પુરી મુકવામાં આવે એ કોર્ટની તુંને સજા છે."

સોહલુ દમણ્યો આ સજા સાંભલતાં એક સરદ હાય મારી અરધા બેભાંન હાલે ભોંયપર તુટી પડયો.

"બીજા બંધવા," જડજે હવે હોમલા ખુંધા તરફ જોઇને કહ્યું, "તારો વાંક ઘણો મોટો છે, ને તને બી મોહતની સજા ઘટે છે, પણ તેં કરેલા બચાવમાં જે થોડું ઘણું વજન છે તેનો તને લાભ આપવા કોર્ટ ખુશી છે. એટલા વાસ્તે તુંને હું વીસ વરસનાં સખત કેદખાંનાની સજા ફરમાઉં છું."

તુરત બે સીપાઇઓએ હોમલા ખુંધાનાં ખભાંપર હાથ નાંખ્યો, ને તેને તેમજ તેજ રવેસે તેજ વખતે દમણ્યાને ઘસડીને ત્યાંથી બાહેર લઇ જવામાં આવ્યા.

એ રીતે મારા બે કરપીણ શત્રુઓની કારકીરદીનું મેં ધાર્યું કે સેવટ આવ્યું. તે બંને બદમાસ હતા—બંનેએ મને ઘણી બે-જારી આપી હતી—દમણ્યાએ બબે મરતબે મારા પઇસા ખાઇ બેસી મારાપર હાયવેલા પડાવી હતી, ને હોમલો મારો જીવ લેવા પણ ટાંપ્યો હતો—ને તે સઘલાં પાપોની તે બંનેને અંતે આજે વાજબી અને લાયક સજા થઇ હતી! 'કર ને જો' હયાંજ છે તેના આથી સરસ પુરાવા શું જોઇએ?

એમ છતાં હું ખરાં દીલથી ખુશ હતો કે તેઓની સાંમે મને સાક્ષી આપવી પડી નહીં—તેઓ પોતાના વાંક નામુક્કર નહીં ગયા એટલે મને સાક્ષી આપવાની જરૂર રહી નહીં—ને તે રીતે મારી શીરીનના સાવકા બાપ સામે ને તેણીની માનીતી માના ગમે એવા પણ ભરથાર સામે સાક્ષી આપી તેને સજા કરાવાની નાપસંદ ફરજમાંથી મારો બચાવ થયો. તે ઉપરાંત વલી તે બંને કરપીણો ગમે એવા મારા શત્રુ હતા તોપણ તેમને મોહતની સજા નહીં થઇ તે ઉપર બી હું ઘણો રાજી થયો. મોહતની સજાનો મને ધીક્કાર છે તે વાંચનારને રોશણ છે, ને તે સજા મારા શત્રુઓને થાય તો બી હું તે પસંદ કરૂં નહીં એ તો વાંચનારને મારી લાગણીઓનો જે અભ્યાસ છે તેને આધારે તેઓ તુરત કબુલ કરી મને ઇનસાફ આપશે.

---

## પ્રકરણ ૧૬૫ મું.

### 'કવાબમાં હાડકું.'

કેસ તમામ થતાં છેક સાંહજ થવા આવી, ને મીનોચેહેરને તે સાંહજે કાંઇક બાહેર કામ હતું, માટે બંગલામાં રાત્રે મલવાનું જણાવી

તે મને કોર્ટ આગલ છોડી ગયો. તે પછી હું એકલો ફરવા નિકલતો હતો તેટલાં પોલીસના એક સીપાઇએ મારા હાથમાં એક ચીઠી સેરવી દીધી, ને તે તુરત ચાલતો થયો. તે ચીઠી મેં અચરતી વચ્ચે ઉંઘાડીને વાંચી. તે પેલા સોહલુ દમણ્યાની લખેલી હતી. તે ટુંકમાં હતી, ને તેમાં કાલાવાલાથી માંગી લીધેલું હતું કે આવતી કાલે સહવારે દશ કલાકે મારે તેને તેનાં બંદીખાંનાંમાં મલવું, કે જ્યારે મારા લાભની કાંઇક ઘણીજ અગતની વાત તે કેહેશે. આ ચીઠી દમણ્યાએ પોતાનું મોહત ચેતીને આગલથી લખી રાખી હશે, ને કેસ ચુક્યા પછી તે મારા હાથમાં મેલવામાં આવે એવી સઘલી ગોઠવણ રાખી હશે એ તો હું સઘલું તુરત બરાબર સમજી જઈ શકયો. વલી તે લુચ્ચો મારા લાભની વાત કેહેવા માંગતો હતો, પણ તે કહીને પોતાનો લાભ પણ સાંધવા માંગતોજ હોવો જોઇએ એ અનુમાન બી કાંઇ મુસકેલ ન હતું. એમ છતાં મારાં માબાપને લગતી છુપી વાત જે જાંણવા ને સમજવાને મારો જીવ સદાનાં તરફડયાં મારતો હતો તેજ તે કેહેવાનો હશે એમ માનવાને મને હરખ-ઉમંગ લાલચ થઇ. હોમલાએ દમણ્યાને વીશ્વાસમાં લીધો હતો અને તેથી તે વીશ્વાસમાં તેણે તે મારે લગતી સઘલી હકીકત તેને બ્યાંન કરેલી હોવી જોઇએ એમ મેં ખાત્રીથી માન્યું.

ત્યારે અંતે હવે હું મારાં જીગરની મોતેબર મુરાદ બર લાવવાની અણી ઉપર આવ્યો હતો! આખર ત્યારે તે ભેદનો પરદો ઉંચકાવાનો સુભાગ્ય સમો માંથે આવ્યો હતો!

એ સઘલા હર્ષીત વીચારો વચ્ચે હું ચાલતો હતો, તેટલાં એક ગલી આગલથી પસાર થતાં હું દાદીબા સાથે સાંમસાંમો મલી ગયો! તે મને જોઇને ચોંકયો, હું તેને જોઇને અચરત થયો, પણ તરત મેં જોયું કે હોમલા ખુંધાપરનાં સંકટનાં વાદલના સબબેજ તે અત્રે આવેલો હોવો જોઇએ, ને તેજ સબબે વલી પાછું નક્કી થતું હતું કે તે હોમલાના દાબમાં કોઇબી કારણથી જબરો દબાયલો હતો.

"હોલો કાવલા, કાવસ," દાદીબાએ બેદરકારીનું ડોલ ઘાલી મને જોતાં ઉભો રહી કહ્યું, "તું અહીં કેમ?"

"હું અહીં કેમ તે તમોને તો ખબર હોવુંજ જોઇએ," મેં કાંઇક ખીજાજથી કહ્યું.

"હં: હા, મેં સાંભલ્યું હતું કે પેલા હોમલા ખુંધાના કેસમાં તારી સાક્ષીની કદાચ અગત પડશે," તેણે કહ્યું, "પણ આપણે રસ્તાપર શું કામ તે વાત કરીએ? હું જે હાટેલમાં ઉતરયો છું તે પાસે છે, ત્યાં જઇ નીરાંતે બે ઘડી વાત કરીએ."

મને બી એજ જોઈતું હતું, ને તેથી તે શું કેહેવા માંગે છે તે જાંણુવાને આતુર હું તેનાસે ચાલ્યો.

હાટેલમાં જઇ તે મને પોતાના રૂમમાં નહીં લઇ ગયો; વેટરને કોઇ બીજો ખાલી ખાંનગી રૂમ બતાવા તેણે કહ્યું, ને ત્યાં જ્યારે અમો જઇ બેઠા ત્યારે તેણે પાછી વાત છેડી. "તું કયાં ઉતરેલો છે?" તેણે મમતાની કાલજીનો દેખાવ કરી પુછયું.

"હું મારા મીત્ર માઇસોરના પ્રધાન મીનોચેહેર સાથે તેઓના બંગલામાં છું," મેં કહ્યું.

"અને અહીં કયાંસુધી રેહેવાનો એરાદો છે?" તેણે પાછું પુછયું.

"એ તમારા સઘલા સવાલોના જવાબો આપવાને હું કાંઇ બંધાયલો નથી," મેં કહ્યું, "કેમકે ચાલી ચલાવીને ખાંનગી વાત કરવા તો મને સામા તમે અહીં તેડી લાવેલા છો, તોબી તમારાસે બેઅદબ થવાને મારૂં દીલ થતુંજ નથી, એટલે તે જવાબો આપવાને હું ના પાડતો નથી. હું અહીં કયાંવેર રેહેવશ તે હું પોતે બી જાંણુતો નથી. મને આજેજ તે બે કેદીઓમાંથી એકની ચીઠી મલી છે—આ રહી તે,"—અને હયાં મેં દમણ્યાની ચીઠી ભોલાં દીલથી દાદીબાને વાંચવા આપી.

તે વાંચતાં દાદીબાનાં મોંપરથી પાછો રંગ ઉડી ગયો, ને તે ફીકકો પડી ગયો.

"અને એ ચીઠીની રાહે તું દમણ્યાને મલવાનો વીચાર રાખતો હશે?" દાદીબાએ પાછું પુછયું-

"હા, દમણ્યાનેજ નહીં પણ હોમલા ખુંધાને બી મલવાનો મારો એરાદો છે," મેં કહ્યું, "કેમકે દાદીબા શેઠ હું ઉમેદ રાખું છું કે મારાં સામે થયલાં કાવત્રાંઓનો હવે મુદ્દો પકડાવાનો વખત છેક નજદીક આવ્યો છે. હું અત્યાર આગમચ એટલું તો ખાત્રીપુર્વક જાંણી ચુકયો છું કે ઠગારો હોમલો ખુંધો મારો મામો છેજ નહીં—"

"નહીં?" દાદીબાએ ગભરાઇને કહ્યું, "એ તેં કેમ જાંણ્યું? શું તે લુચ્છાએ તુંને તે કહી દીધું?"

"તેણે મને નહીં કહ્યું," મેં કહ્યું, "પણ મને જોવા વગર તે તેણે બીજાને કહ્યું, ને મેં તે કાંનોકાન સાંભલ્યું, પણ હવે તે પછી તો હું જાંણુવાને વધારે ખંતી થયો છું કે કોણુની પાપભરી સમજાવતથી ને ઉસ્કેરણીથી ત્યારે તે મારા મામાનો ભાગ ભજી બતાવવા બાહેર પડયો હતો. તે મામાનાજ ઠગાઇભરેલા અધીકારથી તમારા અમલ હેઠલ મને મેહેલ્લાશાહા શેઠના બંગલામાંથી લઇ જવા પાંમ્યો હતો, વાસ્તે હવે તે બધાં પાપનો ઘડો ભરાઇ રહયો છે, અને તે ફુટી જવાનો સમો પાસે આવ્યો છે."

હું એટલું ઉસકેરાઇને બોલ્યો, ને દાદીબા મારા સાંમેથી ફરી ગયો. તેને મને મોં બતાવા ગમ્યું નહીં કે શું ?

પણ પોતાનાં મનનું એકાદ બે પલમાં સમાધાંન કરી તે પાછો મારા ભણી ફરયો, ને ધીમા—ખોખરા અવાજે બોલ્યો, "પણ એ બધી વાત સાથ મને શું નીસબત છે? હું સદા તારાં ભલાંમાં છું વાસ્તેજ કાલજી કરીને મેં તુંને એ સવાલો પુછ્યા, બાકી બીજી મતલબ કશી નથી."

"મતલબ ઘણી છે," મેં મારી નજર તેના તરફ ટીકેલી રાખીને કહ્યું. "તમો શું હજી મને નાધલું બચું સમજોછ, સાહેબ? શું હું તમારો સઘલો ગભરાત જોઇ શકતો નથી—પાંમી જઇ શકતો નથી ?"

"મને હમણાં તો કામ છે," તેણે હવે ઉતાવલમાં વાત ફેરવી કહ્યું, "આપણે ફરીથી મલશું, અને એ વીશે ધીરજથી વાત કરશું. હું મેલાપને માટે વખત ને જગ્યા બેઉ નકકી કરી મીનોચેહેરના બંગલામાં તારાપર લખી વાલશ."—અને તે મારા જવાબને વાસ્તે ખોટી થયા વના મને ઝડપથી છોડી ગયો.

હું નાસીપાસ થઈ ત્યાંથી બાહેર નિકલ્યો, ને હાટેલમાંથી બાહેર જવા કરતો હતો, તેટલાં મને મારો આગલો શેઠ દાકટર નસરવાંનજી નવરોજજી મલ્યો. વાંચનાર એ ડાકટરને વીસરી ગયાં નહીં હોય. એ તેજ ગ્રહસ્થ હતો કે જેનાં મકાંનમાં મારી વ્હાલી શીરીનની બેહેન પીરોજા હક થઇ હતી, ને જયાં પીરોજાને શીરીન સમજી મેં તહરેવાર વેદનાઓ ખમી હતી.

તેણે મને જોયો, ઓલખ્યો, ને તુરત મારી પાસે આવ્યો. તેણે જોયું કે હવે હું છેક હલકી પંકતીનો નોકર ન હતો, ને તેથી તે

તુરત મારા સાથ ભેલાઇ ગયો. તે પોતાનાં કાંઇ કામસર તે શેહેરમાં આવેલો હતો, ને દાદીબાવાલાંજ હાટેલમાં ઉતરેલો હતો. તેણે મને પોતાના રૂમમાં બોંહસ કરી બોલાવ્યો, ને પોતે એકલોજ હતો ને સોહવાતું ન હતું વાસ્તે ઘણી બોંહોસથી પોતા સાથે મને જમવા થોભાવ્યો. મેં ઘણી ના કહી, કાંયકે દાદીબાની ભેદભરેલી—લગભગ ઠગાઇભરેલી ચાલથી મારૂં દીલ ખાટું થઇ ગયું હતું, ને મને કશું ગમતું ન હતું, પણ તે બોંહસીલો ગ્રહસ્થ સમજ્યો નહીં, એટલે અંતે મારી વાટ નહીં જોવાનું મીનોચેહેરપર કહાવી હું ત્યાંજ રહયો.

તહરેવાર આગલી પાછલી ગુફ્તેગોમાં રાત વીટી જતાં વાર લાગી નહીં, ને જમીને દસ વાગ્યા પછી હું તેને ત્યાંથી બાહેર પડયો. હું ચાલતો મીનોચેહેરના બંગલા તરફ જવા નીકલ્યો.

મારો રસ્તો જેલપરથી જવાનો હતો, ને તે ગંભીર દેખાવની ભયભીત ઇમારત પાસથી પસાર થતાં અંદર પડેલા હીણાં કરમના કરપીણો માટે મને ત્રાસ થયા વના રહયો નહીં. એ વેલાએ મારા ખ્યાલમાં હોમલો ખુંધો ને સોહલુ દમણ્યોજ હતો તેટલાં તે જેલની ઉંચી સીડીપરથી ઉતાવલમાં એક સખ્શ ઉતરયો, ને ઘણી ઝડપથી સીધો ને સીધો મને જોયા વગર મારા પાસથી ઝપાટામાં ચાલી ગયો.

તેણે મને નહીં જોયો, પણ ચંદણીના શરૂ થતા ફીક્કા પ્રકાશ વચ્ચે મેં તો તેને બરાબર જોઇ અને ઓલખી લીધો. તે દાદીબા હતો!

તેના આંગ ઉપર એક મોટો જાડો ખમ્બર ઓવરકોટ ઓઢેલો હતો, ને વલી ઇંગ્લીશ કાલી કાંણ્યા ટોપી પેહેડી લીધેલી હતી. એવી રીતે તેણે પેહેરવેસ બદલેલો હતો, તોપણ તે ઉંડા વીચારમાં ને ઉતાવલમાં મારી એટલી નજીકથી પસાર થઇ ગયો કે તે જે એક પલ મારાં જોવામાં આવ્યો તેટલામાં મેં તેને આબાદ ઓલખી લીધો!

પણ આવી મોડી રાત્રે તે જેલમાં કોણુને મલવા આવેલો હોવો જોઇએ? તેને એવી મોટી રાત્રે જેલમાં દાખલ કેમ કીધો હશે? શું મારી ભોલાઇમાં દમણ્યાની બતાવેલી ચીઠીથી તે ચોંકયો હતો, અને તેથી સહવારના મારી પાસથી કોઇ મેહેરબાંની માંગી લઇ તેના અવેજમાં તે મને સઘલો ભરમ ફોડે તે આગમચ તે પોતે તેને ચુપ કરવા ગયો હતો? દમણ્યાએ મને તેડયો, તો તે મી-

નોચેહેરનો સરકારમાં ભારે લાગવગ ને તેના સાથની મારી ઘણી જીવેજાંન દોસ્તીની વાત જાંણીનેજ હોવું જોઈએ; ને તેમજ હોય તો મારૂં કામ કરી આપી જે લાલચની તે મારાથી આશા કરે તેજ દાદીબા પણુ તેને બજાવી આપી શકે ખરો! તે બી મીનોચેહેર જેટલોજ—બલકે મીનોચેહેરથી વધુ ધનવાન ને વગદાર હતો. તેના તો ઠેકાંણે ઠેકાંણે બંગલા ને વાડી વજીફા હતા. મેહેલાશાહા શેઠની બેશુમાર દોલતને આધારે તે બહુ વધી ગયો હતો, ને જ્યાં હોય ત્યાં એક મોટો શેઠયો ગણાતો હતો, તો પછી પોતાનાં જરનાં જોરે મને માહત કરવા—મને નાસીપાસ કરવા તે શું નહીં કરી શકે એમ હતું?

મેં નાસીપાસીથી માથું કુટયું. મેં જોયું કે મારી ભોલાઈની નાદાંન્યતમાં દાદીબાને દમણ્યાની ચીઠી બતાવી, તથા મારી મકસદો કહીને સાંબી મારી મકસદો મેં ઉંધી વાલી દીધી હતી! તેણે દમણ્યાને અને ખુંધાને રાત ને રાત મલીને મોટી મોટી આશાઓ આપી હશે, ને મારી સાંમે પોતાની પક્ષમાં તેઓને પાછા જીતી લીધા હશે!

એ બલાપો કરતો હું બંગલે પોંહોંચ્યો. ત્યાં મીનોચેહેર ને તેહેમીના મારી રાહ જોતાં વાંચતાં બેસી રહેલાં હતાં. મેં તેમને સઘલી કેફીયત બ્યાંન કરી (કેમકે મેં ઉપર કહ્યું તેમ મારી કાંહાંણી અવલથી આખેર સુધી તેઓને જરાકે જરાક ખબર હતી) ને તેઓબી મારીજ પેઠે સમજી શકયાં કે દાદીબાએ મારા બાબમાં મારી ભોલાઇનો લાભ લઇ વલી કાંઇ રાતોરાત નવું જુનું કરી નાંખ્યું હતું.

એમ છતાં બીજી સહવારે દમણ્યાએ માંગેલી મુલાકાત આપવાની મને મારા મીત્ર મીનોચેહેરે ભલાંમણ કરી, ને તે મુલાકાતનું શું પરીણાંમ આવે છે તે જોઇ આગલ વીચાર કરવાનું અમોએ નક્કી કીધું. તે પછી મેં મીનોચેહેરને તેની લાયકીવાલી બાનુંનો મારા બાબમાં તેઓ જે અનેક દીલસોજી બતાવતાં હતાં તે માટે ઘણો આભાર માંન્યો, અને બીજી સહવારનો ઉગતો સુર્ય મારે માટે કેવી રીતના ખુલાસાઓનો ઉજાસ લઇ આવે છે તે જોવા ને જાંણવાના ઉમંગ ને નાસીપાસીના ડર વચ્ચે અમો અમારા ઓરડાઓમાં રાતોરાત તો વગેસગે થયાં.

## પ્રકરણ ૧૬૬ મું.

### નાઉમેદી અને એક નવી ગોઠવણ.

હું મારાં અનુમાનમાં ખરો પડયો. બીજે દીને સહવારે ઉઠીને જયારે હું બદમાસ સોહલુ દમણ્યાને જઇ મલ્યો, ને તે મારા લાભનું શું કેહેવા માંગતો હતો તે જાંણવાની તેનાથી તલબ કરી ત્યારે તેણે ચોખ્ખા કાને હાથ મેલ્યા. તે મને સઘલું જણાવે તે માટે તેને થયલી સજામાં મારા મીતર મીનોચેહેરના ભારે લાગવગથી ભારે ઘટાડો કરાવી દેવાની બી મેં તેને લાલચ બતાવી, પણ તે લુચ્છો રાહે ઉતર્યો નહીં. તેણે ખોલ્લેખોલ્લું મને કહી દીધું કે ગઇ કાલે તેને જે માહાભારત સજા થઈ તેથી ગભરાઇ જઈને તેણે મને ચીઠી લખી તેડાવ્યો હતો ખરો, પણ ત્યાર પછી ‘એક બીજા વગવાલા ગ્રહસ્થે’ તેની મુલાકાત કરી તેજ તેનું કામ કરી આપવા કબુલ કીધું છે, એટલે તેને હવે મારી ગરજ રહી નથી, ને તેથી તે મને જે કેહવાનો હતો તે કેહેવાની અગત બી રહી નથી.

આ તેના નાગા જવાબ—નહીં તામોસ થાય એવી પાક બેહયાઇ ને નફ્તાઇથી મને જેટલો ગુસ્સો અને નાસીપાસી તેટલીજ અચરતી બી પેદા થઇ. ‘દોરડી બલે પણ વલ નહીં મુકે’ તેમ આ બુરો દુન્યાથી બાકાત અને રદબાતલ થઇ ગયો હતો, એટલુંજ નહીં પણ મનની ચિંતા ને ધસકધાસ્તીના સબબે તમામ મરેહાલ જેવો બની ગયો હતો, તોપણ પોતાના સ્વાર્થનું એકલપેટાપણું ને લુચ્છાઇ હજુર તે વિસારી શકયો ન હતો! મેં તેને ઘણો પટાવ્યો -ઘણો સમજાવ્યો—ઘણો ધમકાવ્યો. મેં તેને જણાવ્યું કે હવે તે ઝાઝું જીવે એવું લાગતું નથી, ને તેણે મને આગલ ઘણો સતાવેલો છે, વાસ્તે તે પાપોની મરવા પેહેલાં તોજેશ કરી લેવાના હેતુથી તે મારે લગતું જે જાંણતો હોય તે તેણે મને કહી દેવું જોઇએ, કે જેથી હું તેને માટે મારી સરેસ્તાની બંદગીમાં સારી દુવાઓ માંગું, પણ તે કરપીણ મારી એ સમજાવતના જવાબમાં પોતાના આવાં દુ:ખ વચેબી બેસીને સાંમો મારૂં પાકી આવે તેમ ખડખડ હસ્યો!

અંતે તેના તરફથી હું તમામ નિરાશ થઇને બાહેર પડયો, ને જ્યારે તે ખોહારીનં ધામ–જેલ–હું મુકી જવા કરતો હતો તેવામાં

હોમલા ખુંધાનો 'ચોખો ચાંપી જોવા' મને મન થયું. મને લાગ્યું કે કદાચ જો દાદીબાએ તેને આ તેની આફતમાં ખરતોજ કીધો હોય, તો તે રાહે ઉતરીને જે બાબદો જાંણવા હું બલી મરતો હતો તેના ખુલાસા આપે—પણ નહીં. હું સદા એ લુચ્છા વિશે જેમ મારી ભોલાઇમાં ભુલીને ભોલવાતો હતો, તેમજ આ વેલાએ બી બન્યું. તેને બી દાદીબા મલીને સઘલું 'સાતરે સાત' કરી ગયલો હતો, એટલે તેણે બી મને તેવા ખુલાસા આપવાને તુચ્છકારથી-તદન ધીક્કારથી ના પાડી. "તું મને બતાવે છે તેથી દસ ઘણી—દસ હજાર ઘણી બેહેતર લાલચ બતાવે," તેણે તો કહ્યું, "તોબી હું તારા વીશે જે જાણું છું તેની વરાલ વટીક તારા આગલ કદી કાઢું નહીં એટલો બધો હું તુંને ધીક્કારૂં છું. તું મને તારો મામો સમજતો હતો તે ભાડુતી મામા થવાના મારા દહાડાઓ વહી ગયા છે, કેમકે મેં ગઇ કાલેજ સાંભલ્યું કે હું તારો મામો નથી એ વાત એક એતેશ્રાકથી તુંને જણાઇ ચુકી છે. હવે તેથી જ્યારે તારા મામા તરીકે નહીં ત્યારે તારા શત્રુ તરીકે મને ઓલખજે."

"પણ એટલું બધું શા કાજે ?" મેં આ કપટી ચંડાલનાં કપટ ઉપર કમકમીને કહ્યું; "મેં કોઇ દહાડો તને જરાએ નુકસાંન નથી કીધું તોબી—"

"નુકસાંન નથી કીધું ?" તેણે ખીજવાતથી કહ્યું. "જ્યાં હોય ત્યાં મારી એકેએક મકસદમાં આડો આવીને તે ધુલ મેલવનાર તું નહીં તો બીજો કોણ ચંડાલ ? સલાદીન સાથનું મારૂં સાટું ધુલ મલ્યું—દુરાઓ સાથનાં મારા ખરચેલાં નાણાં પાણીમાં ગયાં ને છેલ્લે વલી નફામાં હું આએ ફેજે પોહોંચ્યો તે બધામાં તારો નહીં હાથ તો બીજા કોણનો છે ? વાસ્તે નીકલ મારી સામેથી-નીકલ નહીં તો હું એક લાત મારશ."

હું વધારે થોભ્યો નહીં. તે નાતરસ ચંડાલની તાંણાંજાંણી સામે નીરૂપાય હું ગુપચુપ ત્યાંથી બાહેર નિકલ્યો, અને દાદીબાને વિશ્વાસમાં મેં દમણ્યાની ચીઠી બતાવીને સઘલું ઉંધું કરી મેલ્યું તે મારી નાદાન્યતપર મેં ભારે અફસોસ કીધો.

એ અફસોસે મને તમામ આજેજ કરી મેલ્યો. દમણ્યાની એક્લપેટાઇથી ને ખુંધાની નહીં ઘટતી તાણાંજાંનીના કડવાસથી મને એટલું બધું દુ:ખ ઉપજ્યું કે રસ્તે જતાં મારી અરધી રડેલી

આંખમાં ચકકર અને અંધારાં આવવા લાગ્યાં, જેથી પાસેજ એક કેમીસ્ટ ( દવાવાલા )ની દુકાંણુ હતી તેમાં જઇ બાજુએ મુકેલી એક ખુરસીપર બેસી જયા વના મને ચાલ્યું નહીં.

તે દુકાંણુમાં એકાદ બે ધરાકો હતાં, અને મારો જીવ ઠડતાં તેઓપર મારી સેહેજ નજર ખેંચાઇ, તો તેઓમાં એક તો મેં જોયું કે વલી દાદીબાજ હતો! દાદીબાને તે દુકાંણુવાલો કાગલમાં વિંટાલીને કાંઇ નાધલી દવાની સીસી આપતો હતો, અને જ્યારે તેણે તે તેને દવાખાનાંની ટેબલની પેલી બાજુએથી લાંબો હાથ કરીને આપી, ત્યારે તેણે તે કાંઇ એવી તો ઉતાવલથી–પ્રગટ ગભરાત, અથવા ધાસ્તીની ઢપે એવી તો ઝડપથી લઇને ગજવાંમાં સેરવી દીધી કે એ તેની હીલચાલ ઉપર હું કાંઇક અચરત થયો. તે પછી દાદીબા જાંણે હજી ગભરાયલોજ હોય તેમ આગલ પાછલ જોવાવના ધસારાબંધ દુકાંણમાંથી બાહેર નિકલી ગયો, અને મારી ખાત્રી થઇ કે તેણે મને જોયોજ ન હતો.

તે પછી તે દુકાનદાર ફાલતુ પડતાં મારા પાસે આવ્યો ને મને શું જોઇતું હતું તે પુછ્યું. મને ખરેખર તો કશુંજ જોઇતું ન હતું, કેમકે હું તો ફકત મારાં ઉસકેરાયલાં મનનું સમાધાન કરવા ત્યાં બેસી ગયો હતો, પણ એમ ફોકટયાં ધરાક તે ગરીબરા દુકાંણુદારને પાલવે નહીં એમ સમજી મેં એક સોડાની સીસી લીધી જે પીને પૈસા ચુકવ્યા, ને પછી હું ત્યાંથી બાહેર પડયો.

મારૂં ઘણું મન થયું કે જવા પેહેલાં દાદીબા કેઈ દવાની સીસી લઇ ગયો હતો તે પેલા કેમીસ્ટને પુછી લઉં, પણ તે અસભ્ય લાગવાના ડરથી મેં નહીં પુછ્યું, અને પછી દાદીબાનો તે ગભરાત કદાચ મનનો ખાલી ખ્યાલજ હોશે એમ માંની તે વાત હું વીસરી પણ ગયો.

હવે હયાંથી પાધરો હું મારા મીતર મીનોચેહેરને જઇ મલ્યો, ને હોમલા ખુંધા ને સોહલુ દમણ્યા સાથની મારી મુલાકાતનું નાસીપાસી ભરેલું સેવટ તે ઘણી ઘણીઆંણી આગલ વીગતે બ્યાંન કીધું. તેઓએ તે ઘણાં ધ્યાંનથી સાંભલ્યું ને તે વીશે અમોએ તહરેવાર વાતો ચલાવી.

“હવે મને એક જુદોજ વીચાર આવે છે,” મીનોચેહેરે તે વાતચીતને દરમ્યાંન કહ્યું. “મારી તો હવે તમામ ખાત્રી થાય છે

કે એ બંધે લુચ્ચાઓની જાંણમાં તમારે લગતી કાંઇ ઘણીજ અગતની વાત છે ખરી. પણ તે વાતમાં દાદીબાને દેખાઇતી રીતે કોઈ એવો સંબંધ છે કે તે કેહેવાથી તેની કશી બી ખરાબી થાય છે. એટલાવાસ્તે દાદીબા આપણને ફાવવા દેવાનો નથી, અને તેથી જે ઉપાય હવે આપણા હાથમાં છે તે એ કે દાદીબાને પોતાને એક થાપ આપવી."

"અને તે કેમ ?" મેં કાલજીથી પુછ્યું.

"તે એમ કે દાદીબા જે હાટેલમાં ઉતરયો છે તેજ હાટેલમાં તમારાં કેહેવા પ્રમાણે પેલો કોઇ ફ્રેંડ ડાકટર નસરવાંનજી બી ઉતરેલો છે, વાસ્તે આપણા કાસમ સાથે આપણે તે ડાકટરપર થોડીક ફ્રુટ ભેટ મોકલી તેને કેહેવાડયે કે તમો આજે અહીંથી ઉપડી જાઓ છો તેની સલામમાં તે ફ્રુટ મોકલી છે."

"પણ ત્યારે તો તે વાત દાદીબા હોટેલમાં હોય ત્યારેજ થવી જોઇએ ?" તેહેમીનાએ સુચવ્યું-

"હા," મીનોચેહરે કહ્યું ; "એટલુંજ નહીં પણ કાવસનાં અતરેથી ઉપડી જવાની એ ખોટી વાત ડાકટરને કાસમ કહે તે દાદીબા સાંભલે તેવીજ તક લેવી જોઇશે. તેથી થશે એમ કે દાદીબા તદન નભરવસ થઇ જશે, ને પછી કદાચ પેલા કેદીઓને પડતા નાંખીને અહીંથી જતો બી રેહશે. હવે તે એમ મેદાંન ખાલી કરી જશે, તો આપણે દમણ્યાને તેની સજા ઘટાડી આપવાની લાલચોથી સેહેલથી જીતી શકશું."

"પણ ત્યારે તેટલાં મારે કયાં રેહેવું ?" મેં પુછ્યું.

"તે વાત બી મારાં ધ્યાંનમાં છે," મીનોચેહરે કહ્યું. "હયાંથી બે માઇલપર એક મારા અતલગના યુરોપ્યન ફ્રેંડનો ફરનીશડ બંગલો છે, જે ઘણી એકાંત પણ ખુશનુમા જગ્યામાં આવેલો છે. તે યુરોપ્યન ફ્રેંડ પોતાનાં ફેમીલી સાથે હાલ હવાના ફેરફાર સારૂ કલકતે ગયલો છે, ને તે બંગલો પોતાના વિશ્વાસુ એકાદ બે નોકરોને હસ્તક આપી તેની દેખરેખ હું અહીં રહું ત્યાંવેર મને સોંપી ગયો છે. એ બંગલામાં તમો હાલ તો જઇને રહો, ને થોડા દહાડામાં ખુદા ચાહશે તો કાંઇ નવો રંગ આવી જશે. ત્યાં તમોને એકાંત તો લાગશે, પણ ત્યાં વાંચવાનું બીસ્યાર છે, ને વલી બંગલાનો કંપાઉંડ ઘણો મોટો ને મજાની ઘટાથી ઘેરાયલો છે, એટલે તેમાં ફરવાનું બી

પુરતું છે. તે કરતાં હું અને તેહેમી અવારનવાર ત્યાં આવતાં જતાં રહીશું તેથી બી તમોને ઘણું સોહવાઇ જશે."

મીનોચેહેરની આ સઘલી કીમતી સલ્લાહો માટે મેં તેનો ઘણો ઉપકાર માંન્યો, અને તેજ સાંહજે તે બંગલામાં જઈ રેહેવાને મેં તૈયારી કરી. તે પછી જ્યારે હું ચંદરનગર છોડી જાઉં છું એવી વાત દાદીબાને કાંને લાવવા સઘલું જોઇતું શીખવી ભણાવીને હાવકા કાસમને દાકટર નસરવાનજીને કુટ આપી આવવા મોકલી આપ્યો, ત્યારે મીનોચેહેર પોતે બીજા હાથપર ગાડી જોડાવીને મજકુર બંગલો જેનું નામ 'એકોરન વીલા' કરી હતું તે મારે સારૂ ઠીક કરાવા ગયો.

તેઓમાંથી પેહેલાં કાસમ પાછો ફરયો. તેણે કહ્યું કે નસરવાંનજી દાકટર હાટેલની ટેબલપર જમવા બેઠેલો હતો, ને તેની પાસેજ દાદીબા હતો જેથી મેં તેને જે કહ્યું તે દાદીબાએ બી ચીંગો થઈને પણ ઘણાં ધ્યાંનથી સાંભલી લીધું હતું! આ સમાચારથી અમો ઘણાં રાજી થયાં, ને જ્યારે મીનોચેહેર પાછો ફરયો ત્યારે તે બી તે વાત સાંભલી ખુશી થયો.

અંતે સાંહજે જ્યારે ટ્રેનનો ટાઈમ હતો તેજ અરસામાં મીનોચેહેરની પોતાની ગાડીમાં હું તેની સાથે બેઠો, અને એક મોટી લંબાણ મુસાફરીનો સઘલો ખરો દેખાવ કરવાના હેતુથી ગાડીનાં ટાપપર અને કોચબાકસપર ભાટયાંપોત્યાં કપડાંચપડાં બીછાંણાં વગેરેનો સરસરંજામ બંધાવી લીધો, જે પછી અમારી ગાડી હાટેલના રસ્તાપરથી જેમ થવું જોઇએ તેમ પસાર થઇ ગઇ.

દાદીબા હાટેલના કેટલાક ઉતારૂઓ સાથે હાટેલનાં ચોગાંણમાંજ ઉભેલો હતો. તે શું ખામખા મને જતો જોવા ને પોતાની ખાત્રી કરવાજ ઉભો હતો?

ગમે તે હોય, પણ તેણે અમોને જોયા ને તે છતાં નહીંજ જોયા હોય તેમ તે સાવચેત લુચ્ચો તુરત અખાડા કરી ગયો. તે પછી ગાડીની પીઠના કાચમાંથી અમોએ ભરાઇને જોયું તો ગાડી જ્યાંવેર તેની નજરે આવી ત્યાંવેર તે ટીંગાઈ ટીંગાઇને જોતો હતો. ખરેખર હવે તેની ખાત્રી થવામાં કશી બાકાત ન હતી કે દમણ્યા ને ખુંધાથી તદન નાસીપાસ થઇને હું તે નાસીપાસીની ખફગીમાં ચંદરનગર એકદમ છોડી ગયો હતો!

# પ્રકરણ ૧૬૭ મું.

## 'એકોરન વીલા.'

મીનોચેહેર મને જે રાત્રે તે સુખદાયક બંગલામાં છોડી ગયો તે પછીની બીજી સવારે જ્યારે ઉઠીને તે બંગલામાં હું ફરયો, તેના કંપાઉંડમાં લટાર મારી, ને તેની આસપાસનો ખુશનુમા દેખાવ જોયો, ત્યારે ખરેખર હું ખુશ થઇ ગયો. સઘલું શાંત અને સ્મશાન જેવું એકાંત હતું, તોપણ લીલોતરી ભરેલાં ઝાડપાન વગેરેથી અને બંગલાનાં રોણકદાર ટેસ્ટફુલ ફરનીચરથી ત્યાં રેહેવાને મને તે વખતે એવું તો ખુશ લાગ્યું કે ત્યાં વરસ દહાડો એકલો પડી રેહતાં બી હું કટાલું એ મને અસંભવીત જણાયું.

તે બંગલો મેં ચોમેર ફરીને જોયો. તેની ત્રણ બાજુએની બારીએથી ખુશનુમા દેખાવો જોવાના હતા, પણ પાછલી બાજુ જ્યાં મારો બેડરૂમ હતો તેની સામેની નાની વાડની પછવાડે એક કબરસ્તાંન આવેલું હતું. ત્યાંના નોકરો—કે જેઓ હું તે બંગલાનો માલેક પોતે હોઉં તેટલું બધું મને અદબથી માન આપનારા ને તાબેદાર હતા તેઓ—થી પુછીને તલ્લાસ કરતાં મને જણાયું કે એ કબરસ્તાંન તો ફકત ગરીબ અને ઉતરતી પંકતીનાં લોકો માટે હતું, કે જ્યારે ઉંચે વાંધેનાં યુરોપ્યન અને દેશીઓ માટે તો એક બીજું મોટું ઘોરસ્તાંન શેહેરના જુદા ભાગમાં હતું.

તે દીવસ પસાર થઇ ગયો. ત્યાં મીનોચેહેરનાં જણાવ્યા મુજબ વાંચવાલાયક ઇંગ્રેજી પુસ્તકોની કશી કમી ન હતી, એટલે ફરવાહરવા અને વાંચવા લખવામાં તે દીવસ સેહેલથી નિકલી ગયો. બીજે દીને મીનોચેહેર ને તેહેમીના સાંહજે મારી મુલાકાતે આવ્યાં, ને રાતના જમીને પાછાં ગયાં. તેઓ બે ખબરના સમાચાર મને કેહેતાં ગયાં. એક તો એ કે દાદીબા હજી ત્યાંજ પડેલો હતો, ને બીજી એ કે હોમલો ખુંધો બંદીખાનામાં માંદો પડેલો હતો.

એ બેમાંથી પેહેલા કરતાં બીજા સમાચારથી હું વધતો ગભરાયો. મને ભય થયો કે જો હોમલો ખુંધો એમને એમ તાકો ઘડી કરી દે તો મને મારે લાગતી હકીકત કેહેનારું તેના જેવું કોઇ રહે નહીં, કેમકે દમણ્યા કરતાં ખુંધો ઘણું વધારે જાંણતો હતો એ તો તદન

દીસ્તુંજ હતું. તેણે મને હરકાટી કાઢયો હતો, ને તે પોતે મારા વિષે જે જાંણુતો હતો તે કદીબી નહીં કેહેવાનો પોતાનો ઠડાવ જાહેર કર્યો હતો, તોબી મને ઉમેદ હતી કે તે મોડેવેહલે ઠેકાંણે આવશે, ને એ ધાતકી ઠડાવ ફેરવશે; વાસ્તે તેની માંદગીના સમાચારથી મને ફાલ પડે એ સ્વભાવીક હતું.

પણ મીનોચેહરે એ મારા ગભરાતથી હસીને મને જણાવ્યું કે તેની માંદગીમાં જીવ જેવું કશું ન હતું. જેલના સુપ્રીંટેંડંટની મારફતે પોતાના વગથી તે એ કેદીઓની સઘલી હીલચાલથી તે વાકેફ થતો હતો, વાસ્તે ખાત્રીપુરવક જાંણી શકયો હતો કે તે માંદગી જીવ વગરની હતી.

તેઓનાં તે રાત્રે જવા પછીના બીજે દીવસે મને તે બંગલાના એકાંતવાસમાં ગમ્યું નહીં. તેઓ મને પોતાના સહવાસની ગઇ રાત્રે ગમત આપી ગયાં હતાં તેથી તેનો અનુભવ થવા કેડે હવે મને તે એકાંતવાસ કરડવા આવ્યો. વાંચવા લખવાપર દીલ ન લાગતાં મારાં ભવીશને લગતા હજારો ખ્યાલો પર મારૂં મગજ દોડયા કીધું, ને આગલા પાછલા વિચારોએ મને ઘણો ગંભીર ને નાઉમેદ કરી મેલ્યો.

એ પ્રમાણે વલી બીજો એક દીવસ ગયો, ને ત્રીજે દીવસે સહવારના હું નાસ્તાપર બેસવાની તૈયારીમાં હતો, તેટલાં બારીમાંથી મેં દુરથી મીનોચેહેરને મારતે ઘોડે બંગલા તરફ આવતાં દીઠો. તે અઠંગ ઘોડેસ્વાર હતો એ તો વાંચનાર જાંણે છે, કેમકે સલાદીનની ટોલી સાથના તેના સંબંધની વારંવાર યાદ આપવાની કશી અગત નથી; એટલા વાસ્તે તે ઘોડેસ્વાર આવ્યો તેપર હું અચરત નહીં થયો, પણ તે મારતે ઘોડે આવતો હતો, ને વલી આવાં તડકાંમાં—મુલાકાતના કવખતે આવતો હતો તેથી કશું બી નવું જુનું થવાનો મને એકદમ ભય થયો.

હું તેને હેઠે લેવા દોડયો.

“મારા વ્હાલા મીતર,” મીનોચેહરે ઘોડાપરથી ઉતરી મારો હાથ પોતાના હાથમાં લઇ દાદર ચઢતાં ચઢતાં કહ્યું—કે જ્યારે તે જે તેજી જનાવરપર સ્વાર થઇ આવ્યો હતો તેને તે મકાંનના માલેકના એક ઘોડાવાલાએ નીકલી આવી પોતાના હવાલામાં લઈ લીધું હતું—“વ્હાલા મીતર બાજે વખત જે વાતનો ખ્યાલ થતાં તદન નહીં

બનવા જેવી સમજી આપણે હસી કાઢીએ છીએ તેજ અચાનક ખરી થવા ને ઠડવા પાંમે છે, તેમજ તમારા બાબમાં બન્યું છે. ગઈ પરમ દીને હોમલા ખુંધાની સેહેજ બીમારીની વાત કરતાં તમોએ તેનાં મરણનો ભય બતાવ્યો હતો, ને મેં તમોને હસી કાઢ્યા હતા ત્યારે મને જરાબી વકી ન હતી કે તે તમારો ભય એટલો જલદી ખરો પડવાનો છે, અને તોબી અંતે તેમજ થયું છે."

"ત્યારે શું હોમલો ખુંધો ગુજરયો?" મેં તમામ નાસીપાસીની દુ:ખભરી ફાલ ખાઇ કહ્યું.

"હા," મીનોચેહરે મારા સાથ માલપરના દ્રઇંગ રૂમમાં જઇ એક સોફાપર બેસતાં મને ધીરજ આપી કહ્યું. "ખુદાના બનાવો આગલ આદમીનો ચારો નથી. મરનારે પોતેબી પોતાનાં મોહતની એવી ઉતાવલી વકી ન રાખી હશે."

"તે કયારે ગુજર્યો?" મેં હોમલા ખુંધાથી રાખેલી મારી સર્વોતમ હવાઈ આશાનો આવો અધુરે નાશ થઈ ગયલો જોઇ નાઉમેદીની ઘણી ગમગીનીથી પુછ્યું.

"ગઈ રાત્રે મધરાત પછી," મીનોચેહરે કહ્યું.

"પણ મરતી વખતે કદાચ તે મારે લગતું કાંઈ કહી ગયો હોશે?" મેં હજી બી ઉમેદભર પુછ્યું; "મોહતનો ડર ખાઈ પસ્તાવામાં કદાચ તે કાંઇ ખરા ખુલાસા લખી ગયો હશે?"

"કશુ એ નહીં મારા દોસ્ત," મીનોચેહરે મારી નાઉમેદીમાં ભાગ લેતાં ઘણી દલગીરીથી કહ્યું. "જેલના સુપ્રીંટેંડંટે હમણાંજ મને સઘલી વીગતો કહી, અને તેમાં તેને એ મતલબસર તપાસીને ઘણાક સવાલો મેં કીધા, પણ તેના જવાબોમાં તે મતલબનો સાર કશો નથી. તેણે કહયું કે ખુંધાની બીમારીમાં ગઇ કાલ સાંહજસુધી તો દમ જેવું કશું ન હતું, મગર રાત થતાં એકદમ ઘભરાત થઇ આવ્યો, ને મધરાતે જેલ સરજયનને આવી તપાસીને તેને મુવેલો જાહેર કીધો."

"પણ તેણે આપઘાત તો નહીં કીધો હોય?" મેં મને એકદમ ખ્યાલ થતાં વલી પુછ્યું. "કદાચ—કદાચ નહીં તો કોઇએ તેને ઝેર દીધું હોય?" મેં અચકાતાં અચકાતાં ઉમેરયું.

"નહીં, બેઉ નહીં," મીનોચેહરે કહ્યું. "સરજયને મત આપ્યું કે ખુદરતી નાતવાંનીમાં મનની ઉસકેરાયલી હાલતની બેચેની ઉમેરાવાથીજ તેનું મરણ નીપજયું છે."

"તોબી પેલા દવાવાલાની દુકાંણેથી મીનોચેહેરે એક નાખલી દવાની બાટલી—"

"મને તે વાત તમોએ કહેલી સારી રીતે યાદ છે," મીનોચેહેરે કહ્યું, "પણ તલ્લાસપરથી માલમ પડે છે કે તે રાત્રે જેલમાંથી ઉતરતાં દાદીબા તમને મલ્યો હતો ત્યાર પછીથી તે કદી જેલમાં હોમલાને મલવા ફરીથી ગયોજ નથી."

"હવે ત્યારે મારે અહીં ભરાઇ રેહેવામાં કશો માલ નથી?" મેં બીજો વિચાર થતાં કહ્યું.

"કાંય નહીં?" મીનોચેહેરે કહ્યું, "હજી દમણયો હૈયાત છે ને આપણે પેહેલાં તો તેના સાથેજ કામ લેવાના હતા કેની?"

"ઠીક છે, ત્યારે તો હજી હું થોભશ," મેં કહ્યું, "પણ વારૂં બચારા મરનારનાં રવાંનનું અહીં પરદેશમાં શું થશે?"

"શું થાય વલી," મીનોચેહરે કહ્યું, "અહીં કાંઇ દુખમું નથી એટલે દાટવામાંજ આવશે. અરે પણ વલી બીજું શું જો—આ એક કેટલો નોંધી મેલવા જોગ એતેફાક છે કે ખુંધાને આપણાં આ મકાંનની પછવાડેનાં કબરસ્તાંનમાંજ દાટવામાં આવશે! જે કેદીઓ બંદીખાનાંમાં મરી જાય છે તેમને ભુમીદા કરવાને એજ જગ્યા અતરે ઠડાવેલી છે."

"ખરેખર ત્યારે દોસ્ત મીનોચેહેર તમારૂં કેહેવું તમામ રાસ્ત છે," મેં કહ્યું. "એ એક અકસર ધ્યાંન ખેંચનારો એતેફાક થશે. એ એતેફાકના સબબે જે આસામી પોતાની જીંદગીમાં મારો હરડતો શત્રુ ને મારી સઘલી સતાવણીઓનો મુલ પાયો થઈ લાગ્યો હતો તેને જમીનમાં ગરાતાં હું જોવા પાંમશ. વલી તેના પાપી જીવ માટે મારી સુતી વખતની બંદગીમાં એ સારી દુવા માંગતી વખતે બી હું ખ્યાલ કરશ કે મારા કોચનાં સુખપદાયક બીછાંણાંથી તેનું હમેશગીનું કઠણ બીછાંણું એક માત્ર ટુંક તફાવતે દુર છે—અને એ સઘલું બેશક ખુદરતનો છુપો પણ ભેદી હાથ બતાવી આપે છે."

તે પછી બીજી વાતચીતો (એજ ગંભીર બનાવોને અનુસરતી કરીને) મીનોચેહેરે રૂખસદ લીધી, અને જ્યારે હું એકલો પડયો ત્યારે ખુદરતી રીતે મારા બેડ—રૂમની બારીએ જઈ ઉભો. ત્યાંથી સામેનાં કબરસ્તાંન તરફ નેધાહ પોંહોંચાડતાં મેં બે ઘોરખોદુઓને ઉતાવલે

કામે લાગેલા જોયા, ને મારૂં જીગર તે મારા કંગાલ શત્રુનાં આ કમનસીબ સેવટ માટે દયાના ખ્યાલોથી ઉભાઇ ગયું. અરેરે, જે પોતાની જીંદગીમાં ફક્ત પાપની મસ્તીમાં મસ્ત હતો તે મોહત આગલ લાઇલાજ થઈ પોતાની કોમની સેવટની ક્રિયા વગીકથી રદ-બાતલ જમીનમાં ગરાવા પામતો હતો એ વિચારજ શું દુઃખ પેદા કરનારો ન હતો?

તે દીને મને ખાવા વતીક ગમ્યું નહીં. તરેહવાર વાંણીઓનાં સ્વાદીષ્ટ ભોજનો હું અનામત મુકીને ઉઠી ગયો. ખુંધાની લાસપર જેલમાં જુરી ભરવાનીં હતી. જે પછી આજેજ તેને ભુમીદા કરવાની હતી, અને તેથી દર અરધે અરધે કલાકે મારી મરજી ઉપરાંત જઇને મને બેડ રૂમમાંથી કબરસ્તાંન તરફ જોવાની એક જાતની ખુદરતી લાલચ થતી હતી.

એમ કરતાં અંતે લાસને લાવવામાં આવી, ને એ ચાર જેલનાં માણસોની દેખરેખ હેઠલ કશી બી ક્રિયા વગર તેને જમીનમાં ગારી તેપર મટોડું પુરવામાં આવ્યું. હોમલા ખુંધાની મટી સાથે અંતે મટી મલી ગઇ!

હું રડયો. તે કમનસીબ કંગાલનાં મોહત પર અફસોસની હાય ઉઠાવનાર ત્યાં કોઇ હતું નહી. છતે વ્હાલાંઓએ તે નમાયો મુવો હતો. તેનાં મોહતપર ગમ કરનાર–તેના આ દુઃખભરેલાં સેવટ પ્રત્યે દયાનાં આસું ખેરવનાર કોઇ નહીં હતું, પણ એક જરથોસ્તી તરીકે તેનાં મોહતપર તેની આગલી પાછલી યાદ કરીને મારાથી રડયા વના રેહેવાયું નહીં, ને જ્યારે તેને ભુમીદા કરવામાં આવ્યો ત્યારે મેં ખરાં દીલથી તેનાં રૂવાંનપર એક ટુંક બંદગી કરી તે રેહેમી સાહેબની રેહેમ ચાહી લીધી.

---

## પ્રકરણ ૧૬૮ મું.

### એક નવો ભયંકાર ભેદ.

મોડી રાત થતાં સુધી તે દીવસે બનેલા બનાવોના સબબે મને ઉંઘની કશી તલબ થઇ નહીં, એટલે હું લાઇબ્રેરીમાં કાંઇ ને કાંઇ વાંચતો બેસી રહયો, અને જ્યારે મારા બેડરૂમમાં ગયો ત્યારે અગ્યાર વાગેલા હતા. હું ત્યાં જઇ સુવાની કશી બી તૈયારી કરૂં તેવામાં મેં

આગલી મેરથી એક ધસારાબંધ દોડી આવતી ગાડીનો ખખડાત સાંભલ્યો, ને મેં ધારયું કે વલી કદાચ કાંઇ નવું જુનું થવાના સબબે મીનોચેહેર આવતો હોય; પણ નહીં. મેં અટકલે અનુમાન કીધું કે ગાડી તો મારા બંગલાથી થોડેક દુર ઉભી રહી ગઇ,

મેં થોડીક રાહ જોઇ પણ મીનોચેહેર કાંઇ આવ્યો નહીં. એ મને ઘણું અચરતી ભરેલું લાગ્યું. આસેપાસે નજીકમાં બાજું તો કોઇનું રેહેઠાંણ હતું નહી, તો તે ગાડી કયાં ને કોણની આવી? રાતને વખતે તો ત્યાં લાસો ભુમીદા કરવાનો રેવાજ બી ન હતો, ત્યારે એ શું ?

મેં કબરસ્તાંન તરફની બારી ખોલી ને તે માંહેથી બાહેર દોકાવ્યું. રાત સીહા અંધારી હતી અને તારાઓના ફીકકા કાલા પ્રકાશમાં બાહેર કશું દીસ્તું ન હતું.

પણ તેટલાં મારૂં ધ્યાંન ખેંચાયું કે કબરસ્તાંન તરફ એક દીવો હાલચાલ કરતો હતો. પ્રથમ તો હું સમજ્યો કે તે આગ્યો કીડો હશે, પણ તેમ બી નહીં, કેમકે તે રોશણી તો થંબ પ્રકાશતી હતી. એટલાવાસ્તે મારી ખાત્રી થઇ કે રોશણીનું એકાદ ફાણુસ હાથમાં લઇને કોઇ માણુસ અથવા બીજાં માણુસો (જેમને હું અંધારાંમાં જોઇ ન શકતો હતો તે) તે તરફ હીલચાલ કરતાં હોવાં જોઇએ.

વલી મારૂં વધારે ધ્યાંન ખેંચનારૂં તો એ હતું કે એ સઘલી હીલચાલ આબાદ જે જગ્યાપર મરનાર હોમલા ખુંધાની લાસને ભુમીદા કરી હતી ત્યાંજ થતી હતી! આ તમાસો જોઇ હું ઘણોજ હેરત રહયો. મને સમજ નહીં પડયું કે આવી મોડી રાતે તેની કબર આગલ દીવા બતી સાથે કોણ આવ્યું હતું. મુવાંઓનાં તે ધામમાં કાંઇ એવું તો ભયાનક લાગતું હતું કે ત્યાં ફકત એકજ માણુસે આવવાની હીંમત કરી હોય એ મારાં માનવામાં ન આવ્યું—જોકે તે તરફ બતી તો ફકત એકજ નજરે આવતી હતી.

અંતે મારી ધીરજ હાથમાં ન રહી, ને તેથી એ શું બનાવ બનતો હતો તે જાતે જઇ જોઇને ખાત્રી કરવા હું તે તરફ જવા તૈયાર થયો. મારા પગમાં સ્લીપર તો હતાંજ—ફકત મેં દગલો ઓલવી લીધો, ને સાથે એક તૈયાર ભરેલી પીસ્ટોલ લઇ હું ઉતરી પડયો.

ઘરમાં નોકરનફરો સૌ વગેસગે થયલાં હતાં, એટલે હું વગર ઘોંઘાટ કરવે આગલું બારણું ઉઘાડી બાહેર પડયો, ને પાસેની ગલીમાંથી કબરસ્તાંનની વલાંણ લીધી.

હું જોઇતી સંભાલથી આગલ વધ્યો.

આગલ જતાં મને જમીન ખોદાતી હોય તેવો સાહાદ કાંને આવ્યો.

હું વધતી સંભાલથી આગલ વધ્યો.

ત્યાં જઇ એક ઝાડને ઓથે હું ભરાયો કે જ્યાંથી સઘલો તમાસો બરાબર મને નજરે આવ્યો.

જ્યાં હોમલા ખુંધાની લાસને ગારવામાં આવી હતી ત્યાં એક મજુર મટોડું ખોદતો હતો, કે જ્યારે બીજો તેના આગલ ફાણુસ પકડી ઉભો હતો. વલી ત્યાં એક ત્રીજો બી કોઇ હતો. તે ઇંગ્રેજી પોશાકમાં હતો. લાંબો ઓવરકોટ ને કપાલવેર ઉતરેલી કાલી કાંણ્યા ઈંગ્લીશ ટોપી તેણે પેહેરેલી હતી. તે અદબ વાલીને ગુપચુપ જે કામ થતું હતું તે તરફ જોતો ઉભેલો હતો, પણ તેની મારા ભણી પીઠ હતી, એટલે હું તેનો ચેહેરો જોઈ શકતો ન હતો.

તેવામાં તે ફરયો.

જ્યાં ખોદકામ ચાલતું હતું ત્યાં કાંઇ જોવા તે વાંકો વલ્યો, ને પછી જેવો પાછો સીધો થયો કે તુરત ફાણુસનો પ્રકાશ તેના મોંપર પડયો. બીજીજ પલે મને સરપે દંખ મારયો હોય તેમ તેનો ચેહેરો ઓલખી હું ચોંકયો. તે કોણ ?

તે દાદીબા હતો !

દાદીબા હયાં ! આવી રાત્રે ?

મુવાંઓનાં સ્મશાંનમાં તેના જેવા એક શ્રીમંત શેઠયાનું કામ શું ? મખમલી સેજપર આરામ કરવાને બદલે આ ભયભીત ધામમાં ઠંડીથી થરથરતો તે હમણાં આવ્યો હતો તેજ શું બતાવતું હતું ?

તેને ત્યાં જોઇને મારી શુદ્ધ બુદ્ધ ગુમ થઈ ગઇ એટલો બધો હું અચરતીથી બેફ્રાંમ બની ગયો.

દાદીબા તદન કંટાલેલો–આજેજ થયલો, હાડમાર થયલો જણાતો હતો. તેને પેહેલો પોતાના બે તેજી ઘોડાની ગાડીમાં મેહેલાશાહા શેઠને ત્યાં પોતાની મોહરદાર સાથે આવેલો મેં જોયો હતો ત્યારે તે જે અને જેવો હતો તેનો આજે તે પા બી હતો નહીં ! તનની

નહી પણ મનની કાંઇ રંજ અને છુપી હેજગારીઓથી તે દેખઈતી રીતે તવાતો ચાલ્યો હતો !

પણ એ બધી તપાસ કરવાનો તે વખત ન હતો. તે વખતે તો એક ભયંકાર શક—નહીં માન્યામાં આવે—નહીં અક્કલમાં આવે એવા શકે મારી રગો માંહેલું ફરતું લોહી વટીક ગોયા અટકાવી નાખ્યું.

અંતે હોમલા ખુંધાની લાસને જમીનમાંથી ખેંચી કાઢવામાં આવી. તે એક સફેદ કપડાંમાં વીટાલેલી હતી, ને તે ભયાનક લાસને જોતાં મારા ગુરા ગગરી ગયા. હું સેહેતાંનોની સંપમાં હોઉં-ભુત દાકણોના ચાલાથી ઘેરાયલો ગોયા તેઓનાંજ ધામમાં હોઉં તેવો મને ગભરાત પેદા થવા લાગ્યો. મારા હાથ થરથર ધુજવા લાગ્યા ને કપાલપર પરસેવાનાં મોટાં ટીપાં ફુટી નીકલ્યાં.

તેવામાં ત્યાં કોઇ ચોથો આવ્યો. તે મેં જોયું કે કોઇ યુરોપ્યન હતો. દાદીબા તેને જોતાંજ તેનાપર ચીરડાયો કેમકે તેણે કહ્યું તેમ તે ઘણો મોડેથી આવ્યો હતો, પણ તે નવા આવનારે બચાવ કીધો કે તે 'એક ઘરાકને ત્યાં રોકાઇ પડયો હતો.'

ત્યારે દેખઇતી રીતે આ નવો આવનાર કોઇ ડાકટર હતો.

તે આવ્યો તેવોજ પાધરો હોમલાની લાસની બાજુએ ગયો ને ગજવાંમાંથી એક પેકેટ કાઢયું. તે એક ચામરાંની કોથલી હતી ને તેમાં નાનાં મોટાં સરજ્યનનાં હથ્યારો હારબંધ ગોઠવેલાં હતાં, કે જે તે દીવાની રોશણીમાં ચકચક થતાં હતાં. તેણે તે માંહેથી એક ખેંચી કાઢયું, ને ખુંધાના હાથમાં ભોકી લોહી કાઢયું.

તે લોહી જ્યારે ઝરફતું હતું ત્યારેજ તેણે ગજવાંમાંથી વલી એક દવાની સીસી કાઢીને પેલાં માણસો પાસે ખુંધાનું મોંઢું ચીરાવીને તેમાં તે દવા નામી દીધી !

હોમલા ખુંધાને જીવતો કરવામાં આવતો હતો ! !

ત્યારે શું તે ખરેખર મુવો ન હતો? બેશક નહીં. આ સઘલો તમાસો પ્રગટ ગવાહી આપતો હતો કે નહીં. હયાં મને એક ઝપાટે દાદીબાએ ખરીદેલી પેલી દવાની શીરોઇ યાદ આવી ને હવે અનુમાન કરવાનું મુશકેલ નહીં પડયું કે તે દવાથી મોહતનો દેખાવ કરી જનમનાં બંદીખાનાંમાંથી નાહસવા ને બચવાને આ ઉપાય યોજવામાં આવ્યો હતો !

પણ કાંઇ ઉપાય જેવો ઉપાય! એ ઉપાયનો ખ્યાલ માત્ર મને મગજથી બેમગજ કરવા બસ હતો. વારતા અને કાંહાંણી કીસ્સામાં મેં જે ઘણું વાંચેલું તેજ પ્રકારનો તમાસો મારી નજરોનજર જોતાં મેં દાંતમાં આંગલાં પકડયાં!

એ ઉપાયને આધીન થવા ને કલાકો સુધી જીવતો છતાં જમીનમાં મુવા જેવો થઇને ગરાવાને હોમલા ખુંધાએ હીંમત કીધી તે હીંમત અથવા હુલ્લડાઇથી તેનાં બદમાસપણાંની હદ વલી જતી હતી!

તે એવો છાતીવાલો હતો કે આવો ગંજાવર-ભયભીત જોખમ આસાનીથી ખેડી શકયો એજ તેની જીંદગીનો એક મોતેબર મોજેજો હતો.

હોમલો ખુંધો આસ્તે આસ્તે હાલચાલ કરવા લાગ્યો. ગોયા ખરેખરાં મોહતમાંથી તેને જીવતો કરવાનો મોજેજીત અખતરો થતો હોય તેવોજ સઘલો ત્યાં દેખાવ હતો—દેખાવ કે જે મારી આંખોઆંખ જોવા છતાં હું માનવાને જાંણે આનાકાંની કરતો હતો!

તે સરજયને ખુંધાની નાડ પકડી રાખી હતી, અને જોકે હજી મોહતના જેવીજ બેભાંનીમાં તે પડેલો હતો, તોપણ તેણે તેની છાતી વગેરે તપાસી ને દાદીબાને તેણે કહ્યું કે જીંદગીની જોત પાછી તેનામાં સજીવણ થઇ ચુકી હતી. એ સાંભલતાંજ દાદીબાએ તે ખાલી ઘોરમાં આગલ પેઠે મટોડું પુરી દેવાનો હોકમ કાઢયો, અને તે કામ થઇ રેહેતાં તેઓ હોમલાને તેની મુડદાં જેવી હાલતમાં ત્યાંથી ઉપાડી ચાલતા થયા.

હવે હું બી તે મારી ભરાઇ રહેલી જગ્યામાંથી બાહેર પડયો. મારી આખી જીંદગીમાં હું આજે આ ભયભીત તમાસાથી જેટલો બીહીધો હતો તેટલો કદી બી બીહીધો ન હતો. ખરેખર, તેઓનાં જવા પછી અંધકાર અને ચુપકીદીની ગોદમાં પડેલાં તે કબરસ્તાંન તરફ એક આડી નજર વટીક નાંખવાને મેં હીંમત કરી નહીં, અને જ્યારે ત્યાંથી મારાં મકાંન તરપ ચાલી જવા કરતો હતો ત્યારે મારાં ગુઠણો ફકત ધાસ્તીની ધ્રુજરીથી એકેકસે ઘેરયા રમતાં હતાં, તથા મારા દાંત ગમે એવી મજબુતીનો કાબુ રાખવાની કોશેશ કરવા છતાં મને સંભલાય તેમ કરકર થતા હતા!

તે રાત—તે ભયભીત રાતના એ બનાવો હજી મને જેવા ને તેવા યાદ છે, ને મને લાગે છે કે હું મરી જઇશ ત્યાં તુલક તે

હું વીસરી જઇ શકીશ નહીં. તે સ્મશાંન તરફથી મારાં મકાંન તરફ જવા આગમચ દાદીબાની ટોલી નીકલી જાય તેટલાં મને થોબવું પડયું હતું, અને તેથી તે ગાડી ઉપડી જવાનો ખખડાત થવા પછી જ્યારે હું મારાં મકાંન તરફ જવાનો સીહા અંધારાં વચ્ચેથી રસ્તો સોહોધતો હતો, ત્યારે આસપાસનાં મોટાં ઝાડોના કદરબીહામણા ઓલાજ માત્ર તે મસાંણનાં મુડદાં હોય, ને મને પોતાની સંફમાં ધસડી જવા માંગતાં હોય તેમ મને ત્રાસ પેદા કરવા બસ હતા !

પણ કાંઇક અસાધારણ હીંમતથી મેં એ હીચકારાપણાંને જેમ તેમ દુર કીધું, અને હું જેમ વગર ધોંધાત કરવે ઘરમાંથી બાહેર પડયો હતો તેમજ પાછો ઘરમાં ગયો. ત્યાં જઇ મેં એક ટંબલર ભરી ઠંડુ પાણી કાઢયું, ને એક ટાંસે તે સઘલું પી ગયો– એટલું બધું મારૂં ગલું આજના ભયથી સુકાઇને સુકાં પાતરાં જેવું બની ગયું હતું.

ત્યાર બાદ સુવા જવાની કશી બી તૈયારીઓ કીધા આગમચ મેં ડ્રેસીંગ ટેબલ આગલ બેસીને આજના આ તમાસાપર ઘણો ગંભીર વીચાર કીધો. મેં ખ્યાલ કીધો કે દાદીબાનો આજનો ગુનાહ કોઇ આગલાં મોટાં પાપનો મોટો ગુવાહ છે. તે હોમલા ખુંધા જેવા એક કરપીણને સારૂં આટલું બધું કરે તેજ બતાવે છે કે હોમલો તેને હથેલીપર નચાવી શકે એમ હતું. પણ ત્યારે તે શું ? તેની અટકલ થઇ શકતી ન હતી.

પણ એવા એક બદમાસને ધારાની ચુંગાલમાંથી આ ભયંકાર કાવત્રાંથી છોડાવવાનાં તેનાં પાપમાં મેં તેને ફાવી જવા દીધો એ મારો મોટો અફસોસ થઇ પડયો. મેં ખ્યાલ કીધો કે જો હું તેજ વખતે હીંમતથી જાહેર થતે તો હું દાદીબાને આબાદ પકરમાં લેતે, ને ત્યારે તે મારાં દબાંણમાં દબાયલો મારે લગતા સઘલા ખુલાસા-ઓ બી કરતે; પણ નહીં. એ ખ્યાલની લગોલગજ મને બીજો ખ્યાલ થયો કે જો કદીને હું એમ પ્રગટ પડતે તો દાદીબા અને તેના પાપી હમશરીકો પોતાનું એ ભયંકાર કાવત્રું ઉઘાડું પડી જવાના ભયથી ત્યાંજ મને જરા બી શંકા વના ઠાર મારતે, અને કદાચ હોમલાની ઠંડી ઘોરમાં અત્યારે મારો વસવાસ થતે !

એ ફીસમના એકથી એક હજાર વીચારો કરતાં ઘડયાલમાં ત્રણનો ઠોકો થોકાયો ને ત્યારેજ મને ઉંઘનો ખ્યાલ થયો, એટલે કપડાં ઉતારી હું બીછાંણે ગયો, ને ત્યાં મુશકેલાઇએ ઉંઘ આવી.

બીજી સહવારે ચીંતાતુર અને ભયભીત સ્વપનાઓથી ભરેલી ઉંઘના એક ગણત્રીના થોડાક કલાકો ગુજારવા પછી હું બેદાર થયો, ને ત્યારે હું છેલ્લા છ મહીનાનો માદો હોઉં તેમ મારૂં મોં ઉતરી ગયું હતું!

હું તૈયાર થઇને આગલા ખણમાં ગયો, અને વલી કાલનેજ વખતે મીનોચેહેર મારતે ઘોડે આવ્યો. તે આવતાંને વાર મારો લેવાયલો લુટાયલો હાલ જોઇ ગભરાઇ ગયો. "એ શું છે તમોને?" તેણે ગભરાતથી પુછ્યું, "તમારી તબીયત ઘણી બગડેલી જણાય છે?

"નહીં," મેં કહ્યું, "હું સારી પેઠે છું પણ તમારૂં કેમ આવવું થયું?"

"સેહેજજ," દાદીબાએ બેસતાં કહ્યું. "હું તો કેહવા આવ્યો કે દાદીબા ગઇ રાતનો અતરેથી ઉપડી ગયો છે."

"હા," મેં કહ્યું, "હું તે જાંણું છું. તે ગઇ રાત્રે ગયો ને સાથે હોમલા ખુંધાને ઘોરમાંથી ઉઠાડીને લેતો ગયો.

દાદીબાએ મારા ભણી દોલા ફાડીને જોયું.

તેને ભય થયો કે હું ખરેખર નાસીપાસીઓનો મારેલો દેવાંનો થઇ ગયો હતો, અને તેથીજ ફાતુંપાતું બોલતો હતો.

પણ મેં તેને ધીરજ આપી, અને પછી ગઇ રાતનો બનેલો અજાયબ બનાવ વીગતે બ્યાંન કીધો. તે તેણે એવી તો શકમંદ ઢપે સાંભલ્યો—પ્રથમ તો આ દેવાંની સરખી મારી વાત માનવામાં તેણે એટલો ઓછો એતબાર બતાવ્યો કે મેં જોઇ લીધું કે તે હજી મારી 'બાવરી' ચસ્કેલીજ સમજતો હતો, પણ જેમજેમ મારી વાતમાં હું આગલ વધ્યો ને ખાત્રીપુરવક ખુલાસાઓ સમેત તે મેં પુરી કીધી, ત્યારે મારો મીતર મીનોચેહેર અચરતીથી દંગ થઇ બેસી રહયો!

"હવે ત્યારે મારે અહીં છુપ્યો ભરાઇ રેહેવાને કશું કારણ રહ્યું નથી?" મેં અંતે જબાંન ખોલી.

"ખચ્ચીત નહીં મારા મીત્ર," મીનોચેહેરે કહ્યું. "હવે તો એક નહીં પણ તમારે બે કામ કરવાનાં છે, અને તે બેઉમાં હું તમોને દીલોજાંનથી મદદ કરશ. પેહેલું તો એ કે આપણને દમણ્યાને મલીને તેના તરફથી જેટલું નીચવાય એટલું નીચવી લેવાનું છે, અને બીજું તો એ કે દાદીબાની પુઠ પકડીને હોમલાને પકડી કાઢવાનો છે. એમ થવાથી દાદીબા સાબુત આપણા સપાટામાં આવશે, ને તે તેમજ હોમલો પોતાનાં તરકટથી બીહી જઇને આપણી માંગણી માફકના સઘલા ખુલાસા આપશે."

"ત્યારે શું દાદીબાનું આ કાવત્રું સરકારમાં જાહેર કરવાનો તમારો એરાદો નથી ?" મેં પુછ્યું.

"બેશક નહીં," મીનોચેહેરે કહ્યું, "તેથી આપણને કશો લાભ નથી થવાનો, કે જ્યારે તે છુપું રાખવાથી આપણને મોતેબર લાભ મલશે."

એ પછી તહરેવાર વાતચીતો કરી જ્યારે દાદીબા રૂખસદ ચાહવા ઉઠયો, ત્યારે મેં દરખાસ્ત કરી કે અમોએ પાસેની ગલીમાંથી હોમલા ખુંધાને ભુમીદા કરવામાં આવ્યો હતો તે તરફ જવું, ને ગઇ રાતના બનાવોની કશી બી સાહાદત—ખોરાયલું મટોડું—વગેરે રહી ગયું છે કે નહીં તે જોઇ આવવું. આ વાતને તે મારો મીત્ર તુરત એકમત થયો, ને તેથી અમો હાથમાં હાથ ભેરવી વાત કરતા કબરસ્તાંન તરફ ગયા.

---

## પ્રકરણ ૧૬૯ મું.

### જેલ સરજયન.

ત્યાં ખુંધાને અવલ ભુમીદા કરવામાં આવેલી જગ્યા ઉપર તો મટોડું સફાઇથી પુરી લીધેલું હતું, પણ પછીથી જ્યાં તેને સંગ્રા મુકવામાં આવી હતી તે બાજુએ ઝરેફેલાં લોહીના કાંઇક દાઘ રહી ગયા હતા—કેમકે તે ઉપર તેટલી ચોકસાઇથી મટોડું વાલી દીધેલું ન હતું—અને તે ઉપર મેં મીનોચેહેરનું ધ્યાંન ખેંચ્યું.

એટલાંમાં વલી તે બાજુએનાં લાંબાં ઘાસમાં તડકાંના પ્રકાશમાં કાંઇ ચકચક થતું જણાયું, ને તે ઉપાડી લેતાં માલમ પડયું કે વાહાડકાપનું તે એક વૈદક હથ્યાર હતું !

આ હથ્યાર દેખાઇતી રીતે રાતના પેલા સરજ્યનના સરજીકલ પાકેટ કેસમાંથી સરી પડેલું હોવું જોઇએ. તે અમો જોતા હતા તેટલાં દુરથી તે તરફ એક આસામીને ધસ્યો આવતો દીઠો, ને મેં તુરત તેને ઓલખ્યો કે તે રાતવાલો પેલો સરજ્યન પોતે હતો. એ વાત મેં મીનોચેહેરને કહી, ને વલી મીનોચેહેરે તેને દુરથીજ પીછાંણ્યો કે તે તો જેલનોજ સરજ્યન હતો.

"ત્યારે દાદીબાએ તો જેલના સરજ્યનનેજ પોતાનાં તરકટમાં પોતાના હાથમાં લીધેલો દેખું !" તેણે ઉતાવલથી કહ્યું. "એ હથ્યાર મને આપી દેઓ કાવસ"—અને મેં તેમ કીધું ત્યારે તેણે વધારયું—"હવે અજાંણ્યા થઇ જાવો, કેમકે પેલાની નજર હજી આપણાપર પડી નથી, પણ પેલાં ઝાડની વલાંણ લેશે કે તે આપણને જોશે."

અને તેણે તે પ્રમાણે અમોને જોયા. તેણે જેવા અમોને જોયા કે પોતાની ચાલણ જે ઝડપવાલી હતી તે તેણે ધીમી અને બેદરકાર ઢપની કરી નાંખી—જોકે તેની અદામાં ધસક અને ધભરાત પ્રગટ નજરે આવતો હતો.

એમ કરતાં તે અમારા પાસે આવ્યો, અને મીનોચેહેરને ઓલખીને અદબથી પોતાની ટોપી ઉંચકી સલાંમ કરી.

"સેહેજ ફરવાને નીકલ્યા હશો?" સલાંમ આલેમ થઇ ચુકયા પછી મીનોચેહેરે તદન બેદરકારીની ઢપે કહ્યું.

"હેં–હેં–હેં–હાજી," સરજ્યને કહ્યું, કે જ્યારે અમોને વટાડી જવાને તે સધલી દેખીતી અકરવકરમાં હતો.

"ત્યારે તમો એક તબીબ છતે એટલો બધો વખત –ને તે બી વલી દરદીઓ જોવાનો સહવારનોજ વખત—ફાજલ પાડી શકોછ કે છેક અહીં તુલક ફરવા નીકલી પડયા ?" મીનોચેહેરે હજી બેદરકારીથીજ પોતાના સવાલો જારી રાખ્યા.

"હાજી," તેણે કહ્યું. "હયાંની સીનરી એવી ખેંચાણ કરનારી છે કે આ તરફ જો મારૂં આવવું થાય છે તો હું એ જગ્યાની મુલાકાત લીધા વગર પાછો જતો નથી."

"હોય, હોય," મીનોચેહેરે હવે લગાર વધારે પ્રગટ અણકાથી તોબી દેખાઇતી રીતે અસલજ બેદરકારી ચાલુ રાખતાં કહ્યું. "છેલ્લા સાહેબ કયારે આએ જગ્યે આવી ગયા હોશો ?"

તે સરજ્યન ચોંક્યો.

"કેમ ચોંકયા ?" મીનોચેહેરે મુછમાં હસતાં પુછ્યું, "શું છે ? હું તો એટલા વાસ્તે પુછુંછું કે જો ગઇ મધરાત્રે તમારૂં આ તરફ આવવું થયું હોય, ને તમો અહીં કાંઇ ગુમાવી ગયા હોવો તે જો પાછું લેવા આવ્યા હોવો, તો તમોને લાંબી તજદી લેવા જરૂર નથી, કેમકે તે મેં તમારે વાસ્તે જોઇ રાખ્યું છે. જુઓ આ"— અને મીનોચેહેરે પેલું હથ્યાર—તે લુચ્છાની માહભારત તકસીરની મોટી સાહદત—રજુ કીધું.

તે સરજ્યનનાં મોંપરનો રંગ ઉડી ગયો. તે થરથર ધ્રુજવા પડયો. તેણે બોલવા માંગ્યું, પણ તે બોલી બી શકયો નહીં—એટલો બધો તે ગભરાઈ ગયો.

"તમારૂં પાપ તમો ધારોછો તેટલું છાંનું નથી," હવે મીનોચેહેરે ગંભીર રોબથી— ઠઠરાવી નાંખનારા ગુસ્સાની ઢપે પોતાનું સરોવર સરખું સીધું બદન ઉપર ખેંચી કહ્યું. "ગઇ રાત્રે જે જોખમભરેલી બદીને તમોએ પઇસાના લોભ સારૂં આશરો ને ઉતેજન આપ્યું છે, તે છુપાઇને હયાં જોનારા સાક્ષીઓ તમારી સાંમે મોજુદ છે."

"ઓ ખુદા ! ઓ ખુદા !" તે સરજ્યન ધાસ્તીનાં ધ્રુજરાં ને લખલખાં વચ્ચે બબડયો, "મારૂં શું થશે? મારાં બચ્ચાંનું શું થશે ? દયા કરો, મારાપર નહીં તો મારાં કમનસીબ બચ્ચાંપર દયા કરો."

"તે જોઇશું," મીનોચેહેરે ટુંકમાં કહ્યું, "હાલ તો હું પુછું તેના પાધરા ને સાચ્ચા જવાબો મને આપવા પડશે, ને તેમાં એક બી સવાલ ઉડાવ્યો તો તમારા ટાંટયા તમો તમારે હાથે તમારાં ગલાંમાં ઓલવશો."

"હું તમારા દરેક સવાલને માટે તમારો ફરમાનબરદાર નોકર છું," તે સરજ્યને સખત તાબેદારીના દેખાવથી કહ્યું.

"ત્યારે હું જાંણવા માંગું છું," મીનોચેહેરે કહ્યું, "કે તમોને આ પાપી કરમમાં એવી ઉપ્યોગી મદદ કરવા સારૂ કેટલી રકમ આપવામાં આવી છે ?"

"હઠી હજાર રૂપ્યા," તે સરજ્યને માંથું નીચે નમાવેલું રાખી કહ્યું.

"અને તેના અવેજમાં તમોને જે કરવું પડયું હોય તે સઘલું વીગતે બ્યાંન કરો," મીનોચેહેરે કહ્યું.

"હું કહું," તેણે કહ્યું. "તમો સાહેબોને રોશણ તો હશે કે દર અઠવાડયામાં ત્રણ વાર મને જેલના સઘલા કેદીઓને તપાસવા જવાનો હોકમ છે. એ હુકમ મુજબ હોમલા ખુંધાને ૨૦ વરસનાં કેદખાંનાંની ટેપ મલવા પછી જ્યારે હું તેને તપાસવા ગયો ત્યારે તેણે મને તહરેવાર ખુશાંમતો, નમનતાઇઓ અને મીઠી મોઠી વાતોથી પીગલાવ્યો, પોતા પાસે બેસાડયો, ને મને મારાં નાણાં સંબંધી હાલત પુછી. એ સઘલું મને અચરતીભરેલું તો લાગ્યું, તોબી બાતેનમાં મારા લાભનું કાંઇક છે એવો વેહેમ જતાં મેં તેને વિશ્વાસથી સઘલું કહ્યું. મેં તેને જણાવ્યું કે હું જેલનો સરજ્યન હોવાથી બાહેરનાં આબરૂદાર સરકલમાં મારી ધરાકી બીલકુલ નથી, ને હું બચરવાલ છઉં તેથી મારી તેટલી આવક મને પુરતી નથી. આથી તેણે રફતે રફતે હું ભડકી નહીં જાઉં તેમ પોતાનો પ્લાન મને કહયો. પ્રથમ તો તેણે જીવતો જમીનમાં ગરાવાનો વિચાર જાહેર કીધો તેથીજ હું હેબત ખાઇ ગયો, પણ તેણે મને સમજાવ્યું કે જો જીવ્યો તો વીસ જાલેમ વરસો સુધી આ સીહા ગારમાં કેદ પડી રહી સબડયા કરવાનાં કરતાં એ જોખમ ભરેલો અખતરો અજમાવી ખુદા યારી આપે તો છુટાપણાંની હવા ધોરવા પાછો બાહેર પડવાની કોશેશ કરવાનું તેને માટે દસ હજાર દરજ્જે બેહેતર હતું. એ તેની તકરારથી મેં એટલું કબુલ કીધું કે હું એક એવી દવા લખી આપું કે જે પીધાથી તે ૨૪ કલાક સુધી મુડદાં જેવો થઇ જશે ને હુંજ તેને જોઇને મુવેલો જાહેર કરશ, એટલે જુરી મારી જુબાંની ઉપરથી કશી જાસ્તી જુસ્તેજો વના તેને દફ્ણાવા હોકમ કાઢશે. એથી વધારે કશું બી કરવા મેં સાફ ના પાડી, પણ હોમલો સમજ્યો નહીં. તેણે કહ્યું કે 'જે ઉમરાવ સરખા ધનવાન પારસીનો મને આશરો છે તેનાપર મને પુરો ભરોસો નથી, વાસ્તે કદાચ મને જમીનમાં એક વાર દાટવામાં આવે પછી તે પાછો કાઢવા આવેજ નહીં, ને હું અંદર ને અંદર ખરેખર મરણ પાંમું; અથવા કદાચને જો તેની એમ દગો કરવાની મકસદ નહીં બી હોય તો બી જીંદગી છે-તે અચબુચ મરણ પાંમે, તેને અકસ્માત થાય ને તે નહીં આવી શકે, એ સઘલા સબબોને લીધે એક કરતાં મારા બાબમાં બે ભલા.' વલી હું અવલથી આખેરવેર એ ટરકતમાં સામેલ થાઉં વાસ્તે તેણે અઢી હજારની પાદશાહી રકમની મને

લાલચ આપી, અને અંતે દાદીબા સાથે મલી સઘલું પાકું કરવાને મેં કબુલાત આપી."

"દાદીબાને તમો મલ્યા ત્યારે એ તરકટમાં તે ખુશીથી સામેલ થયો હતો?" હયાં મેં પુછ્યું.

"હા," તે સરજ્યને કહ્યું. "તે પારસી શેઠયાપર હોમલાનું કાંઇક અસાધારણ દબાંણ જણાય છે-જોકે તે શું છે તે હું સમજી શકયો નથી; પણ તે શેઠયાનાં રૂપમાં એક ખરો બદમાસ છે એ બી મારે કેહવાને ભુલવું જોઇતું નથી. તે ગઈ સાંઝે મારા પાસ આવ્યો, ને હોમલાને તેની ઘોરમાં પડતો મેલવાને દરખાસ્ત કીધી. તેણે કહ્યું કે જો હું તેની એ વાતને મલતો થાઉં તો હોમલા તરફથી પહેલા હઠી હજાર રૂપીઆમાં દોઢ હજાર બીજા ઉમેરી તે ચાર હજાર કરી આપે. પણ નહીં; મારા લોભોની મેં હદ રાખી હતી તેથી હોમલાનો ખુંની થવાના ભયભીત ખ્યાલથી હું કમકમીને ડર ખાઇ ગયો. દાદીબાએ મને ઘણું સમજાવ્યું, પણ જ્યારે મેં નાજ કહ્યું ત્યારે નાચારીએ હોમલાને સજીવણ કરવાનું માથે લીધેલું કામ બજા લાવવા તે તૈયાર થયો. તે પછી તે વાત હું હોમલાને નહીં કહું તે માટે તેણે બીજા ૫૦૦ રૂપ્યા મને આપ્યા, ને પછી ત્રણ હજાર રૂપ્યાની આવકે મેં એ કામ કરી આપ્યું. એ મારો સઘલો હેવાલ છે, ને તે કહી હવે હું પોતાને તમારી દયાપર ફેંકું છું."

"તે દયા તમને મલશે, કેમકે પ્રમાણીકપણે તમે મને સઘલો ખુલાસો આપ્યો છે," મીનોચેહેરે કહ્યું.

મેં પણ એજ મત આપ્યું. દાદીબાનાં કરપીણપણાંથી—તે હોમલાનો ખુંની થવા માંગતો હતો તે ખ્યાલથી મને ઉપજેલાં ધ્રુજરાં ને કમકમાતથી જ્યારે હું મુક્ત થયો ત્યારે મેં બી તેજ મકસદનું મત આપ્યું, અને તેથી મારૂં મત લઇ મારા મીત્ર મીનોચેહેરે તે તકસીરવારને કહ્યું—

"તમારૂં પાપ તે કીસમનું છે કે જે જો સરકારમાં જાહેર થાય તો કાંઇ નહીં તો જે હોમલાને ટપ મલી હતી તે—અથવા તેથી બી વધારે મોટી ટપ તમોને મલે, કેમકે તમારા જેવો પેસો બધા સરજયનો લઇ બેસે તો સોસાયટીની સલાંમતી જેવું કાંઇ રેહેજ નહીં. એમ છતાં તમો ખરાં દીલથી પસ્તાઓ છો એટલે

તમને એ માહાભારત સજાથી અમો બચાવીશું—પણ તે એક સરતેજ થઇ શકશે. તમોએ એક એવા કરપીણને છુટાપણું આપ્યું છે, કે જેને ઇનસાફ નીરદોશ લોકોથી અલગ કરી મુકવાને તાકીદની અગત ધરાવનારૂં જોયું હતું, ને તેથી તમોએ હીચકારાં તરકટથી બક્ષેલાં એ છુટાપણાંનો લાભ લઇ હોમલો ખુંધો જો હવે પછી બીજાં વધારે કરપીણ કામો કરશે તો તે પાપનો ભાર તમારી ગરદનપર રેહેશે. તે ભાર હલકો થાય તેમ મારે કરવું છે. તમોએ પાપી દાદીબાની મતલબને અનુસરતા થઈ હોમલાનું ખુંન નહીં કરવા માંગ્યું, પણ તો બી તમો તમારાં આ તરકટથી અજાંણે બી તેનું ખુંનજ કરતે. જો તમોએ તેને આપેલી દવા ઓછી અપાઇ હતે, ને તે વેહેલો પોતાની ઘોરમાં જાગતે તો હેબતનો મારેલો તે તરત મરી જતે; જો તમોએ તે દવા જરા વધારે આપી હતે તો કદાચ તેનાં જોસથી તે ખરેખર મરી ગયો હતે; એ સઘલા જોખમો હતા; ને તે ઉંઘાડા જોખમો છતાં તમે એવું બદમાસ કામ માંથે લીધું એ વાંક કાંઇ નાનો નથી. એ તો તમારાં નસીબ કે સઘલું સમાધાન ને સારૂંજ થયું, બાકી નહીં તો તમો આજે એક ખુંનીનોજ કલંક કપાલે ચોંટાડી ફરતે. એ સઘલાં ખાતર તમને એમ છટકી જવા દેવા નહીં જોઇએ, અને તેથી સજા તરીકે હું ફરમાઉં છું કે એજ પાપની જે આવક તમને થઇ છે તેની પઇએ પઇ તમો હમણાં ને હમણાં જઇને અતરેનાં કોઇ બી અગતનાં ધરમખાતાંમાં ભરી દેઓ. જો તમો તેમ નહીં કરશો ને મને ઉડાવા કેડે નાહસી જશો તો હું તુરત સરકારમાં ખબર આપશ, ને સતાવાલાઓ તમને પાતાલનાં પેટાંમાં છુપાયલા બી પકડી કાહડશે. એટલા વાસ્તે એકદમ જાઓ ને ત્રણ હજાર રૂપ્યા—તે પાપની આવક—ની પઇએ પઇ કોઇ ધરમખાતાંમાં ભરી તેના ખજાંનચીની સતાવાર રસીદ મને લાવીને સાંઝે મારે બંગલે બતાવજો, ને ત્યારેજ તમો ખરા છુટકારાની સલાંમતીનો દમ ખેંચજો. એવા પાપના પેસાના પૈસા તમારાં નીરદોશ બચ્ચાંને માટે હરામ છે, ને તેથી તે તેઓ ખાવા પાંમે તે કરતાં તેઓને ભુખ્યાં રહેલાં જોવાને અમો રાજી થઇશું; વાસ્તે જાઓ ને મારૂં ફરમાંન બજા લાવવાને લેશ બી ઘીલ કરતા ના."

તે સરજ્યન વધુ થોભ્યો નહીં. તદન પસેમાન થયલો નીચી મુંડીએ પોતાનું ગુમાયલું હથ્યાર મીનોચેહેર પાસ લેઇ ગુપચુપ તે

ત્યાંથી ચાલી ગયો, ને મીનોચેહેરનાં કેહવા મુજબ તે રસીદ લાવીને બતાવા હજારો હેસાંન સાથ કબુલ થઇ ગયો.

મીનોચેહેરના આ ઇનસાફપર તે સરજ્યનનાં જવા પછી મેં આફરીન કીધી. વાંચનારે આ મારા મીત્રની તેઓ સાથે ઓલખ થવા પછી તેનામાં ઘણુંક એવું જોયું છે કે જે તેને એક મોટાં રાજનો માનવંત પ્રધાંન ઠડાવાને તેની સીફારસમાં પુરતું બોલી બતાવતું હતું; તેની સમજશકતી—તેની ધીરજ, સ્વભાવ-ઇનસાફ સઘલું એક મીત્ર તરીકે મને મગરૂર કરનારૂં હતું.

હવે મારે તે વીલામાં ભરાઇ રેહવાને જરાએ જરૂર ન હતી, તેથી હું મીનોચેહેરની સાથેજ તેને બંગલે ગયો, ને ત્યાં જઇ મીનોચેહેરે પોતાનો ઘોડો ને મારો સઘલો સરજાંમ એકોરન વીલા-માંથી મંગાવી લીધો. તે પછી બાનું તેહેમીના આગલ અમોએ સઘલી વીગતે વાત કરી, જે તેણીએ તહરેવાર લાગણીઓ વચ્ચે સાંભલી ને ત્યારબાદ અમો ત્રણે જણે એક મતે ઠડાવ કીધો કે હવે દાદીબાની પુઠ પકડવા આગમચ દમણ્યાને કાલે સહવારે ફરીથી મલવું, ને તેનાથી મારા સંબંધમાં જેટલું મલી શકે તેટલું મેલવવું અને જાણી લેવું.

---

## પ્રકરણ ૧૭૦ મું.

### દમણ્યાની તોજેશ.

એ ઠડાવ મુજબ હું અને દાદીબા બીજી સહવારે સોહલુ દમ-ણ્યાને તેના દરાંમણા ગારમાં જઈ મલ્યા, કે જ્યાં મીનોચેહેરના ભારે લાગવગથી અમોને તુરત દાખલ કરવામાં આવ્યા. ત્યાં તે બદબખ્ત બુઢો પોતાની કંગાલ ખાટલીપર પડેલો હતો, અને નાત-વાંની અને ચાલુ હાડમાડીથી તેનું હાડેહાડ ગલાઈ ગયલું હતું. ખરેખર, સોહલું દમણ્યાનાં માહભારત પાપો માટેની તેની આ દુન્યાની સજા ઘણું આગમચની શરૂ થઇ ચુકેલી નજરે આવતી હતી, અને તે મારો ગમે એવો શત્રુ હતો તોબી તેની એ બદબખ્તી પર તેની સામે દાખલ થતાં દયાનો એક ખ્યાલ કીધા વના મારાથી રેહેવાયું નહીં.

તે મને અને મીનોચેહેરને જોતાંજ ચમકી ઉઠયો, ને મીનો-ચેહેરને તુરત ઓલખી અદબથી ઉભો થયો, પણ તે લાયકીવાલા

જવાંને પોતાના સરેસ્તાના ગંભીર રોબની મમતાથી તેને હાથની ઇસારત કરી પાછો બેસાડયો.

તે પછી અમોએ તેને સમજાવા માંડયું, જેમાં સઘલી આગેવાની એ મારા મીત્રનીજ હતી. તેણે તેને કહ્યું કે દાદીબા તેને પડતો નાંખી જતો રહયો છે, એટલે હવે તેણે તેની તરફના આશરાની કશીબી ઉમેદ રાખવી નહીં, કે જ્યારે બીજા હાથપર જો તે મારે લગતા જરૂર જોગા ખુલાસા કરે તો તે (મીનોચેહેર) તેને માટે ઘણું કરી શકે એમ છે.

એ સઘલાંની ધારેલી અસર થઇ. વાંચનારને રોશન છે કે દમણ્યો અસલથીજ લાલચુ અને એકલપેટો હતો. તે લુચ્છાએ તેને સજા થતાંજ મને પોતાની હજુરમાં જે જાંણતો હતો તે કહી દેવા તેડયો હતો, પણ દાદીબાએ વધારે મોટી આશાઓ ને લાલચોથી તેને ચુપ કીધો હતો, જે આશાઓમાં તે હવે પોતાને ઠગાયલો જોતો હતો. હોમલા ખુંધાને તો તે મુવેલોજ માનતો હતો, ને તે તેના વિચારને અમોએ ખોટો પાડયો નહીં, કેમકે તે જો હોમલા સંબંધી કાવત્રું જાંણે તો જેલના સતાવાલાઓને ખબર આપે, ને ત્યારે પેલો જેલ સરજ્યન ફસી પડે. એ સરજ્યનને બચાવી લેવાને અમોએ વચન આપ્યું હતું, સબબ દાદીબા તરફથી મલેલી મહાભારત રકમની પઇએ પઇ તેણે અમારી આજ્ઞા મુજબ તે તરફનાં એક ખરી અગતનાં ધરમખાતાંમાં ભરી તેના ખજાંનચીની રસીદ અમોને લાવી બતાવી હતી. વલી એ ઉપરાંત અમારી પોતાની મકસદને સારૂ બી અમો હોમલા સંબંધી કાવત્રું અજવાલાંમાં લાવવા માંગતાજ ન હતા, ને તેથી દમણ્યાને હોમલાનાં મોહોત સંબંધી જરાબી વેહેમ થતો ન હતો એ તમામ ખુદરતી હતું.

એ રીતે ત્યારે દમણ્યો જોતો હતો કે હોમલો મરી જવા પછી દાદીબા તેનાસે દગો કરી ત્યાંથી નાહસી ગયો, તો મીનોચેહેરના વગથી તેની માહાભારત સજામાં જે થોડો ઘણો ઘટાડો થાય તે બી ગણીમત ગણાવો જોઇએ. એ એકલપેટાં અને આપમતલબી અનુમાનોથી તે હવે અમારાં પાસાંમાં ભરાયો; અને તે ઠડાવ તેણે જ્યારે અમોને જણાવ્યો ત્યારે મારાં દીલમાં આશાઓનો જે અસલ ઉછાલો થયો તેણે મારાં તન બદનની રગેરગને ધ્રુજાવી. મીનોચેહેર જ્યારે દમણ્યાને સઘલું સમજાવતો હતો, નેદમણ્યો અમારી

સાઇડે આવવા આગમચ જ્યારે સવાલ જવાબોની રકજીકો કરતો હતો ( કે જે સઘલું અત્રે ઉતારવાની જગ્યા હું ફાજલ પાડી શકતો નથી ) ત્યારે તેનું શું સેવટ આવશે તે માટે ફક્ત શંકાથી હું ધ્રુજતો હતો,પણ જ્યારે દમણ્યો અમોને વેચાયો ત્યારે હવે મારા સંબંધી—મારાં માબાપ સંબંધી તે શું શું કેહશે તે જાંણવાને મને જે બેશુમાર અધીરાઇ થઇ તેનો ખ્યાલ તેનાં પુરાં પ્રમાણમાં હું વાંચનારને આ તકે આપવાને બીલકુલ બેતાકાત છું.

અને હવે દમણ્યાએ તે ખુલાસો કીધો. મને પોતાની પાસે બેસાડી—અને તે કરપીણ કંગાલની સંફમાં વિશ્વાસથી બેસવાને હું કમકમ્યો વટીક નહીં—તેણે મને એક લંબાણ ખુલાસો આપ્યો, કે જે મેં અને મારા મીત્રે થમ દમે અને એકાગ્ર ચીતે હજારો જુસ્સાઓ અને લખો લાગણીઓ વચ્ચે સાંભલી લીધો. તે ખુલાસો ખાત્રીપુર્વક હતો, મગર તોબી દમણ્યાએ મને સમજાવ્યું કે તે જેટલું હોમલાએ તેને કહયું હતું તે ઉપરથી ને તે પોતે આગમચથી જેટલું જાંણતો હતો તે ઉપરથી ઉપજાવી કાઢેલો સાર માત્ર હતો, વાસ્તે તેની બારીક વીગતોમાં તે ખરો પંડે કે નહીં તે તે કહી શકતો ન હતો; તોપણ તેણે જે કહ્યું તે એવા તો પ્રગટ સચ્ચાઇના ભારથી કહ્યું કે તેનું બોલવાનું બોલેબોલ ખરૂં હતું એમ અમો બંનેએ એક મતે ને એક વિશ્વાસથી માન્યું.

પણ વાંચનાર પુછશે કે એ ખુલાસો શો હતો? જવાબમાં મારે જણાવવું જોઇએ કે તે ખુલાસો આપવાની આ જગ્યા નથી, અને તેથી તેની લાયક જગ્યા ને લાયક વખતે ( કે જે હવે દુર નથી ) એ ખુલાસો વધારે બારીક વીગતો સાથે આપવાને મારે થોબવું પડશે, જે નવી ઘીલ માટે વાંચનાર મને માફ કરશે.

અંતે જ્યારે દમણ્યાથી અમો રજા ચાહવા ઉઠયા ત્યારે મેં જે સાંભલ્યું હતું તેના સબબે મારી છાતી ભરાઇ આવેલી હતી, ને તે જોઇ દમણ્યો બોલ્યો, “ કાવશજી શેઠ, મારા ચાલતા વખતમાં મેં તમારા સાથ ઘણી બુરી ચાલ ચલાવેલી છે, ને તમોને ઘણા હલાક કીધા છે, પણ આજે મને લાગે છે કે આપણે જીવતાંજીવત આ છેલ્લાજ મલ્યે છીએ, ને તેમ જો હોય તો મારી આગલી સઘલી સતાવણીઓનો મેં આજે તમોને તમારા સંબંધી કરેલો અતી અગતનો ખુલાસો પુરતી તોજેશ છે. હવે હું ઝાઝું જીવું એવો સંભવ

નથી. તમારા માનવંત મીત્રના લાગવગથી જો મને થયલી સજા અરધીઅરધ કાપી નાંખવામાં આવશે તોબી હું ત્યાં તુલક જીવશ તો તે એક મોજેજો ગણાશે, વાસ્તે હું મરી જાઉં તો મને માફ્ કરજો, ને મારા પાપી જીવપર દયાની દુવા માંગજો"—અને હયાં તે રડી પડયો.

એ પાપની ખાલેસ ખલાસીનાં આંસુ હતાં. પસ્તાવા વનાનું પાપ હોતુંજ નથી, ને તેથી આ દુન્યાની શરૂ થઇ ચુકેલી સજા સાથે દમણ્યાનો પસ્તાવો હવે જારી થયલો જણાતો હતો, જે જોઇ હું અને મીનોચેહેર ઘણા ખુશી થયા. તે પોતાના આગલા દહાડાનાં પાપોનો પાછલા દહાડાની તોજેશથી અવેજ આપતો હતો એબી ગણીમત હતું, ને મેં તેના સંબંધમાં તેને ઘણીક ધીરજ આપી. મેં તેને ખરાં દીલથી ત્યાંજ માફ્ કીધો, ને તે તેને ખુલ્લા બોલોમાં કહી તહરેવાર લાગણીઓથી ઉંચકાતી છાતી સમેત હું મીનોચેહેર સાથ તે બોહારીનાં ધામમાંથી બાહેર પડયો.

પાછા બંગલે જઇને મીસીસ મીનોચેહેરની સાથે મલી વલી અમો ત્રણેએ ગંભીર ગોફ્તેગો ને મસલત કરી, ને પછી અમોએ એવું ઠેહરાવ્યું કે મારે એકલાએ દાદીબાની દુંબાલે જવું, ને ત્યાં હોમલા ખુંધાને પકડી કાઢવો, કે જેથી ગભરાઇને તેઓ મારા બાબમાં જે અગતના બાકી ખુલાસા કરવા હશે તે કરી દેશે.

પણ દાદીબા કયાં ગયો હશે તે ખાત્રીપુર્વક સમજી શકાય એમ ન હતું. ખબર મેલવતાં એટલુંજ માલમ પડયું કે દાદીબાની મોહરદાર જરબાઇ તેઓએ બેંગ્લોરમાં જે થોડુંએકપર એક મોટો રોણકદાર બંગલો લીધો હતો ત્યાં હતી, અને તેથી ફ્કત મારે અનુમાન કરવાનું હતું કે તે હોમલાને લેઇને તે તરફ્જ ગયો હોય. એટલા વાસ્તે એ અનુમાન કરી હું મી૦ અને મીસીસ મીનોચેહેરની હજારો હેસાંન સાથે પ્યારભર રૂખસદ લેઇને તે તરપ જવા નિકલી પડયો.

---

## પ્રકરણ ૧૭૧ મું.

### જાસ્તી જુસ્તેજો.

બેંગ્લોર હું આગલ આવી ગયલો હતો તે વાંચનાર યાદ કરશે. માણેકજી શેઠની નોકરીમાં હું હતો તે વખતે સલાદીનના ગોફ્તા

સંબંધી મારા બાબમાં બનેલા જીવસતોસત બનાવોને દરમ્યાંન હું બેંગ્લોરમાં જે હોટેલમાં હતો તેજ હોટેલમાં આજે બી ઉતરયો. તે આગલો દીવસ હયાં મને યાદ આવ્યો કે જયારે ત્યાં હું માણેકજી શેઠના એક મીસ્કીન નોકર તરીકે આવ્યો હતો—અને આજે? આજે ખુદાની કરમબક્ષેશથી હું કોઈના ખીદમતગાર તરીકે નહીં પણ સાહેબસોખ સ્વતંત્રપણાં વચ્ચે એક ફર્સ્ત કલાસ ઉતારૂ તરીકે આવીને ઉતરવાને મારાં ગજવાંની વધતી જતી ગુંજાસથી લાયક થયો હતો!

નાસ્તો કીધા પછી મેં હોટેલ કીપરને મારા ઓરડામાં બોલાવ્યો, અને તેને કહયું, "મારૂં અતરે એક છુપું અને ઘણું અગતનું કામ છે, ને તે બજા લાવવા મને કોઇ બાહોસ આદમીની ઘણી જરૂર છે. તેને જે આપવું પડશે તે હું ખુશીથી આપશ, પણ મારૂં કામ ખાત્રીપુરવક થવું જોઇએ."

"તે થશે સાહેબ," તેણે કહ્યું; "તમારાં કામમાં જરાબી ફેર નહીં પડે એવું એક વીશ્વાસુ ને ચબરાક માણસ મારી નજરમાં છે તેને હું મેલવી આપશ. તે જાતનો દીલ્લીવાંન છે ને તેનું નામ યાકુબ છે."

બીજા અરધા કલાકમાં યાકુબ મારી સાંમે આવી ઉભો. તે સુમારે વરસ ત્રીસેકની ઉંમરનો મજબુત બાંધાનો એક મેહોમે[illegible] હતો, અને દરેક રીતે મને મરનાર કમુની યાદ આપતો હતો—એટલુંજ કે મરનાર કરતાં આ જવાંનમાં સાહલેસાઇ ને તાબેદારી વધુ નજરે આવતી હતી.

મેં તેને મારો હેતુ વિશ્વાસથી સમજાવ્યો. "હયાં દાદીબા બાટલીબોઇ નામના એક શેઠયાનો બંગલો છે, ને તે તેની ધણીઆંણી સાથે હમણાં અહીંજ છે કે કયાં છે તે મારે અગત કરીને જાંણવું છે," મેં કહયું. "વલી ધારવા મુંજબ તેના સાથે એક ખુંધો પારસી જે માંદો છે તે બી છે, અને તેબી અહીં છે યા નહીં તે નક્કી કરવાનું સૌથી અગતનું છે."

મેં હોમલાનું નામ આપ્યું નહીં કેમકે મેં ભરોસાથી માંન્યું કે હોમલો પોતાને નામે તો દાદીબાં સાથે હોયજ નહીં, સબબ ત્યારે તો દાદીબાના નોકરો વગેરે તેનું પાપ પકડી પાડે, પણ કોઈ ભલતાં

નામથી દાદીબાએ તેને પોતાના કોઇ માદા સગા તરીકે થોકી બેસાડયો હશે, એટલે યાકુબને નામ આપવામાં સાર ન હતો.

યાકુબે સઘલી હકીકત જે મેં બીજી વધુ બારીક વીગતોથી આપી તે ધ્યાંનથી સાંભલી લીધી, ને અરધા કલાકમાં પાછો આવવાનું કહી તે મારા પાસથી ગયો.

એ કામ હાર પડે ત્યાં તુલક બાહેર નહીં નીકલવાનો મેં ઠડાવ કીધો, કેમકે જો રસ્તે સેરીએ દાદીબા મને જોવા પાંમે તો તેને નવો વેહેમ જાય, ને સઘલી મકસદ વલી ધુલ મલે.

---

## પ્રકરણ ૧૭૨ મું.

### યાકુબ.

પેપરો ને ચોપડીઓથી કલાક બે કલાક ગાલી કાઢતાં મુસકેલ થયું નહીં, અને યાકુબ જે અરધા કલાકમાં આવવા કહી ગયો હતો તે ડોલા તણાવીને છેક સાંહજે પાછો ફરયો.

પણ એક આખા દહાડાનું કામ તે કરતો આવ્યો હતો. તેણે ખબર મેલવી હતી કે દાદીબા તેની મોહરદાર સાથે તેના બંગલામાં છે એટલુંજ નહીં, પણ કોઇ દરદી બી બંગલામાં છે ખરૂં, ને તે દરદી હોમલો છે કે કોઇ બીજો તે ફકત જાંણવાનું રહયું હતું.

"હું તમો સાહેબ પાસથી ગયો ને બંગલામાં કોણ હતું તે તો મેં સેહેલથી ખબર મેલવી. તે પછી હું બંગલાની સામેનાં ઝાડ આગલ ઉભેલો હતો તેટલાં હયાંના સરજ્યન લેંગટ્રીને મેં બંગલામાંથી બાહેર આવતો દીઠો, એટલે આટલું તો નક્કી છે કે બંગલામાં કોઇ માંદુ છે. ત્યાર પછી એક નોકર દાકટરનું પ્રીસક્રીપસન ને દવાની સીસી લઇ બાહેર નીકલ્યો તેથી બી એ અનુમાન વધારે ખરૂં પડે છે."

"પણ ત્યારે બંગલામાં માંદુ કોણ છે?" મેં આતુરતાથી પુછયું.

"તે હવે પછી નક્કી કરવાનું છે સાહેબ," યાકુબે કહયું. "કોઇ સીક છે ખરૂં પણ તે કોઇ કોણ છે તે જણાતું નથી. મેં દવાની સીસી લેઇને જતા પેલા નોકરને પકડી પાડયો, ને તેને ગરમાં લેવાનું ઘણું કીધું, પણ સૌનાં મોંઢાં દાબેલાં છે કે શું તે તે ડોલા ઘુરકી મને હરધુત કરી ચાલી ગયો."

"ઠીક છે ત્યારે હવે કાલપર વાત," મેં કહયું. "કાલે વધુ જે કરી શકાય તેનો મને જેમ બને એમ જલદી રીપોર્ટ કરવો."

યાકુબનાં જવા પછી મેં ઘણો વિચાર કીધો. તેણે એક દીવસ ભાંજ્યો પણ જેટલી વીગતો લાવ્યો તેટલીબી ઘણી જરૂરની હતી, ને તેથી કાલે તે કાંઇક વધારે ફતેહમંદ થશે એવી મને વકી હતી.

એ વકીમાં વલી હું કેટલેક દરજ્જે ખરો પડયો. બીજે દીવસે બપોર પેહેલાં યાકુબ આવ્યો, ને તેણે જણાવ્યું, "આજે મેં એટલું તો ચોકસ કીધું છે કે કાલે દાકટર આવી ગયો તે કોઇ ત્રીજાંને વાસ્તે હતો, કેમકે આજે દાકતરનાં વલી આવી ગયા પછી તરતજ ગાડી જોરાવીને દાદીબા અને તેની પરણેતર તો કેઠે બાહેર ગયાં, તે મેં જોયાં. વલી મેં આજે એક બીજા નોકરને ગરમાં લેવાને ઘણું બી કીધું, ને દોઢીયાં બી છુટથી વેરવાનો કસદ જાહેર કીધો, પણ હવે એ પાણીએ કાંઇ વાલ ચરે તેવું લાગતું નથી."

"પણ ત્યારે કરશું શું?" મેં ચીંતાથી પુછયું.

"મારાં ધ્યાંનમાં એક ઉપાય છે," યાકુબે કહયું, "પણ તે ઘણો જોખમ ભરેલો છે, વાસ્તે તમો સાહેબની હીંમત ને કુમક હોય તો તે અજમાવ્યે."

"અને તે શું?" મેં આતુરતાથી પુછયું.

"તે એ કે હું મારા જેવા બે ચાર સામજી બામજી બુઠા ચોરોને પોલીસનાં માણુસોના પોશાકમાં તૈયાર કરૂં, ને પછી પોલીસની સતાના દેખાવ હેઠલ અમો દાદીબાના બંગલામાં ઘસી જઇ દાવો કરયે કે અમોને તે આખો બંગલો ખોલવા દે."

"ને તેનું કારણ?" મેં તેની મતલબ લગભગ સમજી જઈ કહ્યું.

"કારણ ભલતુંજ આપશું કે દાદીબા ગભરાય નહીં ને આપણું કામ થાય," યાકુબે સમજાવ્યું. "કારણમાં કહીશું કે મુંબઇથી એક પારસી મારકસ કુંપનીમાંથી કેટલાક હીરા ઉચાપત કરી અહીં નાહસી આવ્યો છે, તેને તેણે (દાદીબાએ) આશરો આપ્યો છે એવો પોલીસને વેહેમ છે."

"પણ ત્યારે દાદીબા તેને લગતું વારંટ જોવા માંગશે?" મેં વાંધો ઉઠાવ્યો.

"ખચ્ચીત નહીં માંગશે," યાકુબે કહ્યું. "દાદીબા વિચાર કરશે કે પોલીસ અમથી વેહેમાય છે વાસ્તે ખાત્રી કરવા દેવાના હેતુથી તે ઓરડે ઓરડો અમોને હીંમતથી સાંખો જોવા દેશે, ને તમારો ખુંધો ત્યાં છે કે નહીં તે એ રીતે તુરત માલમ પડી આવશે. એમ કરતાં છેલ્લે અમારૂં કામ થશે તો પછી જાંણે પેલો વિશ્વાસઘાત કરનાર પારસી નહીં મલ્યો ને ખાલી તકલીફ આપી તેથી દાદીબા પાસ હજારો માફ માંગીને અમો બાહેર આવશું એટલે સૌ સમાધાન થશે."

મેં ઘણો વિચાર કીધો. આ ઉપાયમાં જોખમ હતો, પણ તે વના રસ્તોજ ન હતો. વલી હોમલો દાદીબાની સાથેજ છે એમ મજબુતીથી માંનવાને ઘણાં કારણો હતાં, ને તેમ હોય તો પછી દાદીબા પોલીસને ખબર આપી અમોને સપડાવી દે એ વીચારજ હસી કાઢવા જેવો હતો. એટલા વાસ્તે એ અખતરો અજમાવા મેં યાકુબને હીંમત આપી એટલુંજ નહીં પણ યાકુબના 'શામજી બામજી બુઠા ચોરો' માંહેલા એક તરીકે હું પોતે બી સાથે જવા તૈયાર થયો !

યાકુબ આ મારા ઠડાવથી જેટલો અચરત તેટલો ખુશ થયો, ને પછી અમોએ બીજે દહાડે દાદીબાને ત્યાં ધસારો લેઈ જવાનું નકકી કીધું.

બીજે દહાડે હું ઠડાવેલે વખતે યાકુબે મને ઇધાંણી આપેલાં એક મકાંનમાં હાજર થયો. ત્યાં યાકુબ ઉપરાંત કોઇ બીજા બે મુસલમાંનો ત્યાંની પોલીસનાજ પોસાકમાં તૈયાર થયા હતા. કમબખ્ત યાકુબ તો વાંકી પાઘડી મુકીને જમાદાર થયો હતો ! મારૂં ઘણું મન થયું કે હવે હું હવાલદાર થવા કરતાં કોનસ્ટેબલ બની જાઉં, પણ ત્યારે કદાચ બોલવું પડે તો ઓલખાઇ આઉં ને સાહદથી પરખાઇ આઉં, વાસ્તે જમાદારના હાથ તલેનો એક નાધલો હાલહવાલ હવાલદાર થવાનેજ મેં પસંદ કીધું.

એટલા વાસ્તે મેં એક વાંકી વાલી દીધેલી મુસલમીન દાહાડી બાંધી લીધી, ને સીપાઇનો સઘલો અસબાબ પેહેડી મેં આરસીમાં દોકાવ્યું, તો ખરેખર હું એવો પકકો પઠાંણ બની ગયો હતો કે હું જાંણે પોતે પોતાને ઓલખી શકયો નહીં, ને તે ઉપર મારાથી આ જીવસતોસત ગંભીર બનાવો છતાં હસ્યા વના રેહવાયું નહીં !

અમો ગાડીમાં ગયા, ને બંગલા આગલ ઉતરયા ત્યારે જાણે હું પેહેલવેહેલો ચોરી કરવા જતો હોઉં તેમ મારી છાતી ધરકધરક થતી હતી. ખરેખર હવે તો મને લાગ્યું કે આ મેં ઘણું નાદાન ને ઉછાછલું પગલું ભરયું હતું, ને પોલીસને 'પરસોનીફાઇ' કરવાનો જોખમ ઘણો માહાભારત હતો—પણ હવે તો પસ્તાવાને વાસ્તે બહુ મોડું થયું હતું; હવે તો જે બને એ ખરી !

અમોને ઓટલાપરના ભઇયાએ અટકાવ્યા, અને તેની સાથની શરૂઆતની રીકજીક સાંભલી બે પાંચ બીજા જાત પરજાત નોકરો બાહેર દોડી આવ્યા. તેમાં બે તો પેલાજ હતા કે જેમણે યાકુબને હરધુત કીધો હતો, ને યાકુબના સવાલો ઉડાવ્યા હતા.

"અમો પોલીસના અધીકારી છીએ," યાકુબે એક જમાદારના રોબથી કહ્યું, "અને આએ ઘેરમાં અમોને કાંઇક જીુસ્તેજો કરવાની છે. તમારા શેઠને બોલાવો."

"બચ્ચા કાસમ," એક નોકર બોલ્યો, "એ તો પેલોજ છે હો, જેણે તુંને ને મને પકરમાં લેવા માંડયોતો તે. ચંપી કરીને હાંકી કાઢો ! એવા જમાદાર ને દફેદાર તો સેરીએ સેરીએ રવરેચ ! એવા પીજારડાઓના શું ભાર છે ?"

"નહીં, નહીં, શેઠને બોલાવ," પેલા કોઈ શાણા કાસમે સલ્લાહ આપી. "શેઠ દહવારો પારશે."

"જોરે એ અરભંગ," યાકુબે થથરાવી નાખનારા સાહદે કહ્યું, "અમારી ચંપી કરવાનો તારો વિચાર કેની તે તારાં ગજવાંમાંજ રાખજે, કેમકે નહીં તો તે પેહેલાં બેડી પોઇને તુંનેજ અહીંથી અમો રવાને કરી દઇશું. અમો ચાર અહીં છીએ, પણ બાર બાહેર ફરતા ઉભા રાખેલા છે, ને ફકત એક આએ સીપટીના અવાજે તેઓ અહીં ધસી આવશે તે ધ્યાંન રાખજે."

હવે ગરબડ વધી પડી, અને તેથી દાદીબાને કાંને તે ઘોંઘાટ જતાં તે ધસારાબંધ ઉપરથી ઉતરી આવ્યો.

તેજ પલે ઓટલાની સાંમેના ઓરડાનું બારણું જે પોનું વાંકું કરેલું હતું તેના ઓથામાં એક પારસી અબલા બી આવી ઉભી તેની સારી દેખાવા લાગી, ને જોકે તેટલો પ્રગટ હું તેનો ચેહેરો જોઇ શકતો ન હતો, તોબી મને અનુમાન કરવાને મુસકેલ પડયું નહીં કે તે જરબાઇ હતી.

"એ શું ગરબડ છેરે, નવલુ?" દાદીબાએ આવતાંને વાર ઘણુાજ ગુસ્સાના દેખાવથી પુછયું.

"મુરબ્બી સાહેબ, આએ કોઈ પોલીસનાં ભોસ્યાં છે, ને આ-પરો બંગલો ફરીને જોવા માંગેચ," નવલાએ કહ્યું.

"ને સાહેબ, આએ જમાદાર સાદા પોશાકમાં આજ બે દીવસ થયા અહીં ભમતો ફરતો હતો," કાસમે કહયું, "ને મને ને નવલાને ગ-રમાં લઈ આપરે લગતું એણે ઘણું બી પુછવાની પેરવી કીધી હતી, પણ તેમ કરતાં કાંઈ વલ્યું નહીં ત્યારે એ આએ આજે ઘસારો લઈ આયોચ."

"પણ એ બધાંનો સબબ શું ?" દાદીબાએ ડોલા કાઢી કહ્યું. "હું પોતે એક જસટીસ ઓફ ધી પીસ છું અને—"

"અને તેથી તો સાહેબ ધારાનાં કામમાં મદદ કરવાની તમારી બેવડી ફરજ છે," યાકુબે હીંમતથી કહ્યું. "સરકારને વેહેમ ગયો છે કે તમારે ત્યાં એક લુચ્છાને આશરો આપેલો છે"—હયાં દાદી-બાનાં મોંઢાંનો રંગ તમામ ઉડી ગયો, જે જોઈ યાકુબે કોઇનું ધ્યાંન ન ખેંચાય તેમ મને કોપરચું મારયું—"અને તે લુચ્છો તમારાં ઘેરમાં ભરાયો છે."

"તદન લબાડ છે," દાદીબાએ જેમ તેમ હીમત કરી કહ્યું. "હયાં અમો ઘેરનાં માણસો વતરોગે બાહેરનું કોઇ છેજ નહીં"—અને તોબી અમોએ જોયું કે તે ઘણી જેહમતે એટલું બોલી શ-કયો, કેમકે તે અમોને ખરાં પોલીસનાં આદમી સમજીને તથા હોમલા સંબંધી તેનું ભયંકાર કાવત્રું પકડાઈ ગયલું જાંણીને હેબત ખાઇ ગયો હતો, ને તેનાં પાંણી તમામ મરી ગયાં હતાં.

"તે પારસી," યાકુબે દાદીબાને હવે વટાવી હીંમત આપીને કામ કાઢી લેવાના હેતુથી કહ્યું, "તે પારસી મુંબઇની મારકસ કુંપ-નીનાં કેટલાંક કીમતી ઝવેરાતો ઉચાપત કરીને નાહસી આવ્યો છે, ને તેને તમોએ આશરો આપ્યો છે એવો વેહેમ છે."

"ઓહો એમ છે ?" દાદીબાની છાતીપરથી એ સાંભલતાંજ એક મોટો ભાર દૂર થયો એટલે એકદમ તે હીંમત પાંમી હસીને બોલ્યો, "ત્યારે તમારી બચ્ચીત ભુલ છે, પણ વારૂં તેને પકડવાનું વારંટ કયાં છે ?"

"વારંટ તેને પકડવાનું છે, તમોને પકડવાનું નથી સાહેબ," યાકુબે હસીને પણ સાબુત ઉડાવનારો જવાબ દીધો.

"ઓલ રાઇટ, ઓલ રાઈટ, ધેન આઈ ડોંટ કેર," દાદીબાએ હવે પોતાને તમામ સલાંમત જોઈ બેપરવાહ જવાબ દીધો, "નવલુ જોવા દે એ લોકને આપણો બંગલો"—અને દાદીબાએ પોતે ખસીને અમોને રસ્તો આપ્યો.

---

## પ્રકરણ ૧૭૩ મું.

### પાપનો ત્રાસ.

મેં ખુદાની શુગરગુજારી કીધી કે દાદીબાએ વારંટ ચાંપીને જોવા માંગ્યું નહી, કેમકે તેણે તે માંગ્યું તેવોજ મારો તો જીવ ઉડી ગયો હતો કે જો તે બજીદ થઇ જોવા માંગશે તો સઘલું પાપ પકડાઇ આવવાનું, અને ધાંન બગડવાનો, પણ નહીં; અમારાં સારાં નસીબે દાદીબા બેપરવાહ થયો ને અમો બચી ગયા, કે અમો સીધા જરબાઈવાલા સાંમેનાજ ઓરડામાં ધસ્યા જતા હતા, પણ તેવામાં દાદીબાએ અમોને રોક્યા. "હયાં નહી જવાશે," તેણે કહયું, "એ બાઇ સાહેબનો ઓરડો છે વાસ્તે તમારાથી અહીં નહીં જવાશે."

"બાઇને જોઇએ તો બાહેર બોલાવો," યાકુબે નમનતાઇથી પણ મજબુતાઇથી કહયું. "અમોને તો ઓરડે ઓરડાનું ખુંણેખુણું જોવાનો હોકમ છે, ને અમો ફરમાવેલા બંદા છીએ."

હયાં દાદીબાના જવાબને વાસ્તે અમો થોભ્યાજ નહીં. બીજીજ પલે યાકુબે આંચકો મારી બારણું ઉઘાડી નાંખ્યું, ને અમો અંદર ધસ્યા. જરબાઇ બારણાંની બાજુએ ઉભેલી હતી. તે સાદી તોપણ એક 'મોટે ઘેરની બાંનુ'ના સઘલા સરેસ્તાના ઠાઠમાં હતી, અને વલી મેં વધારે જોયું કે તે વધારે લેવાયલી, સુકાયલી, નખાયલી, તવાયલી બની ગઇ હતી ! તેનો ચેહેરો ફીકકો મારી ગયો હતો, ને તે જંજાલથી યા ખુદા ખબર કેમ તદન દરદી જેવી જણાતી હતી.

અમો અંદર ગયા એટલે જરબાઇએ મોટે ઘેરની બાંનુને છાજતા મીજાજનાં 'નસકોરાં' સાથે યાકુબપર ડોલા કાઢયા, ને પછી તેણીની નજર મારાપર ખેંચાઈ. અમારી નજર એક થઈ.

તે નજર સાંમે હું ટકી શકયો નહીં. હું ઓશકાયો—હું લજવાયો—હું ગભરાયો.

પણ જરબાઇએ મારાપરથી નજર કાઢી નહીં. તેણીએ પોતાની તેજી ચસમો કાંઈ એવી તો ટાંકીને મારાપર ટીકી, કે મને લાગ્યું કે મને જોતાંજ તેને મારે વીશે કાંઇ બી વેહેમ શરૂ થઇ ચુકયો છે!

એટલા માટે તેની નજર ચુકાવા મેં ઘણું કીધું, ને ઘોલ્યા તલે, કબટોનાં ખુંણામાં વગેરે એક હવાલદારની ધામધુમ સાથે ડોકયાં કરવામાં ને જોવામાં હું રોકાઇ ગયો, પણ જરબાઇ છાજતા અંદાજાના અંતરે મારી પુઠેપુઠ આવી!

તે ઓરડામાં હોમલો ખુંધો હતો નહીં, અને અમો ત્યાંથી બાહેર પડી હેઠલા ખણના બીજા ઓરડાઓમાં ફરી વલ્યા. ત્યાં જરબાઇ આવી નહીં, પણ જયારે અમો હેઠલા ઓરડાઓમાં ફરીને માલપર જવા દાદર આગલ આવ્યા ત્યારે દાદરથી થોડેક દુર જરબાઇ ને દાદીબા ઉભેલાં હતાં, ને મેં દાદીબાને લગાર ખીજવાતથી બોલતાં સાંભલ્યો, "તું તો રાંડ મેંટ થઈચ મેંટ, જરી,"—અને બીજીજ પલે અમોને જોઇને તે ચુપ થઇ થયો.

"જોવ તમે નહીં માનતા દાદી?" અમો અરધે દાદરે પોંહોંચ્યા ત્યારે વલી જરબાઇને કગલીને મેં દાદીબાને કાંને લાગી કેહતાં સાંભલી—કેમકે મારા કાંન મેં ઘણાજ તીક્ષણ કરી મેલ્યા હતા—"મારી ખાત્રી છે ત્યારે હું કેમ ખમ્યા કરૂં? હું એ કાંહાંવેર જોયા કરૂ? મને ના અટકાવો—મને જવા દેઓ—હું એને—" અને બાકીનું મને સંભલાતું બંધ થઇ ગયું, કેમકે અમો ઘણા ઉપર ગયા.

જ્યારે અમો માલને ઉપલે પગઠીએ પોંહોંચ્યા ત્યારે મેં કટેરાઓ વચ્ચેથી નીચે દોકાવ્યું, ને જરબાઇ ઉપર આવવા માંગતી હોય તેમ તેણીનો એક પગ દાદરના પેહેલાં પગઠયાંપર હતો, ને હજી દાદીબા તેણીને કાંઇ સમજાવતો હતો!

શું તે મારી પુઠે આવવા માંગતી હતી? શું તેણીએ મને અંતે ત્યારે ઓલખી કાઢયો હતો? તે વીચારજ તહરેવાર લાગણીઓથીં મને ધ્રુજાવવા બસ હતો!

પેહેલો માલ ફરી વલતાં વાર લાગો નહીં, કેમકે એક ઓરડામાં આડી તીડી નજર ફેકતાં જો ત્યાં મને હોમલો ખુંધો નહીં નજર આવતો તો તુરત અમો બીજે ઓરડો જોતા. એ રવેસે અમો પેહેલો માલ જોઇ રહી જ્યારે બીજા માલપર જવા દાદરપર ગયા,

ત્યારે વલી મેં કટેરાપરથી દોકાવીને જોયું તો દાદીબા અને જરબાઇ ધીમે ધીમે ઉપર આવતાં હતાં.

અમો બીજે માલે પોંહોચ્યા, ને આગલના એકાદ બે ઓરડા જોઇ પાછા ચાલમાં આવ્યા ત્યારે જરબાઇ બીજા માલના ઉપલાં પગઠીયાંપર આવી પોંહોંચી હતી. મેં તુરત નજર ફેરવી નાંખી, કેમકે તેની નજરમાં કાંઇ કાકલુદી–કાંઇ મીનતજારી પ્રગટ સમાયલી નજરે આવતી હતી !

અમો બીજા ઓરડા તરફ ધસ્યા તેટલાં પછવાડેથી એક નરમ નાજુક ધ્રુજતા હાથે આવીને મારો હાથ પકડયો, ને મેં ચોંકીને પાછું ફરી જોયું તો તે જરબાઇ હતી. "કાવસ, બા કાવસ," તેણીએ કાકલુદીથી કહ્યું, "તું આખી દુન્યાને છેતરી શકશે, પણ મને છેતરી શકવાનો નથી."

"આએ બારણું તો અંદરથી ચપટાવેલું છે," યાકુબે જરબાઈએ મને કહ્યું તે જોયા યા જાંણ્યા વના એકદમ કહ્યું.

"કાવસ, તું આજે મારાં ઘેરમાં શું કરવા માંગેચ ?" જરબાઇએ ઘણીજ કગલીને પુછ્યું.

"માતાજી—બાંતુ–બાઈ," હું શું બોલતો હતો તેનો જરાબી વિચાર લાવ્યા વના ગભરાતમાં જે બોલાયું તે બોલવા ગયો, ને લઠડી પડયો, "આએ બંધ બારણું તમોને એકદમ ઉંઘડાવવું પડશે."

"પણ કાંય ? જરા મને કેહે તો ખરો ?" જરબાઇએ હજી મારો હાથ પકડી રાખી મને અટકાવી પુછ્યું.

"ત્યારે શું હું બારણું ભાંજું ?" યાકુબે ઘણા ગુસ્સાનું ડોલ ઘાલી કહ્યું.

"જો એને તેમ કરવા ના કેહે," જરબાઈએ દયામણા સાહદે માંગી લીધું.

"તે નહીં બનશે," મેં દ્દડાવથી કહયું, "ભાંજો બારણું."

બીજી પલે જોરાવર યાકુબના એક ઓસ્તવાર ધક્કાથી બારણું એક મોટા કડાકા સમેત ઉંઘડી ગયું, ને હું યાકુબ પુઠે જરબાઇનો હાથ છટકાવી ઓરડામાં ધસી ગયો. ત્યાં એક ઘોલ્યા ઉપર હોમસો ખુંધો મરેહાલ હાલતમાં પડેલો હતો !

---

## પ્રકરણ ૧૭૪ મું.

### અધુરી ફત્તેહ.

બીજી પલે જરબાઇ ને દાદીબા બી ગભરાતમાં ઓરડામાં દોડી આવ્યાં. "કાવલા, કાવસજી, બા કાવસ," દાદીબાએ આવતાંને વાર કગલીને કહયું, "જરા મને એક પલ સાંભલ તો ખરો ?"

"કાવસ ? કાવલો ?" હોમલો ખુંધો સરપે દંખ મારયો હોય તેમ બીછાણાંમાં ચમકી ઉઠી બોલ્યો, "ઓ આએ શું નવો ગજબ છે ? પોરયા તું કાંય હું દુઃખી દરદીની પુઠ પકડી રહયોચ ? હું મુવેલાને તું કાંય મારેચ ? તું કાંય નહીં હજી મારો પીછો મુકતો ?"

હયાં મેં યાકુબને અસારત કરી, એટલે તે ત્યાંથી પોતાનાં માણસોને લેઇને તુરત ગુપચુપ ચાલતો થયો, અને તેઓનાં ત્યાંથી જવા પછી મેં ખુંધા તરફ ફરીને કહયું, "બાજીનો રંગ ફેરવાયો છે, ને હવે દાવ લેવાની મારી વારણ છે. આજવેર મને તમોએ સતાવ્યો છે—વગર વાંકે, વગર સતાવણીએ તમે મારો પીછો પકડી રહયા હતા, તો હવે તમારો પીછો પકડવાનો મારો વારો આવ્યો છે. દાદીબા શેઠ"—અને હયાં હું દાદીબા તરપ ફરયો, "મારાથી તમારૂં આ ભયંકર તરકટ છાંણું નથી. આએ લુચ્છાને બંદીખાનામાંથી બચાવા તમે જે જોખમનો અખતરો કીધો તે જરાકે જરાક મને ખબર છે."

જરબાઇ એક હાય મારી પાસેની ખુરસીમાં બેસી ગઇ. હોમલા ખુંધાએ કપાલ કુટયું, ને દાદીબા ભીંતને અઢેલી પડયો.

"હા જરાકે જરાક," તેઓનાં પાપને લગતી મારી જાહેર કરેલી માહીતગારીથી તેમનાપર થયલી ગંભીર અસરથી મનમાં રાજી થઇ મેં જરા થોબી પાછું ચલાવ્યું. "ખુદા રાસ્ત છે, ને તે રાસ્તીનો સાહેબ હવે મારા સંબંધી સીહા ભેદનો પરદો આસ્તે આસ્તે ખુલતો ચાલ્યો છે. તમો ખરી વાતો છુપાવાને ગમે એવાં ફાંફાં મારો, પણ તે હવે તદન ફોકટ છે."

"પણ કાવસ—" દાદીબા શું બોલવું તે નહીં સુઝવાથી ફકત કાવલાની ઢપે મારૂં નામ બોલી ચુપ થયો.

"ઓ કાવસ!" જરબાઇએ અરધે રડેલે સાહદે અરજ ગુજારી.

"મેં ઘણા કાલાવાલા કીધા, પણ આજવેર મારા કાલાવાલાઓ ને મીનતજારીઓપર તમે ત્રણમાંથી કોઇએ બી ધ્યાંન આપ્યું નથી," મેં પાછું કહ્યું, "તો તમારા કાલાવાલાપર હવે ધ્યાંન આપવાને હું બંધાયલો નથી. હું કેહુંછ ને ચેતાઉંછ હવે કે મને સઘલી વાત ખબર પડી ચુકીછ—"

"સઘલી ?" દાદીબાએ ધરકતી છાતીએ પુછયું.

"હા સઘલી," મેં ભારથી કહ્યું. "જેલના સરજ્યને સઘલું કબુલ કરી દીધું છે—"

"ઓ ચંડાલ !" હોમલાએ હાય પુકારી.

"અને સોહલુ દમણ્યાએ—"

"દમણ્યાએ બી ?" દાદીબાએ ને જરબાઇએ એકજ સાથે એકજ અવાજમાં—ગોયા એકજ દમમાં પુછયું.

"હા, સોહલુ દમણ્યાએ બી સઘલું અગત જોગું મને કહી દીધું છે," મેં કહ્યું, "અને તેથી હું હયાં હવે જાસ્તી જુસ્તેજો કરવા આવ્યો છું. મારો એક અતી માનવંત વગ વસીલાવાલો ઉમરાવ મીત્ર છે—"

"પેલો મીનોચેહેર ?" દાદીબાએ ધીરે સાહદે કહ્યું.

"હા," મેં કહ્યું. "તેનું નામ તમોથી છુપાવાને કે છાનું રાખવાને મારે જરાબી જરૂર નથી. તે દોસ્તની મારાપર હવે તકેદારી ને નજર છે, ને તેથી હવે મને આગલ સતાવી હેરાંન કરીને ફાવી ગયલા મારા શત્રુઓ ધુલ ફાકે છે—" ને મેં હયાં મારા સદાના જીવલેણ શત્રુ ખુંધાપર એક ધીક્કારની નજર ફેંકી, કે જે અરધો બેભાંન જેવો તકયાપર માંથું નાંખી દઇ જે થતું હતું તે જોતો અને સાંભલતો હતો.

"ઓ કાવસ," જરબાઇએ લાગણીઓથી મારા ભણી ઉઠી આવી કહયું, "તું શું કાંઇ એમ ધારેછ કે હવે પછી કોઇ તારો એક બાલ બી વાંકો કરી શકશે ? ઓ નારે, જયાં હું હઉં ત્યાં તો—"

"જરી !" દાદીબાએ જીવપર ખેડી હીંમત ધરી એક ગુસ્સાનો પોકાર મારયો, અને પોતાની મોહરદારને તેણીની એક માને છાજતી મમતામાં અટકાવી નાંખી —અને પછી મારા ભણી ગુસ્સાનાં નેણ કરી તે બોલ્યો, "હવે તું કેહેવા શું માંગેચ રે, છોકરા ? તારાં મનમાં અમારે લગતા જે કાંઈ ઘેલા ગાંડા વિચારો છે તેથી—"

"ઘેલા ગાંડા વિચારો?" મે તીરસ્કારથી કહ્યું. "હજી તમો તમારા એ બોલો ફેરવતા નથી? બાંનુ," અને હું હયાં જરબાઇ તરફ ફરયો, "તમો શું કેહોચ? તમો બી શું એજ પ્રમાણે બોલશો?"

"એવું હંબગ હું વધારે વાર નથી ચાલવા દેવાનો," જરબાઈને જવાબ આપવાને જરાબી વખત આપ્યા વના દાદીબા ઉતાવલથી અને હજી ગુસ્સાનાજ દેખાવથી વચ્ચે બોલી ઉઠયો. "હું ફરમાઉંચ કે—"

"જરા સબર કરો," મેં કહ્યું. "દાદીબા શેઠ તમો ગરમ થાઓ તે આગમચ આગલ પાછલની યાદ આપવા એક બે બોલ હું તમોને કાંનમાં કેહેવા માંગું છું, કારણ કે આ દેખીતી રીતે દુઃખી થતાં બાંનુંને વધારે દુઃખી કરવા હું ચાહાતો નથી."

તે ઓરડો મોટો હતો, અને દાદીબા કાંઈબી નવું જાંણુવાની ઉલટથી ખુશીથી મારા સાથે એક ખુંણામાં આવ્યો, કે જ્યાં મેં તેને કાંને લાગી કહયું, "પેલો ચંડાલ ખુંઘો એક ચોક્કસ રાત્રે મારૂં ખુંન કરનાર હતો, ને મારૂં ખુંન કરવા મી૦ દાદાભાઇ તમે તેને લાંચ આપી ઉસકેરયો હતો!"

આ મારા સુખનોથી દાદીબાનો જે હાલ થયો તેવો ખુદા દુસ્મનનો નહીં કરો! તે મારા સુખનોની હેબતથી ધ્રુજવા પડયો એટલુંજ નહીં, પણ તેનું મોં પથ્થર ઉપર સચકી મુકેલાં એક રવાંનનાં મોંનેજ મલતું આવતું હતું!

"કાવસ," તણે અંતે ઘણેજ ધીમે સાહાદે કહયું, "હવે હું જોઉંછું કે તું ઘણું—લગભગ બધું જાંણી આયોચ, ને ત્યારે હવે તુંને ઉડાવવો મુરખાઇ છે. હવે હું તુંને સઘલું ખરેખરૂં કેહેવશ, પણ આજ ને આજ તો મને માંફ કરવાને હું કાલાવાલાથી તારા પાસ માંગી લઉછું. આજે એકદમ તું સઘલું જાંણી હાજર થયો છે તેથી મારી લાગણીઓએ એવો આંચકો ખાધો છે, કે જો તું વધારે બજીદ થશે તો હયાંજ હું મરી જવશ એમ કેહેવામાં હું સહરાગત કરતો નથી, વાસ્તે મારો જીવ હાલ તો ઠંડવા દે, ને જો આજથી બરાબર આંઠમે દહાડે તું મને કલકતામાંના આપરા પોતાના બંગલામાં આવી મલશે, તો તે દહાડે હું સઘલો રસ્તો કરી નાંખશ."

મેં ઘણો વિચાર કીધો. મેં જોયું કે હવે દાદીબા મારાં ગુઠ-ણતલે એવો આવી ગયલો હતો કે હવે તે છટકે તો નહીં, તોબી તેના પાસ સઘલો એકરાર કરાવાની આ સુના જેવી એક તક જતી મેલવા મારૂ દીલ થતું ન હતું.

પણુ બીજા હાથપર મને દાદીબાપર મેહેર—કહો કે મેહેર કરતાંબી કાંઇ વધારે જોસદાર લાગણી થતી હતી, ને તેથી મરતા દુસમનને વધુ મારવાનું હીચકારાપણું મને શોભ્યું નહીં—મને ગ-મ્યુંજ નહીં. એટલાવાસ્તે મેં કહ્યું, "હું તમારી આ દરખાસ્ત એકજ સરતે બાહાલ રાખશ, ને તે એ કે બાઇ જરબાઇ પોતે એ તમારાં વચનને ટેકો આપે."

એ ઉપરથી તુરત દાદીબાએ જરબાઇને અસારત કરી અમો વાત કરતા હતા તે ખુંણાંમાં પાસે બોલાવી, અને કહ્યું, "જરી, હું કાવસને કેહુંચ કે તે જો આજે અહીં વધારે ગરબડ નહીં થવા દેતાં ગુપચુપ પાછો જાય ને કલકતામાં આપરા બંગલામાં મને આવતાં અઠવાડયાના સનીવારે મલે તો આપરે એને સઘલું કહી દઇ ઘટતું કરીએ, પણ એ મારાં વચનપર એતબાર લાવતો નથી, ને સાથે તારૂં બી વચન માંગે છે."

"તો હું બી તે વચન આપુંચ, બા કાવસ," જરબાઇ જેતું તે ઉભી હતી ત્યારે આખું તનબદન ધ્રુજતું હતું તેણે મને પસવારીને કહ્યું. "તું હમણાં તો સધાવ, ને કલકતે આપરા બંગલામાં એવણ કેહચ તેમ આવજે. તેટલાં હું પોતેબી એવણ સાથ બધી વાત કરી સઘલું નક્કી કરાવી મેલશ."

"ત્યારે ઠીક છે હું આવશ," મેં કાંઇક નાસીપાસીનાં દુઃખથી કહ્યું, "પણ અરે તેટલાં એક બોલ–પેલો એક બોલ કે જે સઘલા ખુલાસાની ચાવી છે તે કાંય નહીં મને કહી સંભલાવતાં?"

"જોવ કેઓ દાદાભાઇ, મરે જો કેઓ, મને ના તવલાવો," જરબાઇએ કહ્યું, ને તે અબલા તેની લાગણીઓ તેના હાથમાં નહીં રહી શકવાથી રડી પડી, જે જોઇ મારાથી પણ રડયા વના રેહેવાયું નહીં.

ઓ તે દેખાવ! લાગણીઓના અસહય જોસનું તે એક જોવાજોગ અસરકારક ચીત્ર!

પણ દેખઇતી રીતે જરબાઇપર દાદીબાનો ભારે ત્રાસ હતો. તેણે પાછી થથરાવનારી ઢપે ફકત "જરી!" કરીને એક બુમ મારી, ને તે બાનુનાં આંસુઓ ખંચાઇ ગયાં.

"પણ વારૂં કાવસ તું કલકતામાં આવીને પેહેલાં કયાં ઉતરશે?" દાદીબાએ જરબાઈને ચુપ કીધા પછી વલી નરમ પડી જઇ મને પુછયું. "મને તું તારૂં ઠેકાણું આપી રાખ, એટલે હું તુંને કદાચ તેડવા કોઇ માણસ બી મોકલશ."

"હું સુકરવારની રાત્રે કલકતે આવશ," મેં કહ્યું, "ને હું હંમેશ ઉતરૂંછું તેજ હોટેલમાં ઉતરશ"— ને મેં તેનું નામ બી આપ્યું.

"ત્યારે હું સહવારનાં પોહોરમાં ત્યાં તુંને તેડવા મોકલશ," દાદીબાએ કાંઇક અસાધારણ મમતાથી કહ્યું; "પણ હવે ત્યારે તું ધીલ ના કર," મને હજી ત્યાંથી જવામાં ધીલ કરતો જોઇ તેણે કાકલુદીથી વધાર્યું. "મારા નોકરોનાં મનમાં તહરેવાર વેહેમો પડશે, અથવા પડી ચુકયા બી હશે અને તેથી—"

"ત્યારે હવે હું તમને વધારે બેજારી આપતો નથી"—મેં કહ્યું, અને વલી જરબાઇની આંખમાં આંસુ આવતાં હતાં, એટલે તે દેખાવ વધારે વાર તામોસ નહીં થઇ શકવાથી હું ધસારાબંધ ત્યાંથી જતો રહયો.

---

## પ્રકરણ ૧૭૫ મું.

### મી૦ ગ્રેનબી.

હેઠલ બાગનાં એક ખુંણામાં યાકુબ અને તેના સાથીઓ ઉભેલા હતા તેમને લેઇ હું ત્યાંથી નીકલી ગયો, અને જ્યારે પોલીસનો પોશાક ઉતારી હું તેઓથી છુટો પડયો, ત્યારે જેમ યાકુબ તેમજ તેના સાથીઓ રાજી થાય તેમ મેં છુટથી તેમના વચ્ચે નાણું વેરયું.

બીજે દીવસે મેં એક લંબાણ વીગતે કાગલ લખીને મી૦ ને મીસીસ મીનોચેહેરને સઘલી બીનાથી વાકેફ કરયાં, ને હું કલકતામાં ક્યાં હોટેલમાં જઇ ઉતરનાર હતો તેનું નામ નીશાંન આપ્યું કે તેઓ પોતાનાં કાગલ પત્રો આવતે અઠવાડયેથી ત્યાંજ લખે.

એ અઠવાડયું મેં બેંગલોરમાંજ કાઢયું, જે મારી અધીરતા ને આતુરતા વચ્ચે મને પાહાડ જેવું લાગ્યું, પણ જે અરસામાં વાંચનારને જાંણવાજોગ કશું બન્યું નહીં. તે પછીથી સુકરવારની

રાત્રે હું જ્યારે કલકતામાં ઉતરયો, ને સરેસ્તાનાં મારાં હાટેલમાં ખાંનુ લઇ આરામ કરવા ગયો, ત્યારે આવતી કાલનો ઉગતો સુર્ય અસ્ત થવા પેહેલાં મને કાંઇક બીજીજ હાલતમાં ફેરવાયલો આદમી જોશે એવી ઉમેદોપર ખ્યાલ કરતાં મને બહુ મોડી રાત્રે ઉંઘ આવી.

બીજી સહવારે હું સકકારે ઉઠયો, કેમકે મને દાદીબાનાં વચનપર એતબાર હતો કે કોઇ બી મને તેડવા આવશે, ને ખરેખર હું નાસ્તાથી ફારેગ થયો નહીં થયો તેટલાં તો મારા વેટરે કોઇ યુરોપીયનને માનથી મારા રૂમમાં દાખલ કરયો.

હું તુરત સમજયો કે તે દાદીબાનો કલકતા ખાતેનો સોલીસીટર હોવો જોઇએ, ને તેથી હું ઘણાં માનથી તેને બારણાં વેર લેવા ગયો. તેને ઘણાજ મીઠાસથી હસીને મને સલાંમ કરી, અને કમરમાંથી સેહેજ વાંકો વલી યુરોપીયન અદાથી મને પુછયું, "મને મી૦ કાવસજી સાથે વાત કરવાનું માન છે ?"

"હા સાહેબ," મેં તેને ખુરસી આપતાં કહ્યું, "મારૂં નામ કાવસજી છે."

"મારા જવાંન દોસ્ત," તેણે ટોપી ને સુનાની મુઠની એક લાકડી પાસેની ટીપોયપર મુકી બેસતાં કહ્યું, "ત્યારે તમારી મુલાકાત ને પીછાંણ થવાથી હું ઘણો ખુશી છું. હું મી૦ બાટલીબોઇ (દાદીબા) તરફથી આવેલો છું, કે જેવણ મારાં જાંની મીતર થાય છે."

"જી," મેં હુંકારો આપ્યો.

"દાદીબાએ મને અગત કરીને સકકારે આવવા કહ્યું હતું," તેણે હસીને કહ્યું, "પણ હું કામનું માણુસ છું ને કામની રોકાંણના સબબે છેક દસ વાગયા આવ્યા !"—અને હયાં તેણે સુનાનું એક સુંદર ઘડીઆલ કાઢી ટાઇમ જોયો.

આથી મારી તદન ખાત્રી થઈ કે આ 'કામનું માણુસ' કોઈજ નહીં પણ દાદીબાનો સોલીસીટર હોવો જોઇએ, પણ જ્યારે તેણે પોતાને દાદીબાના જીવેજાંન દોસ્ત તરીકેજ ઓલખાવ્યો, ત્યારે હું તેને તે તેઓનો સોલીસીટર હતો કે નહીં તે સવાલ કરૂં તે અસભ્ય લાગશે એમ માંની હું ખાંમોશ રહયો.

આ યુરોપીયન બેઠી બાંધણીનો પણ મજબુત બાંધાનો હતો, ને તેની અદામાં, તેનાં બોલવામાં અને તેની દરેક હીલચાલમાં ફકત નમનતાઇ, લાયકી ને મીઠાસ જણાતાં હતાં. તેના પોશાકપરથી

તે વગવાલો અને કોઇ જાંણીતો માણસ લાગતો હતો, અને એવાં એક મોટાં માણસને દાદીબાએ મને તેડવા મોકલવા પસંદ કીધો એજ મને લાગ્યું કે દાદીબાની સુધરતી જતી ચાલનો નવો અને મનમાનતો પુરાવો હતો.

"સાહેબ મને દાદીબા તરફથી તેડવા આવ્યા હશો," તેણે રૂમાલે કાચ લુછીને ઘડીઆલ બંધ કરી પાછું ગજવામાં સેરવ્યું એટલે મેં પુછ્યું.

"જી હા," તે યુરોપીયને હસીને કહ્યું.

"અને સાહેબનું નામ ?"

"મારૂં નામ મી૦ ગ્રેનબી છે," તેણે કહ્યું, "અને જો તૈયાર થાઓ તો મારી ગાડી બારણાં આગલ તૈયાર છે."

"મોટી ખુશી સાથે સાહેબ," મેં ઘણા હરખમાં આવી કહ્યું, કારણ કે વાંચનાર ! મને શા સબબે એટલો હરખ થતો હતો તે તું હજી કલપી શકનાર નથી !

હું એક ઘડીમાં તૈયાર થયો, અને અમો બાહેર નિકલ્યા. બારણાંમાં મી૦ ગ્રેનબીની બે ઘોડાની એક શોભઇતી બ્રોહામ તૈયાર હતી, ને અમો તેમાં બેઠા.

આખે રસ્તે મી૦ ગ્રેનબીએ તાહેલું તવાંણું ચલાવ્યું, પણ તેને સમા જવાબો આપવા જેટલી મારામાં ધીરજ ન હતી. મારૂં મન ઉસ્કેરાયલું હતું, ને મારૂં મગજ આગલા પાછલા તહરેવાર બનાવોપર વીજલીના વેગે દોડતું હતું.

પણ અંતે મારૂં ધ્યાંન ખેંચાયું કે ગાડી કોઈ આડે રસ્તે નિકલી જતી હતી, અને તે ઉપર તુરત મેં મી૦ ગ્રેનબીનું ધ્યાંન ખેંચ્યું—કેમકે દાદીબાનો કલકતા ખાતેનો મેહેલ સમાંન બંગલો મને અજાંણ્યો ન હતો.

"હો, હું માફ માંગું છું," મી૦ ગ્રેનબીએ કહ્યું; "હું કેહવાને વીસરયો કે દાદીબા સાથની તમારી મુલાકાત મારાંજ મકાંનમાં થવાની છે—મને દાદીબા સાથે ભાઇ ભાઇનુંજ નાતું છે."

"પણ ત્યાં દાદીબા આવશે ?" મેં આશાવંત પુછ્યું.

"ખચ્ચીતજ," મી૦ ગ્રેનબીએ કહ્યું.

"ને મીસીસ દાદીબા ?"

"તેઓ બી આવશે ; અમોને કોઇને કાંઇ પારકું નથી."

હું વલી ચુપ થયો, ને ગાડીએ પાએક કલાક ધોરી રસ્તાપર દોડવા પછી એક લગાર સાંકડી ગલીમાં વલાંણુ લીધી. ત્યાં બી મોટા મોટાઓના નાના બંગલા હતા, પણ એકેકથી છુટા હતા, ને વચ્ચે ખાલી મેદાંનો હતાં. એ રીતે સુમારે સો વાર ખાલી જ માનનો એક ગાલો મુકવા પછી એક દરવાજા આગલ ગાડી ઉભી રહી, કે જે દરવાજો બંધ હતો. હયાં એક ઘોડાવાલાએ તુરત ઉતરી પડી બાહેરથી દોરી ખેંચી ઘાંટ વગાડયો, કે તે દરવાજો ઉંઘાડવામાં આવ્યો ને ગાડી અંદર વલી.

તે એક બીસ્યાર બાગમાંથી કાઢેલી સરલ જગ્યામાંથી અંદર દોડી. "ખચ્ચીત," મેં મનમાં વીચાર કીધો, "મી૦ ગ્રેનબીનો બંગલો કેટલો બધો એકાંત અને છેક અંદરથી આવેલો છે!" તેની આસપાસના વીસતીર્ણ બાગ ને મોટાં ઝાડોએ જે જગ્યા રોકી હતી તેવી મેં કાઇ ભલા ધણેતરને ત્યાં જોઇ હતી, ત્યારે શું મી૦ ગ્રેનબી કોઇ એટલો બધો પઇસાવાલો હતો?

અંતે બારણાં આગલ ગાડી ઉભી, ને મી૦ ગ્રેનબીનાં ઉતરવા પછી હું ઉતરયો. મારી લાગણીઓ વધતી ને વધતી ઉસ્કેરાતી જતી હતી.

આગલા હાલમાં એક કદાવર દેખાવનો ઈંગ્રેજ પેપર વાંચતો હતો, તે વના ત્યાં બીજું કોઇ ન હતું, ને ત્યાંજ મને બેસાડી મી૦ ગ્રેનબી બેઠો.

"મી૦ કાવસજી," મને મલ્યા પછી પેહેલીજ વાર ઓછા મીઠાસથી ને જરાબી હસ્યા વના તેણે ગંભીરતાથી કહ્યું, "જેઓ તમારૂં સારૂં ચાહે છે તેઓએ તમોને અતરે લાવવાનું મને સોંપ્યું—"

"હું સાહેબનો તે તજદી માટે ઘણો ઉપકારી છું," મેં કહ્યું, ને દાદીબા કે જરબાઇ પાસેના ઓરડામાંથી 'ઓય આવશે' એવી ઉમેદમાં આસપાસનાં બારણાંઓપર નજર રાખી.

"એમાં મને તસદી નથી. એ તો મારી ફરજ છે, એ તો મારો ધંધોજ છે," તે યુરોપીયને કહ્યું.

તેના 'ધંધા'નો અર્થ હું સમજ્યો નહીં, એટલે તે વેલાએ તે બોલપર મારૂં કશું વજનદાર ધ્યાંન ખેંચાયું નહીં.

"હવે હું બી તમારો દોસ્તજ છું," મી૦ ગ્રેનબીએ પાછું ચલાવ્યું, "અને તેથી તમારા ખેરખાહોની મારેજ ત્યાં એક ચોકકસ મુદત સુધી તમોને રાખવાની મરજી છે."

"હાજી," મેં કહ્યું, "જો દાદીબાની મરજીજ છે તો આજના ખુલાસાઓ તમામ થયા પછી હું થોડો વખત તમો જેવા લાયકીવાલા ગ્રહસ્થ સાથ ખુશી સમેત રહીશ."

"હવે ખુલાસાઓની વાત મનમાંથી કાઢી નાંખો," મી૦ ગ્રેનબીએ કહ્યું.

"કાઢી નાંખું ?" મેં અતી અચરતીમાં ફાલ ખાઇ કહ્યું, "ત્યારે શું દાદીબા જરબાઇ હયાં નથી ?"

"એ વિચાર ને વાતજ તમારે વીસરી જવી પડશે," મી૦ ગ્રેનબીએ મારા સવાલનો પાધરો જવાબ આપ્યા વના કહ્યું. "તમો અહીં ખાઓ પીઓ ને ચમન કરો."

એજ પલે એક એવી ભયંકાર ચીચ્યારી મારે કાને આવી કે હું બેઠેલો ચોંકી કુદકો મારી ઉઠયો, પણ તે ચીચ્યારીથી મી૦ ગ્રેનબી કે પેલો પેપર વાંચતો બીજો યુરોપીયન જરા ચવરયોસવરયો વટીક નહીં ! આ જોઈ હું ખચ્ચીત ઘણોજ ગભરાયો, કેમકે તે મકાંન ઘણુંજ વીશાલ હતું એ તો હું ખાત્રીથી માંનતો હતો, ને આ ચીચ્યારી તે વીશાલ મકાંનનાં કોઇ છઠે ખુંણેથી આવી હોય એવી ઉંડી હતી તોબી કાંન ફાડી નાંખે એવી ભયભીત ને ચોંકાવનારી હતી !

"એ શું છે ?" મેં ધડકતી છાતીએ પુછ્યું.

"નહીં, કાંઈ નહીં, બેસો, ગભરાઓ ના," મી૦ ગ્રેનબીએ કહ્યું, "એ તો એક બચારી ઘેલી છે."

"ઘેલી ?" મેં ધાસ્તીથી ધ્રુજતાં પોકાર મારયો, "ત્યારે આ મકાંન શું છે ?"

"એક મેડહાઉસ," મી૦ ગ્રેનબીએ ઠંડે કલેજે કહ્યું. "એક ખાંનગી મેડહાઉસ, ને તમારાં મગજનું ઠેકાંણું આવે ત્યાંવેર તમોને અહીં લાવીને રાખવાને અને તમારૂં માથું સુધારવાને મને તમારા દોસ્તોએ પઠેલો છે. આ મકાંનનો માલેક હું પોતે ડાકટર ગ્રેનબી છું"—ને ત્રેણે 'ડાકટર' બોલપર ભાર મેલ્યો.

હું એક હાય મારી તુટી પડયો. હવે મને સઘલું સમજ પડયું. કાવત્રાંબાજ દાદીબાનાં આ નવાં ભયંકાર તરકટનો ખ્યાલ થતાં મારી છાતી ફાટી ગઇ !

તેણે ડાકટર ગ્રેનબીને સમજાવેલું જણાતું હતું કે હું એક ઘેલો હતો, ને તે (દાદીબા) મને સતાવતો હતો એમ સમજી હું ખુલાસાઓ માંગવાના દાવા કરતો હતો, વાસ્તે મને એક મેડહાઉસમાં નાંખવાની અગત હતી!

અને ખરેખર ત્યારે શું આ ઠગારો ડાકટર ગ્રેનબી મને ઘેલોજ સમજી વાહી પટાવી લાવ્યો હતો? ઓ ગજબ! આવું નીચ કાવત્રું મને ઘેલો કરી નાંખવાને બસ હતું, તો હું ખરેખર ઘેલો ત્યાં નહીં થઇ ગયો તેજ શું એક મોજેજો ન હતો?

દાકટર ગ્રેનબીનું મેડહાઉસ એક પ્રાઇવેટ મેડહાઉસ હતું. એવી ફીસમનાં પ્રાઇવેટ તબીબોથી ચાલતાં મેડહાઉસ વેલાતમાં ઘણાં છે, કે જ્યાં મોટે ખાંચરેના લોકો પોતાનાં લાગતાંવલગતાંઓને જાહેર મેડહાઉસમાં મોકલવાને રાજી ન થતાં મોટી રકમો આપી રાખવા મોકલે છે, પણ તેવાં મેડહાઉસ ઈંડિયામાં હોય એનો મને અભ્યાસ અનુભવ કે ખબર વટીક ન હતી!

અને એવી દેવાનીયતશાળાઓ સરકારના પરવાના સાથે ચાલે છે, કે જે તવંગર વર્ગના કમનસીબ દેવાનાઓ માટે કદાચ આશીરવાદ બી હોય, પણ મારે માટે તો એક કરડી કદુવા થઇ પડી હતી!

મારૂં લોહી ઉકલી આવ્યું, ને ડાકટર ગ્રેનબીપર તેની એ ઠગાઇભરેલી વર્તણુંક માટે લ્યાંનતનો ફીટકાર વરસાવી હું ગુસ્સામાં ત્યાંથી જતો રેહેવા બારણાં ભણી ગયો. એજ વખતે પેલો પેપર વાંચવા બેઠેલો યુરોપીયન ટેબલપરથી એક નેતર લઈ ઉભો થયો, ને કુદકો મારી કાંઇ બી બોલ્યા વના બારણાં વચ્ચે આડો જઇ ઉભો!

"જુઓ મી૰ કાવસજી," મી૰ ગ્રેનબીએ મારી પુઠે ઉઠી આવી હવે લગાર વધારે ગરમ સાહદે કહ્યું, "હું તમોને તદન દેવાંના જોતો નથી, એટલે તદન દેવાનાઓના વર્ગમાં મુકતો નથી. એટલા વાસ્તે તમો જેટલી સારી ચાલે અમારી સાથે ચાલશો તેટલું તમોને જાસ્તી છુટાપણું અહીં મલશે. અહીંથી નાહસી જઇ શકવાનો તો ખ્યાલજ મુકજો"—તેણે મુછમાં હસીને વધારયું—"કેમકે તે માટેની ચોકસાઇ તો અહીં હદથી વધારે છે, પણ જો તમો તાબેદારીથી તમારાં ખેરખાહોની મરજી થાય ત્યાંવેર અહીં રેહેશો તો તમને સરસ ખાવા પીવાનું ને પેહેડવા ઓઢવાનું મલશે. વલી તમોને એક

સણગારેલો ઓરડો બી તમારે એકલાને માટે હું આપી રાખશ, ને મારા બીસ્યાર બાગમાં ફરી હરી સહવાર સાંજ તમો ચાહો એટલી કસરત મેલવી શકશો ; એમ છતાં બી જો તમે આડાજ થશો તો પછી તમારૂં એ છુટાપણું લેઈ લેવામાં આવશે, ને ત્યારે બેડી નાંખીને તમારી સુધ્ધ અંતે ને આખરે ઠેકાંણે લાવવીજ પડશે."

ઓ ખુદા ! તે માહા બુરાનાં આ લંબાણ ભાશણ વખતે મને ધીરજ કેમ રહી શકી તે હું જાંણી શકતો નથી. પણ મેં એક તડાકે જોઈ લીધું કે વલી મારી નાદાંન્યતે છક્કર ખાઇ હું વે-ચાયો હતો, અને હવે હયાંથી બચવાનો એક બી ઉપાય ન હતો, કે જ્યારે એ દેવો સામે નાફરમાંનીથી લડવું ને વધારે હલાક થવું એ તો કેવલ મુરખાઇજ હતી.

અંતે મને મારો ઓરડો બતાવામાં આવ્યો, અને તેના એ-કાંતવાસમાં જઇને માતમ વરસાવા હું રાજી થયો. પેલો પેપર વાં-ચનાર યુરોપીઅન જે કોઇજ નહીં પણ એક ઉપરી હતો ને જેનું નામ ટોમ હતું તેણે ડાકટર ગ્રેનબીની ફરમાસથી મને મારો ઓ-રડો બતાવ્યો, અને હું ત્યાં ગયો.

તે જોઇતી સગવડો ધરાવનારો હતો પણ મારે મન તે એક ડરામણું દોજખ હતું. મને તો તે એક કેદખાંનાથી કોઇબી સુરતે ચઢતું જણાતું ન હતું.

ટોમનાં મને ત્યાં મુકી જવા પછી હું બેઠો, અને વિચાર ક-રવા લાગ્યો. આ ભયાનક આફતમાંથી હવે હું કયારે ને કેમ છુટવા પાંમશ તે હુ જાંણુતો ન હતો—નવેંબર માસ દુર ન હતો, તે માસ કે જ્યારે કોરજી શેઠને તયાં હાજર થઇ મારી માનીતી શીરી-નને મારી ગોદમાં ચાંપવાને મને હરખ થતો હતો; પણ અફસોસ! હવે તે કેમ બનશે? કદાચ જીંદગી સુધીનું આ જાલેમ બંદીખાંનું જો કાવત્રાંબાજ કરપીનોએ મને આપ્યું હોય તો મારૂં શું થશે, ઓ ખુદા! મારૂં શું થશે?

હું જારએજાર રડયો. આવી મોટી ઉંમર થવા છતાં-મારી કાંહાંણીઓ વચ્ચે નાધલેથી મોટો થવા છતાંબી હું સખથી–સુખથી રહી શકતો ન હતો તે મારાં હીણાં કરમપર મેં અફસોસની હાય ઉઠાવી ને હું રડયો.

દાદીબાનાં કાવત્રાંમાં પ્રપંચી હોમલા ખુંધાનો હાથ અથવા સામેલગીરી હતી એ જોઇ લેવાનું જરા બી મુસકેલ ન હતું, પણ મેં પોતાને પુછયું અને તોબી પુછયું કે શું જરબાઇની એમાં સામેલગીરી હશે ?

નહીં. તે બાંનુ સઘલી દેખઇતી રીતે મારી દયા ખાનારી હતી—મારાં દુઃખે તે બેહદ દુઃખી હતી તો તેજ એવાં ભ્રષ્ટ-એવાં નીચ-એવાં સેહેતાન્યત કાવત્રાંમાં આમેજ થાય એ અક્કલમાં ઉતરવા જેવી વાત નહીં હતી.

અને ત્યારે કોણ જઇને કહે એ મારી નવી સતાવણીની કેરીયત મારાં વ્હાલાંઓને, કે જેઓ મને છોડવવા જાંનના જોખમે પણ દોડી આવે ! મારી શીરીન અને તેનાં મુરબીઓ, મીનોચેહેર અને તેહેમીના, દુરાઝો અને લીઓનોરા, દાવરનો જાહાંગીર અને પરીન વગેરે વગેરે એવાં ઘણાં હતાં કે જેઓ મારાં હેસાંનમાં હતાં, ને તેથી મારાં એ દુઃખથી—એ દુઃખના ખ્યાલથીજ દુઃખી થઈ મરે, પણ તેઓના કાનપર એ આફતની ખબર લેઇ જનારો પ્યારો પેગાંમચી કોઇ—અફસોસ કોઇજ હું ઉભો કરી શકયો નહીં !

---

## પ્રકરણ ૧૭૬ મું.

### દેવાંન્યતશાલા.

દગારા ડાકટર ગ્રેનબી તરફથી હોકમ થતાંજ રખેવાલ ટોમ મને એક શોભાયમાન કુસાદે દાદર ઉપરથી થઇને બીજે માલની ચાલમાં લઇ ગયો, જ્યાંથી એક હારે કાઢેલા ઓરડાઓને લગતી એક બીજી સાંકડી ચાલપર જવાતું હતું. આ છેલ્લી ચાલમાંના ઓરડાઓ માંહેલા એકનું તેણે મને બારણું ઉઘાડી આપ્યું, ને હું અંદર ગયો એટલે તે પાછું બંધ કરી તે ત્યાંથી ચાલતો થયો.

હું મારા ઓરડામાં એ રીતે મારા ગમખાર વીચારોમાં મશગુલ થયલો આસરે અરધોએક કલાક બેઠો હોવશ, એટલામાં તે ઓરડાનું બારણું ઉઘડયું ને એક પોરચુગીઝ બટલર મારે માટે એક તાસકમાં ખાંણું લઇ આવ્યો. તેમાં તરેહવાર વાંણીઓની નાહની નાહની રકાબીઓ ગોઠવેલી હતી, અને તે ભોજન ટેબલ-

પર મુકી મને અદબથી તે બતાવી જાંણે તે બેહેરો મુંગો હોય તેમ એક બી બોલ બોલ્યા વના બાહેર નીકલી ગયો.

મને ખાવા ગમ્યું નહીં, પણ જંજાલ ને હાંદેસાઓના સેતમ-કારક ખ્યાલોએ મારૂં ગલું સુકવી નાંખ્યું હતું, ને મારો જીવ જીમાઈ જતો હતો, વાસ્તે દારૂનો મને આભાવ છતાં તેમાં એક ગલાસ વાઇન હતો તે હું પી ગયો.

તે આખો દીવસ દુઃખ અને ગુસ્સાથી ઉભાતી અને ઉકલતી છાતી સમેત મેં મારા ઓરડામાંજ ગુજારયો, ને રાત્રે તનથી તેમજ મનથી થાકીને બેજાર થયલો હું વેહેલો સુઇ ગયો, કે તુરત ઉંઘઇ પણ ગયો.

તે પછી બીજી સહવારના હું જાગ્યો ત્યારે ગઇ કાલના બનાવો મને સઘલા સ્વપ્નવત સમજાયા, ને તેથી હું મારા હોટેલનાજ રૂમમાં છું ને મારાં સઘલાં સંકટો સ્વપ્નેજ વહી ગયાં એમ સમજી પેહેલી પલ હું મારાં મન સાથે મુછમાં હસ્યો—પણ બીજીજ પલે મને ચમકાવી મારી ભુલ બતાવી દીધી. તે ઓરડો મેં જોયો, ને તે ખાનાખરાબીનાં મુકામ વીશે મને વેહેમ રાખવાને કશું કારણ રહયું નહીં.

ગમખાર દીલે મેં ઉઠીને દાંતણ પાણી કરયું, ને પછી મારો જીવ ગુંગલાઈ આવેલો હોવાના સબબે મેં હેઠે જવા માંડયું; પણ તે આગમચ મારૂં ધ્યાંન ખેંચાતાં મેં જોઇ લીધું કે હોટેલમાં મારો જે અસબાબ રહી ગયો હતો, તે પણ રાતોરાત હું ઉંઘતો હતો તે વેલા લાવીને મારા રૂમમાં ગોઠવવામાં આવ્યો હતો.

મેં મારી પેટી ઉઘાડી ને જોયું તો તેમાં સર્વ વાંણાં અના-મત ને સલાંમત હતાં, એટલુંજ નહીં પણ મજકુર હોટેલવાલાનું બીલ બી પોતાની પાપી મકસદપર મારા શત્રુઓએજ મુંગે મોંઢે પગાર કરેલું હશે, કેમકે મારાં કપડાંના ચોરાની ઉપરજ તે હોટેલ-વાલાની સહી સાથનું નાંણાંની પોંહોચ કબુલ કરનારૂં બીલ હતું.

હું મારી પેટી બંધ કરી મારૂં બારણું જે અલગુંજ હતું તે ઉઘાડી બાહિર ચાલમાં પડયો, ને મારી પાસેના ઓરડા આગલથી જતાં મેં તે ઓરડામાં બારણાં આગલથીજ પેલા ટામ ને કોઇ બીજો ચપરખંધો યુરોપીઅન—કે જેબી મેં પાછલથી જાંણ્યું તેમ મારા જેવા કમનસીબોનો ટામનાજ જેવો એક રખેવાલ હતો—તેની

સાથે નાસ્તો કરતો બેઠેલો જોયો. તેઓએ મને જોયો, પણ મારો કશો અટકાવ કીધો નહીં —જોકે મેં તુરત જોઇ લીધું કે આ બંને બાંગરોને મારાપરજ ચોંકી રાખવા મારા ઓરડાની લગોલગ મુકામ કરાવામાં આવ્યું હતું.

તેઓએ મને જોઇને 'ગુડ મોરનીંગ' કરી પણ તે લુચ્છાઓને મેં કશો જવાબ દીધો નહીં, અને હું દાદર ઉપરથી હેઠલ ઉતરયો. ઓટલાપર વલી એક બીજું ભોંસ્યું—એક કદાવર ભૈયો બેઠેલો હતો પણ તેણે બી મને અટકાવ્યો નહીં ને હું બાહેર બાગમાં ઉતરયો.

તે બોહલા વીસતીર્ણું બાગને ચોપાસ ફરતી ઉંચી દેવાલ ભરી લીધી હતી, અને વલી તે દેવાલપર સઘલે ઠેકાંણે ઠીસોઠીસ આડા ઉભા ભાગી બાટલીના કાચ પરોવી મુકેલા હતા, એટલે તે દેવાલ ચઢીને નાહસવાનો ખ્યાલ તો કેવલ મુરખાઇજ થઇ પડે એમ હતું. બાહેર જવાને ફકત એકજ રસ્તો હતો, ને તે એક આગલો પેલો ગંજાવર દરવાજો હતો, જેપર હંમેશની મજબુત ચોકી હતી, અને તે ઉપરાંત જે હમેસ વલી બંધ રાખી મેલવામાં આવતો હતો !

બાગમાં ઘણાંક આસામીઓ સેહેલ કરતાં હતાં, જેમાં ખરેખર ઘેલાં કોણ ને મારા જેવા કમનસીબ ભોગો કોણ તે જોવા જાંણવા ને સમજવાનું મુશકેલ હતું, મગર આટલું તો મેં વિશ્વાસથી માંન્યું કે તેઓમાં ત્રણ ચાર આસામીઓ જે બધાંપર બારી આંખે નજર રાખી ફરયાજ કરતા હતા તેઓ ત્યાંનાં કેદીઓના રંખેવાલ હતા.

હું નીરાશ નાઉમેદ જેવો ફરતો હતો તેટલાં બંગલાના એક બીજા ભાગ માંહેથી એક ઘરડો યુરોપીયન બાહેર આવ્યો. તેણે ઘણાજ સારા ટેસ્ટથી ડ્રેસ કરેલો હતો, ને તે ઘણોજ આબરૂદાર નજરે આવતો હતો. તેને જોઇ અવલ તો હું ગુંચવાયો કે તે કોઇ કમનસીબ કેદી ( દેવાંનો ) છે, યા કોઈ સરકારી અમલદાર છે અથવા તો ડાકટર ગ્રેનબીનો કોઇ મીત્ર છે, કે જે તેની મુલાકાતે આવ્યો હોય.

મેં તેના તરફ ઘણી આતુરતાથી ટીકીને જોયું. તેનો સઘલો ચેહેરો એટલો મમતાલુ દેખાતો હતો—તેની મોટી બલુ આંખો એવો માયાનો અને સારી સમજનો પ્રકાશ મારતી હતી કે આટલું તો મેં સીદ્ધ કીધું કે તે કોઇ ઘેલો ન હતો.

તેની ઉપર હું ધ્યાંન આપતો હતો તે તેણે જોયું, ને મારા પાસથી પસાર થતાં તે મીઠાસથી હસીને મને 'ગુડ મોરનીંગ' કરવા થોભ્યો, જે સલાંમનો મેં છાજતાં માનથી જવાબ દીધો. "હવા ઘણી ખુશનુમા લાગતી હશે ?" મેં સલાંમ પાછી વાલવા પછી તેણે પ્યારથી પુછ્યું.

"અંદર મારો જીવ ગભરાઇ આવવાથી લગાર તાજી હવા મેલવવા હું આવ્યોછ તો ખરો, સાહેબ," મેં ઘણાં દુ;ખથી કહ્યું, "જોકે તે આ પલીદ ધામમાં ખુશનુમા લાગવાનું તો—"

"એ શું કેહોય ?" તેણે ઘણીજ તાજુબીથી ડોલા ઉંચે ચઢાવી કહ્યું, "શું તમે એમ કેહેવા માંગોછ કે તમો મારા જેટલાજ મગજે સાબુત છેઓ, ને તે છતાં તમને ડાગાથી અહીં લાવી કેદ કીધામાં આવ્યા છે ?"

"અફ્સોસ, તેમજ છે, સાહેબ," મેં આશા મારાં જીગરમાં કાંઇક ઉછલી આવતાં કાકલુદીથી કહ્યું.

"ખચ્ચીત," તેણે હવે ગુસ્સાથી કહયું, "તમો દેવાના હો એવી એક બી નીશાંણી હું જોતો નથી. એ નહીં ચાલશે, એનો અટકાવ કરવોજ પડશે."

"કરો, મેહેરબાંન કરો," મેં લગભગ હાથ જોડી માંગી લીધું, "મારીપર એટલી નવાજેશ કરો !"

"હું ખચ્ચીત કરશ, મારાં બચ્ચાં," તેણે ઘણાજ પ્યારથી કહ્યું. "કયાં વેર ડાકટર ગ્રેનબીનાં ખાતાંમાં એવી ભુલો—અથવા એવી શરમભરેલી ઠગાઇઓ ચાલ્યા કરશે તે હું જાંણતો નથી. મેં તમારા જેવા ઘણાંકોને અહીંથી એ રવેસે ઘેર પાછાં મોકલેલાં છે અને—"

"અને ત્યારે તો શુગર તે સાહેબના કે તેજ નવાજેશ તમો મારા બાબમાં બી કરી શકશો," મેં હવે આશાથી રગેરગ ધ્રુજતાં કહ્યું.

"ખચ્ચીત," તેણે કહ્યુ. "ડાકટર ગ્રેનબી મારો જીવેજાંન દોસ્ત થાયછ ને આજે બી હું સેહેજ તેની મુલાકાતે આવેલો હતો. એ માણસ દીલનો તો સાફ છે, પણ વારંવાર પઇસાના લોભને

સબબે એવી હેમકાતનો ભોગ થઇ પડે છે. આવો મારી સાથે, જોઇએ."

મેં તેને મારો હાથ આપ્યો—તેનામાં એટલો બધો મીઠાસ, એટલી બધી માયા નજરે આવતી હતી કે તે મારૂં તારણ કરશે એમ માનવામાં મને હવે જરા બી વેહેમ નહીં રહયો, ને મેં તેને મારો હાથ આપ્યો.

"આવો," તેણે મારો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું. "જો ડાકટર ગ્રેનબી તમોને અહીંથી હમણાં ને હમણાંજ છુટા કરવા સેહેલ સુઝે નહીં સમજશે તો—"

"હા, તો તમો શું કરશો, મારા મુરબી ?" મેં ધડક ધડક થતી છાતીએ પુછ્યું.

"તો ?" તેણે તુચ્છકારથી કહ્યું, અને પછી નાટકમાં નાટકીઓ વાકાં ચુકા હાથ પગ કરી વકટ લેણ થઈ પાર્ટ કરે છે તેમ તેણે એક પગ આગલ કાઢયો, ને હાથોના ચાલા કરી વધારયું, "તો હું શું કરશ ? શું કરશ તે તમોને કહું ? હું એકેદમ મારા જાંની દોસ્તો રશીયાના ઝાર ને તરકીના સુલતાંનપર તાર મારફતે લખી વાલશ, ને તેઓ છોતેર લાખ માણસોનું એક ગંજાવર લશકર લઇ અતરે ધસારો લેઇ આવશે, જેથી તોપોના મારા સાથે આએ મકાંન તારાજ કરી અમો તમોને છુટા કરશું !"

હયાં મને નાસીપાસીનો જે ભયભીત આંચકો લાગ્યો તેનો હું વાંચનારને ખ્યાલ આપી શકતો નથી. હું એક માંથાથી ગયલા ઘેલાનાં 'દાહપણ'નો શીકાર થઇ પડગ્યો હતો, અને આશાની ઠેઠ ઉચી ટોંચપર ચઢી અચબુચ એકજ પલમાં જમીનદોસ્ત થતાં નાસીપાસીના દરયામાંજ ડુબકી મારતો થઇ ગયો હતો ! ખરેખર, તે બચારો ઘેલો રશીયાના ઝાર ને ટરકીના સુલતાંનનું હંબગ ચલાવતો હતો ત્યારે તેને સેવટ સુધી મેં સાંભલ્યો, તે એટલાજ ખાતર કે અચરતી ને નહીં વકી રાખેલી બેશુમાર નાસીપાસીથી જાંણે મારી જબાંન થમ થઇ ગઈ હતી !

એકજ બીજી પલ, ને મારાં વરસ એ રવેસે વેચવા ખાતર હું તે દેવાના બુઢા પાસેથી ખુબ ખીજવાઇને ખસી ગયો.

---

# પ્રકરણ ૧૭૭ મું.

## વધુ હાડમારીઓ.

હું ફફડેલો ચટકેલો તેના પાસથી ખસી ગયો, ને તે બાગને સાંમે નાકે જતો રહયો. ત્યાં એક ઝાડને અઢેલીને એક યુરોપીયન જુવાંન અદબ વાલીને ઉભેલો હતો, ને મને જોઇને હસતો હતો. બેશક તેણે મને પેલા દેવાના સાથે વાત કરતો જોયલો હશે, ને તે તેને પીછાંણતો હોવાથી મારો ચેહરો થયલો જોઇ તેને હસવું આવતું હતું.

"એ ચરેલા સાથે શું તાહેલું ચલાવ્યુંતું ?" તેણે મને જોઇને મારા આગલ આવી હસતાં હસતાં કહ્યું. "બચારાનું એનું નરયું તો છેકજ ખસેલું છે."

"શું બચારો તમામ ઘેલો છે ?" મેં દુઃખથી તેમજ દયાથી પુછયું.

"તમામ," તે જવાંને કહ્યું, "પણ એમ કે થોડો વાર દાહયો ને થોડો વાર ઘેલો. એકાએક પવન થઇ આવે તો આગરી ખસી જાય, ને નહીં તો એવી દાહી વાત કરે કે તમો ઠગાયા તેપર મને રમુજ મલેછ, પણ હું કોઈ રીતે અચરત થતો નથી."

"એ બચારો કોણ કમનસીબ છે ?" મેં પુછયું.

"એ મી૦ કુપર નામનો એક ગ્રહસ્થ છે, ને પૈસા ટકાના કાંઇ ધકારામાં મગજથી બેમગજ થયો છે. ઘેલો છે પણ ઘણોજ ગરીબ છે. કોઈને મારફાડ કે ગાલબેલ કરતો નથી. પોતાના મારગસે મરી રહે છે. કાકાજી એનાપર ઘણું ખાશ ધ્યાંન આપે છે."

"કાકાજી કોણ ?" મેં આ લાયકીવાલા જવાંનની વાતચીતમાં વધુ રસ લેઈ પુછયું.

"ડાકટર ગ્રેનબી મારા કાકા થાય," તેણે કહયું. "તમે બાહેર આવ્યા તે જોઇ કાકાજીએ મને તમોને ચેતાવવા મોકલ્યો કે રખેને ગાંડો મી૦ કુપર તમોને વલી વેહેમાવે, પણ હુ આઉં તેટલાં તો તમે વાતમાં વલગી ચુકેલા હતા, એટલે મને વચમાં પડવા નહીં ગમ્યું. એ બચારા દોસાજી જેબી કોઇ નવું આસામી હયાં આવે છે તેને એકદમ છુટો કરવાની આશા આપી વાતચીતમાં ઉતારે છે, ને તે રીતે તમોને બી કેહતાં જોઈ મારાથી હસાઇ જવાયું છે, તે બેઅદબી દરગુજર કરજો."

"એમાં હું તમારી કસુર કાઢી શકતો નથી," મેં કહ્યું. "જો હું બી મારાં દુઃખમાં નહીં હતે તો એ ફારસથી હું પોતે બી હસ્યા વના રેહતે નહીં."

હયાં મને ખ્યાલ થયો કે હવે એ જવાંનને મારા તરફ દયા કરવા લલચાઉં કે એ અહીંથી મને છુટો કરે, પણ બીજીજ પલે એવી નાદાંન્યતથી પહરેજ રેહવામાં મને જાસ્તી ડાહાપણ જણાયું, કેમકે ડાકટર ગ્રેનબીનો ભત્રીજોજ મને ત્યાંથી નહસાડવામાં અથવા છુટો કરવામાં સાહય થાય એ વિચારજ કેવલ હસવા જેવો હતો.

પણ હજી તો હું એ વમાસન કરૂં છું તેટલાં દાકટર ગ્રેનબીના પેલા જવાંન ભત્રીજા ( ! ) ની આંખ્યો જે આટલો વાર તદન દાનાઈ ને ચંચલાઈનો પ્રકાશ મારતી હતી તેમાં કાંઇ ઉલટુંજ તેજ ચમકી નિકલ્યું, ને તેણે તદન જુદીજ ઢપે ને વલી જુદાજ સાહાદમાં મને કહ્યું, "બચ્ચા, તેં મારા બાપને મને વારસામાંથી બાતલ કરવા શીખવ્યુંતું, નહીં ? કમ, ફાઇટ !" ને બીજી પલે તો તેણે ટપોટપ બટન કાઢી વેસ્તકોટ કાઢવા માંડયો !

હું નાસીપાસી ને ગુસ્સાની એક પ્રગટ ચીચ્યારી સમેત આ બીજા ચગડોલ પાસથી ખસી ગયો. ઓ ગજબ ! કેવા દેવાંનાઓ સાથે મને એક ધામમાં વાસો કરવો પડયો હતો—દેવાનાઓ કે જે બાપડાઓ કેટલોક વખત સુધી પુરતી અક્કલ હોસ્યારીમાં દાહી દાનાઇની વાત કરી શકતા હતા, અને એકાએક ઘેલાપણું તેમનાપર પાછું ગાલેબ આવતાં આડું અવલું બકતા હતા !

આ બીજી વારની છક્કરથી હું ગોયા મારા હૃદયામાં સીક થઇ ગયો—પોતે પોતા સાથે રીસાઇ ને ખીજવાઇ પડયો. આ ઘેલા જવાંનને મેં એક વાર છકકર ખાધેલી હોવા છતાં આબાદ ડાકટર ગ્રેનબીનો ભત્રીજો માંન્યો એ મારી હેમકાત ઉપર મને અસહય ગુસ્સો ઉતપન્ન થયો.

તે બાગમાં મને રાહત મલવાને જગ્યે જે કમકમાટ પેદા થયો, તેથી ઘેરાઇ ધવાહીને હું ગભરાતમાં પાછો મારા ઓરડામાં નાહઠો. ખરેખરા દેવાનાઓ વચ્ચે વસવાના એ સેહેતાનીયત સેતમનાં સંકટો મેં વેઠેલાં આગલાં સર્વ દુઃખોને એહસાબ બનાવી મેલતાં હતાં. ફકત જુદા જુદા 'વોરડ' આગલ થઇને ઘરમાં આવતાંજ મેં એવા કમકમાટ ભરેલા દેખાવો જોયા, કે જે મને પણ મારી કમ-

નસીબ હાલતની ગંભીર અસર વચ્ચે કદાચ ખરેખર ઘેલો બનાવી દેત; કોઇ કમનસીબ કંગાલો બીલકુલ નગ્ન હાલે દોડતા, કોઇ વાસે વઢતા ને હવાસે લડતા, કોઇ દેવાલસે વાત કરતા ને ઝાડસે પ્યાર કરતા—અરે અફ્સોસ ! એ અને એવા દયાપાત્ર દુઃખના દેખાવો જોવા ને અનુભવવા ખાતરજ શું મને આ કંગાલ ધામમાં આવવું ને રેહવું થયું હતું ?

પણ મારી આટલી તો ખાત્રી થઇ કે ત્યાં મારા સીવાય સઘલાં બાકીનાં બચારાં ખરાં ઘેલાંઓજ હતાં. બધાં મલીને સુમારે ત્રીસ 'પેશંટસ' હતાં, જેમાં બાર અબલાઓ ને બાકીના પુરૂશો હતા. તે બધાં યુરોપીયન હતાં—તેમના વચ્ચે દેશી ફકત હું એકલોજ હતો. એ ત્રીસમાં કેટલાંક મેં ઉપર કહ્યું તેવાં છેક હાથથી ગયલાં હતાં, કે જ્યારે પેલા મી૦ કુપર ને ડાકટર ગ્રેનબીના ભત્રીજાની કીસમનાંઓ વધારે હતાં, કે જેઓ થોડે થોડે વારે શાંત ઘેલાપણાંમાં આવી જતાં હતાં.

લગભગ છ મહીના વહી ગયા ! સેહેતાનીયત શત્રુઓએ વરસાવેલા જાલેમ—જુલમગાર સેતમનાં સંકટોના ત્રાસદાયક છ મહીના, ને તે રોશન રોજ—તે મુબારક દીવસ લગભગ માંથે આવ્યો કે જ્યારે બે વરસનો બે જમાના સરખો હપતો પુરો કરી હું મારી માનીતી શીરીનના મુબારક હાથનો મગરૂરી સાથે દાવો કરવા તેના કડક મમાવા કોરજી શેઠની હજુરમાં હાજર થવાનો હતો. એ તે દીવસ—તે પુર્ણ ભાગ્યશાલી દીવસ હું કહુંછ, પ્રીય વાંચનાર, કે માંથે આવ્યો, ને તોપણ હું અભાગ્યો આ પલીદ ધામમાંથી છુટો થવાને હજી જેટલો ને તેટલોજ કમનસીબ રહ્યો હતો !

એ છ મહીનાના માહા જાલેમ અરસામાં છુટો થવાને હજી જે મારાથી થાય તે કરવાને મેં કશી બી બાકી રાખી હતી એમ વાંચનારે માનવું તથા સમજવું નહીં. મારાથી જેમ્મા અને જેટલું બી બન્યું એટલું હું કરી ચુકયો હતો. મેં ડાકટર ગ્રેનબીના અને તેની સાથવાલાઓના કાલાવાલા કરવામાં બી બાકી રાખી નહીં હતી. મેં દરબાંનને ભારે લાંચ આપી બાહેરનો મોટો દરવાજો ખુલવાને બી કાલાવાલા કરયા હતા, પણ તેણે મને મદદ કરવાને બદલે સાંમી ડાકટર આગલ મારી ફરીઆદ કરી, ને તેણે તેની સજામાં મને ઘણોક ખોખરો કીધો. મેં ત્યાંથી દેવાલ ચઢીને વગેરે બીજી ઘણીક

જુગતીઓ નાહસવાની એ કરી જોઇ, પણ હું સઘલાંમાં હારીને માહાત થતો.

હયાં ઇનસાફને અરથે મારે કબુલ કરવું જોઇશે કે ડાકટર ગ્રેનબીનાં મકાંનમાં મારી માવજત ને આગતાસ્વાગતા ઘણીજ ઉંચ પ્રકારથી થતી હતી. ખાંણાં પીણાંપર, પોસાકપર અને જીંદગીની જરૂરીયાતી સઘલી સગવડોપર મારા પાસથી દોઢચું દામ લીધા વના જાંણે હું એક ઉમરાવનુંજ ફરજંદ હોઉં એવું ઉંચ પ્રકારનું ધ્યાંન આપવામાં આવતું હતું—અને તે મોટા ખરચો ડાકટર ગ્રેનબી પોતે તો મારે માટે કદી ખરચેજ નહીં, એટલે અનુમાન કોઇ રીતે મુશકેલ ન હતું કે દાદીબા અને હોમલા ખુંધા તરફથીજ દાકટર ગ્રેનબીને એ મારે લગતા ખરચો માટે ગંજાવર રકમો મલતી જતી હતી.

પણ એ સઘલી કાલજી અને ખરચો તેઓની મારા પ્રત્યેની મેહેરબાંની અથવા પ્યાર બતાવા કરતાં કેહેર અથવા વેર વધારે બતાવી આપનાર હતાં. તેઓ એમ ખરચો કરી મને છુટાપણાંના આશીરવાદથી બંધ ને બાકાત રાખવા માંગતા હતા તે શું એક નહીં માફ કરી શકાય એવું કરપીણપણું ન હતું?

પણ મેં જે જે ત્યાં ખમ્યું ને વમાસ્યું તે સઘલું અતરે લંબાણ વીગતમાં ઉતારી વાંચનારને કંટાલો ખવાડવા હું માંગતો નથી. એટલુંજ કે નહીં ખ્યાલ આપી શકાય એવી મનની બેચે-નીનાં દુઃખ વચ્ચે મેં જેમ તેમ છ મહીના પુરા કીધા, પણ જે મુબારક રોજે મને કોરજી શેઠને બંગલે હાજર થવાનું હતું તે દીવસને માત્ર ગણત્રીના જ્યારે આઠ દહાડા રહી ગયા ત્યારે હવે મારી ધીરજ તમામ ઉઠી ગઇ, ને મારો ગભરાત ભયભરેલી હદ સુધી વધી પડયો. હવે મેં ઠડાવ કીધો કે કોઇ બી જોખમે ને કોઇ બી જેહેમતે આ લ્યાંનતી ધામમાંથી મારે નાહસવાનો જોગ ઉભો કરવો. જે રાત્રે એ ઠડાવ સાથનો ખ્યાલ મારાં મનમાં ઉભો થયો તે રાત્રે હું જરા જપ સુતો નહીં. હું પાછલી રાત્રે ઉઠયો, ને બાહેર પડવાને અધીરો થઇ બેઠો, પણ ઘણો જલદીથી હેઠલ ઉતરૂં તો કોઇને વેહેમ પડે કરી જેમ તેમ મેં અધીરતાની તાપથી તપી આવેલા મારા જીવને તાંમોશ કીધો.

અંતે ૭ વાગતા સુધીમાં મારી ધીરજની લગાંમ મારા હાથમાં નહીં રહી શકી, ને હું નીચે ઉતરયો. ત્યાં આગલા ખણુમાં હજી તો તેનું મોટું બારણું એક માણુસ હમણુાંજ ઉંઘાડતો હતો. તે મને એટલો જલદી નીચે આવેલો જોઇ અચરત થયો, ને કકડતી ઠંડીમાં એટલું જલદી બાહેર બાગમાં નહીં નીસરવાને તેણે કદર-દાંનીથી મને સલ્લાહ આપી, પણ ઉપર જીવ ગુંગલાઇ આવવાનું બાંહાંણું કાઢી હું બાગમાં ઉતરયો.

---

## પ્રકરણ ૧૭૮ મું.

### એક નાહાસની મારી કોશેશ.

ત્યાં બાગમાં બે બાગબાંનો કામે વલગેલા હતા. એક આગલી સાઇડે ને બીજો મકાંનની પાછલના ભાગમાં. તે પાછલો મને નડે એમ ન હતું, પણ આગલનો બાહેરના મોટા દરવાજાની સાંમેજ હતો, એટલે તે જરા દુર થાય તેટલાં થોભવાનું ડાહપણભરેલું સમજી જાંણે કશાંમાં ન હોઉં તેમ મેં આસપાસ લટાર લેવા માંડી.

પણ બીજો પા કલાક વહી જવા છતાં તે કમબખત જ્યાં બેઠો હતો ત્યાંથી ખસ્યો નહીં, એટલે હવે તેને વાસ્તે ખોટી થવાના વધારે જોખમમાં જવાનું મને ગમ્યું નહીં. સુભાગ્યે તેની બારણાં ભણી પીઠ હતી, એટલે મારે જે ખરેખર વટાડવાનો રહયો હતો તે તો બાહેરનાં મોટાં બારણાં આગલનો ભૈયાજી દરબાંન હતો.

તે ગરાર જેવો ઉંચો ને જોતાં બીહીક લાગે એવો કદાવર હતો. તેને મારા જેવો એક આદમી માહાત કરે એ ખ્યાલ કેવલ મુરખાઇનો હતો, પણ તે મુરખાઇનો વિચાર હું ધીરજથી વસાવી શકું એટલો હું ત્યારે મારાં શાંણુપતમાં ન હતો.

હજી જાંણે કશાંમાં હોઉંજ નહીં તેમ ફરતો ફરતો ને ખટકે ખટકે ફુલપાન જોવા થોખતો થોભતો હું દરબાંનની તે મોટા દરવા-જાની લગોલગની ઓરડી ભણી ચાલ્યો. તેની ઓરડીનું બારણું સેહેજ વાંકું હતું, પણ બાજુએની બારીમાંથી ડોકાવીને મેં જોઇ લીધું કે તે બારણાં ભણી પીઠ કરી ચુલા આગલ બેઠેલો હતો, ને ચુલાપર કાંઇ પાંણી હતું તેની તલેનો આતશ રોશણુ કરવા ધમન ફુંકતો

હતો. આ જેવી જોઇએ તેવી તક હતી! એકજ પલ, ને પાછું ફરી મેં ખાત્રી કરી લીધી કે મારી હીલચાલો કોઇનું ધ્યાંન ખેંચતી ન હતી, ને બીજીજ પલે હું તે દરબાંનની ઓરડીમાં ધસી ગયો.

તેણે ધમનના અવાજ હેઠલ મારા પગલાં સાંભલ્યાં નહીં, ને ગુંઠણપર વાંકો વલી ચુલામાં તે લાકડાં સીંચતો હતો તેજ પલે પછવાડેથી જઇ મેં તેને ચતોપાટ જમીનપર ફેંકયો. તે ઉછલીને મને પાછો પટકતે, પણ તે આગલ મેં તેનાં ગલાંમાં મારાં આંગલાં ભોકી દીધાં.

હું ખુંનપરજ ચઢયો હતો. તે ઘાતકી ધીકકાર પામેલી પલોએ મને સેંકડો આદમીનું એકઠું જોર ગોયા આવી ગયું હોય એટલો બધો હું તે વેલા ઉસકેરાઈ આવ્યો હતો. તે દરબાંન ચતોપાટ પડેલો હતો—તેની છાતીપર મારૂં જમનું ગુઠણ મજબુતીથી પડેલું હતું-મારાં દાબાં ગુંઠણ તલે મેં તેનો દાબો હાથ દાબી દીધો હતો— મારા દાબા હાથવડે મેં તેનો જમનો હાથ મજબુત પકડેલો હતો, ને મારા જમના હાથે તે લુચ્છાનું ગલું મેં ટાઇટ પકડેલું હતું. તે દેખાવ—તે ઘાટકી દેખાવ મારા બાબમાં સઘલો ખુંનામરકીનોજ હતો, ને આજે તેનો ખ્યાલ વટીક કરતાં મને ત્રાસ પડે છે!

તે ભૈયાજીએ બુમ પાડવાની કોશેશ કરી, પણ મેં તેને જણાવ્યું કે જો તે ચુપ નથી રહયો તો મદદ આવે તે આગમચ હું તેનું ખુંન કરશ, અને તેની જાંમીનગીરીમાં મેં મારાં આગલાં તે કંગાલનાં ગલાંમાં વધારે મજબુતીથી ચલાવ્યાં—ત એટલે સુધી કે તેના ડોલા નીકલી પડવા લાગ્યા, ને તેનો ચેહેરો કાલો સાહી બનતો ચાલ્યો!

"તું સોગંદ લે કે તું મને અહીંથી સલાંમત નાહસવા દેશે, નહીં તો હું તારૂં ખુંન કરશ," મેં દાંત પીસી કહ્યું.

"હું નાહસવા દેવશ," તેણે પોતાની ભાશામાં જેમ તેમ દમ ખેંચી કહ્યું. "ટેબલપર કુંચીનો ઝુરો છે તે લે, ને ગમે તે કર, પણ ખોદાને ખાતર મને જીવતો જવા દે."

"તું ખા તારા ખુદાના કસમ."

"ખુદાના કસમ."

વીજલીની ઝડપે બીજી પલે હું કુદકો મારી ઉઠયો, ને જે ટેબલપરથી મેં કુંચી ઉપાડી લીધી તેજ ટેબલપરથી ભૈયાની જાડી

દાંગ બી ઉંચકી લીધી. "તું એક જરા બી અવાજ કર, ને હું ખુદાના કસમથી કહું છું કે પરીણામોની જરાબી દરકાર કીધા વગર હું તારાં હાડકાંનો ચુરો કરી નાંખશ," મેં કહ્યું, પણ તે ભૈયો જેનામાં હજી ઉઠવાની પુરી તાકાદ ન આવી હતી તે શોર મચાવે એવો સંભવ જરાએ જણાયો નહીં.

તોબી તેને પીઠ આપીને ફાવવા દેવાની તક નહીં આપવા હું પાછલે પગે બારણાં તરફ ગયો, જ્યાં હજી તો ઉંબરવેર પોંહોંચ્યો તેટલાં પછવાડેથી કોઇએ પોતાની ઘાતકી બાથમાં મને મજબુત પકડી લીધો, ને દાંગ જુટાવી લીધી. તે પેલો આગલા ખણમાં કામ કરતો બાગબાંન હતો.

હવે ભૈયાનું પુછવું શું? તે ફતેહના પોકાર સાથે મારાપર ધસી આવ્યો, ને મને ગલચીમાંથી પકડયો તે હવે તેનો વારો આવતાં મને ત્યાંજ મારીને અધમુવો બી કરી મેલતે, પણ તેટલાંમાં ત્યાં ડાકટર અને મીસીસ ગ્રેનબી, ટોમ ને બીજા રખેવાલો, બાગબાંનો ને તે ઉપરાંત કેટલાક દેવાનાઓ બી દોડતા આવ્યાં.

હવે ગભરાત વધ્યો.

"ચંડાલો," મેં નાસીપાસીના ખીજવાતથી કહ્યું, "તમો વલી મને માહાત કરી શકો છો પણ હજુર હું તમોને હાથતાલી આપશ. હા, જાઓ તમારે ગમે તે સેતમ ગુજારો, પણ હું ખુલ્લું કહુંછ કે હવે હું બી જે થાય તે કરી લેવશ."

"અરે કીધું કીધું," પેલો કંગાલ દરબાંન જેને હવે કુમક ને જોર આવ્યું હતું તેણે ધીક્કારથી કહ્યું.

આથી હું પાછો ધુમ ઉસકેરાઇ ગયો, ને એટલો ઝનુનમાં આવ્યો કે બે આદમીઓની બલાંઠમાં મને પકડેલો છતાં મેં છુટો થઇ તે ભૈયાને એક સ્લાપ ખેંચી કાઢી, જેથી તેજ વખતે તેનાં મોંમાંથી બે દાંત નીકલી પડયા, ને લોહી વેહવા માંડયું.

"પકડો," દાકટર ગ્રેનબીએ ગગડાત કીધો, કે જ્યારે તેનણનાં નાજુક મડમ તો ત્યાં ને ત્યાં ધાસ્તીનાં મારયાં બેસુદ્ધ થઇ જવાનીજ જીદ લઇ બેઠાં.

દાકટરનાં "પકડો"ની હુમથી પંદર હેમકો મને પકડવા ધસ્યા, ને તે સર્વનાં ભેગાં બલ આગલ હું બચ્ચાં જેવો બેતાકાત

બની ગયો. એમ છતાં મને સંતોશ હતો કે તે લુચ્છા ભૈયાને તેની શેખીનો હું ઘણીજ અચ્છી રવેસે સ્વાદ ચખાડી શકયો હતો.

"દાકટર ગ્રેનબી," પાછો પકડાયા પછી મેં ઘણાજ ગુસ્સાથી કહ્યું, "તું જાણેછ કે જેમ તું ઘેલો નથી તેમજ હું બી ઘેલો નથી. તે છતાં મારા શત્રુઓનાં ઉસકેરવાથી પૈસાની નીચ લાલચને ખાતર તેં મને લ્યાનતી જાસ્તી ને ગેરઈનસાફથી અહીં કેદ કરી મેલ્યોછ, પણ યાદ રાખ—યાદ રાખ બચ્ચા કે કર ને જો અહીં ને અહીં છેજ."

ડાકટર ગ્રેનબીએ કશો જવાબ દીધો નહીં. તેણે ફકત ઘણાજ ગુસ્સાની ઢપે મને અંદર ઘસડી જવા હાથ કીધો, ને પાંચ સાત આસામીઓ મને ઉંચકીને ત્યાંથી લઇ ગયા.

શું હું ખરેખર ઘેલો થયો હતો?

મને મારા ઓરડામાં લઇ જવામાં આવ્યો નહીં. બંગલાના એક વધુ અંદરના વધુ એકાંત ભાગના એક કંગાલ ઓરડામાં જ્યાં ભાગુ તુટું કાંઇક સેહેજ સાહજ ફરનીચર હતું ત્યાં મને પુરવામાં આવ્યો, અને વલી મારાં બારણાંને બાહેરથી તાલાં મારવામાં આવ્યાં.

હવે એ એકાંતવાસમાં હું એકલો પડયો, ત્યારે જેટલો મારી હુલડાઇ ને ઘાતકીપણાં માટે પસ્તાયો ને શરમાયો, તેટલોજ દુઃખથી ઘવાહીને પોકેપોક રડયો. "અરે!" મેં રડીને વીચાર કીધો, "કોઇજ મારી મદદે આવતું નહીં? મીનોચેહેર, દુરાઝો, ફોરજી શેઠ. શીરીન, જરબાઇ, પરીન, દાવરનો જાંહાંગીર વગેરે વગેરે મારાં સંખ્યાબંધ સતાવાન ચાહાનારાંઓ ને દોસ્તોએ શું મને સદંતરજ વીસારીને નીવારી મેલ્યો? શું તેઓ મને મુવેલો માનતાં હશે કે આ છ છ મહીના થઇ ને વહી જવા છતાં મારી ખોલ ચલાવી કોઇ મારો પતો મેલવતું ન હતું!"

મેં હવે ત્યાં કશું બી ખાવાનું લેવા ઠેડાવથી ના પાડી, ને ત્યારે તે ભોજન લાવનાર બટલરે મને ઘણોક પટાવ્યો. તેણે વલી મને એમ બી જણાવ્યું કે એવાં ખાનગી મેડહાઉસો તપાસવાને જે સરકારી આપીસરો વરસ છ મહીને આવે છે તે માંહેલો એક આજે આવનાર છે, ને તે જો મારો આવો રડમસ હાલ જોશે તો મને વધારે ઘેલો માંની મારાપર વધારે જાપતો રાખવાને ડાકટરને તાકીદ કરશે, પણ તે છતાં મેં તેને હરધુત કરી તે ભોજનની તાસક સમેત મારા રૂમમાંથી હાંકી કાઢયો.

તેનાં જવા પછી તેણે મને આપેલી એક પેલી ખબરપર હું વિચાર કરવા બેઠો. સરકારી આફીશીયલો ખાંનગી મેડહાઉસની દેખરેખ વાસ્તે નેમેલા હોય છે, ને તેઓ તે વરસ છ મહીને જોવા આવે છે એ વાતની મને કશી ખબર ન હતી, વાસ્તે તે ખબર મને આમ અચબુચ મલવાથી મને કાંઇક નવો જીવ આવ્યો, ને ધીરજ મલી. મેં ધારયું કે આજે જે સરકારી આફીશીયલ આવશે તેના સાથે વાત કરી હું તેની સેહેલથી ખાત્રી કરી શકશ કે હું ઘેલો નથી, ને મને જુલમથી જાંણી જોઇને કેદ કરવામાં આવ્યો છે, એટલે તે મારા બાબમાં કાંઇબી નવું જુનું કરશે ખરો.

અંતે છેક બપોર પછી—વાટ જોતાં જોતાં ડોલા દુ:ખી આવ્યા ત્યારે તે સરકારી ઓફીશીયલ આવ્યો. તે બધું મેડહાઉસ ફ-રીને છેલ્લો મારા રૂમમાં આવ્યો હોય એમ મને લાગ્યું. તુરત મારૂં બારણું આખું ઉઘાડી નાંખવામાં આવ્યું, ને તે અંદર આવ્યો. જેની પછવાડે પુરતી અદબથી ડાકટર ગ્રેનબી આવ્યો, ને ટોમ બાહેર ઉભો રહયો.

"આએ દરદીનું નામ શું?" તે અમલદારે અંદર આવી ડાકટર ગ્રેનબીને સવાલ કીધો.

"કાવસજી કુંવરજી મીસ્ત્રી, સાહેબ," દાકટર ગ્રેનબીએ મા-નથી જવાબ દીધો.

"કાવસજી કુંવરજી મીસ્ત્રી," તે સરકારી અમલદાર મારૂં નામ પોતાની નોંધપોઠી (જે એક સુનાની પેનસીલ સાથ હાથમાં તૈયાર લઈનેજ મારા ઓરડામાં તે આવ્યો હતો તે)માં લખતાં લ-ખતાં બોલ્યો. "તમે કેહજે આજે સહવારનાં ઘણું તોફાંણ કીધું તે એજ પારસી કે?"

"એજ સાહેબ," ગ્રેનબીએ કહ્યું.

"દયાલુ સાહેબ," મેં કાલાવાલાથી કહ્યું, "મેં તોફાંણ કીધું એ વાત હું નામુકર જતો નથી, પણ તેનો બાએસ સાંભલવા તમો સાહેબ જો એક પલ મને——"

"પણ કોઇ હયાં તમારાપર કાંઇ ઘાતકીપણું ચલાવેચ? ખુદ આ ખાતાંના સંબંધમાં તમારી કાંઇબી ફરયાદ છે?" તેણે દેખઇતી રીતે પ્યારથી પુછ્યું.

"ઘણીજ જાલેમ ફરયાદ છે, સાહેબ," મેં ઘણોજ ઉસકેરાઇ આવીને કહ્યું,—ને તે વખતે કેમ શરૂ કરવું અથવા શું બોલવું તે બી મને તુરત સુઝયું નહીં. "હું જરાબી ઘેલો નહીં છતે મને જબરીથી અહીં કેદ કીધામાં આવ્યો છે. મારા શત્રુઓએ લાંચ આપીને——"

"ફુ, ફુ, જુવાન માણસ," તે હેમક અમલદારે મને ખરે ખરો ઘેલોજ સમજીને અથવા ડાકટરનાં કાવત્રાંમાં મલી જઇને કહ્યું, "એવી વાતો તારાથી નહીં બોલાય. ડાકટર ગ્રેનબીને તું તારો મોટો દોસ્ત સમજ, ને એવણ સાહેબ જે મલ્લાહ ને દવા આપે તે ગુપચુપ લેયા કર—" અને હું બુચું હોઉં તેમ મારો ગાલ પસવારી તે ઓરડામાંથી જવા કરતો હતો.

એજ પલે એક નોકરે આવી ડાકટર ગ્રેનબીના હાથમાં એક કારડ મુકયો ને કહ્યું, "સાહેબ આએ કોઇ પારસી ગ્રહસ્થ તાકીદે ને તુરત તમને મલવા માંગે છે, ને મેં દ્રાઇંગરૂમમાં બેસવા ઘણું બી કહ્યું, તે નહીં માનતાં મારી પુઠે અહીં દોડી આવ્યા."

ડાકટરે ઘણી અજાયબીમાં ગુસ્સાનાં ભવાં ચઢાવી કારડપર નજર નાંખી, ને હું 'પારસી ગ્રહસ્થ'ની વાત સાંભલીને હરખ ને શંકાની ધાસ્તીથી રગેરગ ધ્રુજતો બારણાં ભણી દોડયો. તેજ પલે—મને અટકાવામાં આવે તેની બી આગમચ તે પારસી પોતાના સરેસ્તાના ગંભીર રોબ ને થથરાવી નાંખનારા ગુસ્સાના દબદબાભરેલા દેખાવ વચ્ચે મારા ઓરડાના ઉંબરપર આવ્યો, ને હું ખુશાલીની એક મોટી ચીચ્યારી સમેત તેના હાથમાં જઇ તેને વલગી પડયો.—તે કોઇજ નહીં પણ મારો વફાદાર મીત્ર મીનોચેહેર હતો!

---

## પ્રકરણ ૧૭૯ મું.

### છુટકારો.

હું તેની છાતી ઉપર માંથું નાંખી દુસકે દુસકે રડયો. બીજા હાથપર દયા તથા પ્યારની લાગણીઓથી ઉંચકાઇ જતી છાતી સાથે તે મારા અસરાર મીત્રથી પણ રડયા વના રેહેવાયું નહીં, પણ પોતાની એ નબલાઇને બીજી પલે દાબી નાંખી, તથા આંખમાંથી આંસુઓ એક અછાતથી ખંખેરી કાઢી મીનોચેહેર પેલાઓ તરફ

ફરયો, ને ઘણાજ ગુસ્સાથી સવાલ કીધો, "અહીં ડાકટર ગ્રેનબી કોણ છે?"

ડાકટર ગ્રેનબી કે જે મીનોચેહેરનાં મોટાં નામ ને વગથી તેના કારડના સબબે અત્યાર સુધીમાં તો જાંણીતો થઇ ચુકયો હતો, અને એક ખુંણામાં દયા ઉપજાવાજોગ હાલતમાં પેલા કમીશનર સાથ ઉભો હતો તે હવે બાહેર આવ્યો, ને ઘણોજ નમીને નમનતાઇ સાથ તેણે પોતાને ઓલખાવ્યો.

"ત્યારે લેઓ આએ સતાવાર હોકમનામું, અને એકદમ છુટો કરો આએ મારા મીત્રને—"અને મીનોચેહેરે તેને આપવાને બદલે તેનાં આંગપર ઘણાજ ધીક્કારથી એક કાગલ ફેંકયું, જે તેણે વાંકો વલી ઉંચકી લીધું ને ઉતાવલે વાંચી લીધું.

"તમો સાહેબ એવી ઢપથી મારાસાથ વરતોછ કે જાંણે મેં જુલમથી મી० કાવસજીને અહીં કેદ કરી મેલ્યો હોય," ડાકટર ગ્રેનબીએ ફીક્કે મોંઢે હસીને બીહીતાં બીહીતાં કહ્યું.

"અને તેમાં શક શું છે?" મીનોચેહેરે જરાબી ડર કે દરકાર વના પ્રગટ ધીક્કારથી કહ્યું. "જે જોખમનો ઓધ્ધો અને પવીત્ર ફરજ તમો અદા કરો છો તેને તમોએ તમારાં આ લ્યાંનતનાં કામથી એબ લગાડી છે. તમો શું મને એમ સમજાવા માંગો છો કે તમે આ મારા ફ્રેંડને ખરો ઘેલો સમજીનેજ અહીં બંધ કરી મેલ્યો છે? જો તેમ હોય તો હું ધારૂં છું કે તમારૂં પોતાનું માંથું ઠેકાંણે નથી. ફકત પૈસાના પાપી લોભને વાસ્તે તમોએ—"

"સાહેબ, સાહેબ," પેલો કમીશનર હવે જરા પોતાનો ભપકો બતાવાના હેતુથી મીનોચેહેરને ઠપકો દઇ ચુપ કરવા ગયો.

"ચુપ રહો તમે બી," મીનોચેહેરે તુરત ગગડાત કીધો. "તમે સરકારી કમીશનર છેઓ—કેમકે હું અહીં આવ્યો ત્યારે આ નોકરે મને કહ્યું કે ડાકટર કમીશનર સાથ રોકાયલા છે—પણ તમે બી તમારા ઓધ્ધાને લરજાવ્યો છે. હું જાંણવા માંગુંછ કે જે જોખમભરેલા ઓધ્ધાપર તમોને મેલવામાં આવ્યા છે તે ઓધ્ધો તમોએ આજે કેવી રીતે બજાવ્યો? શું આ કમનસીબ જવાંને તમો આગલ કશી ફરીઆદ કીધીજ નહીં?—અને કીધી ત્યારે તે ફરયાદપર તમે ધ્યાંન કેટલું આપ્યું? તમે તેહેકીક શું શું ચલાવી? કાંઇજ નહીં; ઓર જ્યારે હું અહીં આવ્યો ત્યારે તો ઠંડે

કસેજે તમે આ ઓરડો છોડી ચાલ્યા જતા હતા ! એ રીતે તમારી આફીશીયલ મુલાકાત એક હંબગ છે, ને તમારી "ડયુટી" એક ફાર્સ છે, જેના હું તમોને જવાબદાર ગણું છું."

મીનોચેહેર જ્યારે પુર ગુસ્સા ને જુસ્સાના બહારથી જાંણે હું વીહીલો મુકવાથી વલી ખોહોવાઇ જવાનો હોઉં તેમ મને એક હાથે બગલમાંથી પકડી રાખી ઉપલું બોલતો હતો ત્યારે ડાકટર ગ્રેનબી ને તે કમીશનર નોકરોનાં દેખતાં જે બેહોરમત થઇને ઝંખવાના પડી ગયા તે એક જોવાજોગ ચીત્ર હતું. ડાકટર ગ્રેનબીએ તો નીચેથી ઉપર વટીક જોવાની હીંમત નહીં કીધી, ને શરમ છુપાવા મોંઢું નીચું રાખી ઘડીયાલના છેરા સાથ રમ્યા કીધો.

અંતે લાજ જવાનો અને સપડાઇ જવાનો સમો આવેલો જોઇ બંનેએ માફી ચાહી લીધી, જેના જવાબમાં મીનોચેહેરે કહયું, "તમો જેવાઓને ધારાની ચુંગાલમાંથી જતા મેલવા એ એક બેવડું પાપ છે, કેમકે જાહેર ઠગારાઓ કરતાં બી તમારી તકસીર તો વધારે મોટી છે. આ ખાતું બાહેર જે આબરૂદાર મત ધરાવે છે તે બાતેનમાં એવું ધીકકાર પાંમેલું છે એમ જાહેર કરવાની એ સબબે મારી ફરજ છે, ને તેમ છતાં જો હું તમોને જતા મુકું છું તો ફકત તે એટલાજ માટે કે એ બનાવમાં બીજાં અમારાં લગતાં વલગતાંઓ આમેજ છે, ને તેમને બચાવી લેવાની અમને ફરજ પડે છે."

હયાં મીનોચેહેર મને લેઇ બાહેર પડયો, અને ડાકટર ગ્રેનબી અથવા કમીશનરના બીજા કાલાવાલા કે માફી જે ચાલુ થઇ ચુકી હતી તે ઉપર જરાબી ધ્યાંન આપવાને એક પલ બી અમો થોભ્યા નહીં.

ઓ છુટાપણું ! તેનાં સુખની હદ કયાં છે ! જેઓ સદાના છુટા છે તેમને તેની કદર નથી, પણ એક મારી પેઠે કેદ પડેલા તકસીરવાર કે બીનતકસીરવાર કમનસીબને છુટાપણાંની કીંમત જઇને પુછો, ને તે જો એ આસીરવાદની કીંમત ને કદર નહીં પીછાંણી શકતો હોય, તો તે આદમના અવતારમાં એક હેવાંનથી ઉતરતો હોવો જોઇએ.

છુટાપણાંની ચોખ્ખી હવા આજના જેવી મીઠી મને કદી લાગી ન હતી, અને જ્યારે પેલાજ દરબાંને તાબરતોબ ઉઠી અમોને હવે અદબથી બારણું ઉઘાડી આપ્યું, ત્યારે મારૂ હદય હરખના ઉછાલા મારતું હતું.

બારણાં આગલ મેં જોયું કે દાદીબાની જોરીની ગાડી ઉભેલી હતી, અને તે અમોને જોઇ તુરત લેવા આવી ! દાદીબાની ગાડીને અને તેના ઘોડાવાલાઓને મેં તેમના ચોક્કસ પોશાકથી તુરત ઓલખ્યા અને તે ગાડીમાં મીનોચેહેર મને કેમ લેવા આવી શકયો તે વિશે હું ઘણો અચરત થયો. એને લગનો ખુલાસો હું પુછવા જતો હતો, તેટલાં વલી પછવાડેથી ડાકટર ગ્રેનબી દોડતો બાહેર આવ્યો. "મી૦ કાવસજીનો અસબાબ બંધાઈને તૈયાર થાય છે તેટલાં તો મેહેરબાંની કરીને તમો સાહેબો થોબો ?" તેણે કગલીને માંગી લીધું.

"તેનું કાંઈ કારણ નથી," મીનોચેહેરે તુચ્છકારથી કહયું. "તે સઘલો મી૦ દાદાભાઈ બાટલીબોઇને બંગલે મોકલી આપજો—" અને અમો ગાડીમાં બેઠા.

ડાકટર ગ્રેનબી હાથમાં ટોપી લઈને દરવાજા આગલ ઉભો રહયો, પણ તેનાપર એક બી બીજી દરકારની નજર ફેંકાયા વના અમારી ગાડી ત્યાંથી હંકારાઇ ગઈ.

અને જ્યારે ગાડી ચાલી ત્યારે મેં ફરીથી અને ફરીથી આંખ ચોલી મારી ખાત્રી કરી કે હવે હું કાંઇ સ્વપ્નો જોતો ન હતો, પણ ખરેખર એક ભાઇથી બી આલે દોસ્તના માયાવંત સાંહયા હેઠલ ડાકટર ગ્રેનબીનું દોજખી મુકામ —કે જ્યાં મેં આટલું બધું વેઠયું હતું ને તે છતાં જ્યાંથી હું કદીબી છુટો નહીં થઇ શકવાનો ભય રાખતો હતો તે—હું ખચ્ચીત અને ખરેખાત હવે તજી જતો હતો. આહા ! એ સુખી ખ્યાલની ખાત્રીએ ગોયા મારૂં હૈયું ઉછાલા મારી મારાં ગલાંમાં આવી પડવા માંગતું હતું. તે મોટાં મકાંનના જુદા જુદા ભાગો આગલથી ગાડી પસાર થતાં અંદરના જે જુદા જુદા ભાગોપર રડીને મેં મારા હીણા દીવસો પુરા કીધા હતા તેની જોસભેર યાદો મને થઇ, અને તેવી જાલેમ વીપતોથી મને વીમુકત કરવા ખાતર મેં મારા કદરદાંન દોસ્તનો હજારો હજાર આભાર માંન્યો.

પણ હજી તો મને ખબર ન હતી કે મીનોચેહેર મારૂં બંદીગૃહ કેમ શોધી કાઢવા પામ્યો, અને એ મીત્ર દાદીબાનીજ ગાડીમાં મને કેમ લેવા આવવા પાંમ્યો. એ સઘલાંને લગતા ખુલાસાઓ ગાડી ચાલતાંજ મેં મારા દોસ્તને ઘણીજ આતુરતાથી પુછયા, અને તેના જવાબમાં મીનોચેહેરે કહ્યું, "બેરાદર, અત્યાર તુલકનો તમારો આજનો દીવસ લાગણીઓના જોસ વચ્ચેથીજ પસાર થયો છે,

અને હજીબી તમને આજે એવું ઘણું સુખનું તેમજ દુઃખનું સાંભ-લવાનું છે કે જેમાં તમારી લાગણીઓ અતી ઘણી ઉસ્કેરાયલી રેહશે. એમ છતાં બને એટલી ધીરજ રાખીને તમો મને સાંભલી લેઓ. હાલ આપણે પાધરા દાદીબાનેજ બંગલે જઇએ છીએ. ત્યાં મોહતે પોતાનો નેહેસ્ત દેખાવ કરેલો છે——"

"મોહત ?" મેં ચમકીને કહ્યું, "કોણ જરબાઈ ?"

"નહીં," મીનોચેહેરે કહ્યું, "દાદીબા પોતે મરવા સુતો છે."

"દાદીબા મરવા સુતો ?" મેં ફાટફાટ થતી છાતીએ કહ્યું.

"હા મારા જવાંન દોસ્ત," મીનોચેહેરે ગમગીનીથી કહ્યું. "કાએલ તબીબો ના કહી ગયા છે કે તે ભાયગે હવે બે ત્રણ કલાક કાઢે. તે આજનો દીવસ તો કાઢશેજ નહીં; અને હવે ત્યારે કાવસ, અંતે તમારે લગતા ભેદનો પરદો ખુલ્યો છે, ને આપણે આજ મહી-નાઓ થયા જે અનુમાન કીધું છે, સોહલુ દમણ્યાએ જે કબુલ કીધું છે અને આપણાં અનુમાનને જે તેણે ટેકો આપ્યો છે તે સઘલું ખરૂં પડયું છે. દાદીબાએ સેવટની ઘડીએ સઘલું કબુલ કીધું છે, ને મીનતજારીથી તમારી માંફી ચાહી છે."

---

## પ્રકરણ ૧૮૦ મું.

### મીનોચેહેરનો ખુલાસો.

હું ગાડીમાં માથું નાંખી દઇ જારબેજાર રડયો. હમણાંવેર દાદીબાની ભયંકાર સતાવણીઓ મને રડાવતી હતી —હવે દાદીબા મરવા સુતો છે, અને મોહતનાં બીછાંણાંપર મારી માફી ચાહી લીધી છે તે ખ્યાલથી મારી છાતી ઉંચકાઈ જવા લાગી, ને હું રડયો.

"પણ દાદીબાને શું થયું ?" મેં રડતાં પુછયું.

"ગઇ કાલે ઘોડાપરથી પડી ગયા," મીનોચેહેરે ઘણી ગમગી-નીથી કહયું. "ખુદરત ગોયા એ કમનસીબ શેઠયાની સાંબે હવે અંતે રૂઠી, અને પોતાના કેહેરના ખારમાં આવાં અચબુચ પણ ભારી દુઃખનાં મોહતથી તેમની જીંદગીનો છેડો લાવે છે. ઘોડાપરથી પડી કોણ નથી જતું ? પણ આ તો એવી રીતે અફલાવાનું થયું કે અંદરનાં કલેજાં થપકાયાં, ને એકદમ તે માંદગીએ ભયભીત રૂપ પકડયું."

"તમો કયારે અહીં આવ્યા?" મેં ગમખાર દીલે મારા સવાલો જારી રાખ્યા.

"ગઇ કાલેજ," મીનોચેહેરે કહયું. "તમે છેલ્લો મને અતરેથી કાગલ લખ્યો તેમાં જણાવ્યું હતું કે જે વખત જાય છે તેમાં દાદીબા તરફથી તમને તેડું આવનાર છે, અને ત્યાર પછીથી અચ-બુચ તમારાં કાગલો બંધ થઇ ગયાં એટલે અમારાં મનમાં ઘણું ઓછું આવ્યું. અમે ધારયું કે ખુદાએ તમારો દહાડો ફેરવ્યો તેની મોજ અને ધામધુમ વચ્ચે તમો અમોને વીસારી બેઠા, ને તેથી લાગેલાં દુ:ખને સબબે મેં તમારા સંબંધમાં જાસ્તી કશું કીધું નહીં."

"અફસોસ, કે તમે અને મીસીસ મીનુએ મને એટલો સાંકડા મગજનો ધારયો કે હું કોઇબી દાહાડે તમારી અથાગ —બેહદ મમ-તાઓને વિસારી બેસવા જેવો બદમાસ થાઉં," મેં કાંઇક ઠપકાની ઢપે કહયું.

"હું માંફ માંગું છું," મીનોચેહેરે ઓજરખાહીથી કહ્યું. "તમારે વાસ્તેનાં અમારાં આટલાં ઉંચા મત છતાં અમો તમોને એવો ગેરઈનસાફ કરી શકયાં એ મારો તે પછીથી સદાનો અફસોસ થઈ પડયો છે. પણ એમાં અમારો વાંક બી નથી. તમારા સાથે જાસ્તી અથવા નવો દગો થશે એવો તો અમને સ્વપ્ને બી ખ્યાલ નહીં થયો. કયાંથી થાય? તમારૂં છેલ્લું કાગલ એવા તો મુસ્તકીમ હરખના ઉભરાઓથી ભરેલું હતું કે તમો સુખી થઇ ગયા એ વત-રોગે બીજો એક બી ખ્યાલ કે અનુમાંન અમો કરી શકયાંજ નહીં."

"પછી?" મેં પુછયું.

"એ રીતે દહાડા, અઠવાડયાં અને મહીના ગબડી ગયા," મીનોચેહેરે પાછું ચલાવ્યું, "પણ જ્યારે તોબી તમો તરફનું કાગલ નહીંજ આવ્યું, ત્યારે અંતે અમો કાંઇક ફીકરમાં પડયાં ખરાં."

"અરે, તે તમારી ફીકર કેટલી ખરી હતી," મેં પાછલા બ-નાવોની યાદના ભારે બલાપાથી કહ્યું. "મેં રોજ તમને યાદ કરેલા છે, ને રોજ મોટે સાહદે તમારૂં નામ પોકારી મદદ ચાહી હું મારા ઓરડાનાં એકાંતવાસ વચ્ચે રડેલો છું! સાંચું, છેલ્લા દીવસોપર તો મારાં મનમાં એમ ઓછું આવ્યું કે તમે મને વિસારી દીધો."

"તમોએ મને પેહેલી બારીમાં એવી બેકીમતી મદદો કરેલી છે કે તમારી દોસ્તી હું જીવશ જાગશ ત્યાં વેર વિસારી શકીશ

નહીં," મારા લાયકીવાલા મીત્ર મીનોચેહેરે મને પ્યારથી ખાત્રી આપી, અને પછી પોતાની વાત આગલ ચલાવી. "અંતે," તેણે કહ્યું, "તમારી ચાલુ ચુપકીદીથી મેં કહ્યું તેમ અમો કાંઈક ફીકરમંદ થયાં, ને વ્હાલી તેહેમીની સલ્લાહ મુજબ હું તમારે લગતી કાંઈક તેહેકીક કરનાર હતો, તેવામાં મને દુરાઝોનું એક કાગલ મલ્યું. તેણેબી ફરયાદ કરેલી હતી કે તેને તમારે લગતા કશા સમાચાર મલતા નથી—કાગલોના જવાબો પાછા ફરતા નથી, ને તેથી તે, લીઓનોરા તેમજ જસટીસ વીલમોટ ભારે ફીકરમાં પડયાં હતાં. વલી બબે ચચાર દીવસોને આંતરે જાંણે સંપ કરીને લખવામાં આવ્યાં હોય તેમ મને દાવરના જાંહાંગીર ને પરીન, નસરવાંનજી નાણાવટી, નવરોજજી વકીલ વગેરે વગેરે તમારાં સંખ્યાબંધ દોસ્ત આસનાવો તરફથી ૫રતાં ફરતાંનાં કાગલો મલ્યાં ! સૌ મનેજ પુછતાં હતાં. તેઓ લખતાં હતાં કે કાવસ છેલ્લા તમારી સાથે હતા ત્યાંવેર કાગલપતર અમારીપર ચાલતાં હતાં, ને પછીથી એકાએક બંધ કેમ થઇ ગયાં તેનો મારે ખુલાસો લખવો."

"તે બધાં દોસ્ત આસનાવો મને વિસારી બેઠાં હતાં એમ હું સમજતો હતો," મેં કહ્યું, "અને તેથી આ તમારાં બોલવાથી મને ઘણો સંતોસ થાય છે."

"હા," મીનોચેહેરે કહ્યું. "તમારાં જેટલાં દોસ્ત આસનાવનાં મારાપર કાગલ આવ્યાં તેમનાં મને તો નામ બી યાદ નથી, પણ મેં તે કાગલો સાચવી રાખેલાં છે તે તમો ફુરસદે વાંચજો. એ રીતે જ્યારે મેં જોયું કે કોઇને તમારી હીલચાલો વિશે કશીજ ખબર નથી, ત્યારે મારી પક્કી ખાત્રી થઈ ગઈ કે કાંઇબી તમારા સામે વલી દગો અથવા કાવત્રું થયું છે ખરૂં, અને તેથી તેની જાતે તેહેકીક કરવા હું પોતે એકદમ કલકતે આવ્યો."

"અને તમો કાલેજ આવ્યા ?" મેં સવાલ કીધો.

"હા, ગઇ કાલેજ," મીનોચેહેરે કહ્યું. "આવ્યો તેવો પાધરો તમે અહીં છેલ્લા જે હોટેલમાં ઉતરયા હતા ને જ્યાંથી મારાપર કાગલ લખ્યું હતું ત્યાં હું ગયો. ત્યાં જઇ તેહેકીક કરતાં જણાયું કે અહીંનો જાંણીતો ડાકટર ગ્રેનબી તમોને મલવા આવ્યો હતો, ને તેના સાથે તમો ગયા પછી બીજે દહાડે બીલ ચુકવીને બધો અસબાબ બી મંગાવી લેવામાં આવ્યો હતો. આથી મારો વેહેમ વધારે

મજબુત થયો, ને ખુદ દાદીબાથી ખુલાસો ચાહાવા હું ગઇ સાંહાંજે તેને બંગલો ગયો. ત્યાં મને કોઇ મલ્યું નહીં. નોકરોથી મને ખબર મલી કે જરબાઇ બાહેર કેઠે મુલાકાતે ગયલાં હતાં, અને દાદીબા ઘોડેસ્વાર થઇ ફરવા ગયા હતા. એ ઉપરથી હું ત્યાં બેઠો, પણ અફ્સોસ ! તેટલાં ઘણો દુઃખ પેદા કરનારો દેખાવ જોવાનું મારાં નસીબમાં હતું. કમનસીબ દાદીબાને એક ભાડુતી ગાડીમાં નાંખીને તમામ બેભાંન મુડદાં સમાન હાલે બંગલામાં લાવવામાં આવ્યો, ને જરા વારે જરબાઈ રડતાં કુટતાં આવ્યાં. તે દેખાવ છાતી ફાડી નાંખનારો હતો. ભર જુવાંન વયમાં એ પ્રખ્યાત શેઠ્યાને એમ કુતરાંને મોહતે મરતો જોવાનું માહા માહતમકારક હતું."

મીનોચેહેર એમ બોલતો હતો ત્યારે મારી આંખમાંથી આંસુઓની ધારો બેઅટકાવ પાછી વેહેવા માંડી હતી. પ્રીય વાંચનાર ! દાદીબા અવલથી છેક આજની સહવાર વેર મારો શત્રુ હતો— મારી સર્વ સેતમકારક સતાવણીઓનું મુલ હતો, ને તોબી માંથે આવેલાં તેનાં અકાલ મોહતના સમાચારથી મારૂં હદય ચાક ચાક થઈ જતું હતું, ને હું બેઅખત્યાર રડતો હતો !

મીનોચેહેરે મને ઘણી ધીરજ આપી શાંત કીધો, અને પછી પોતાના ખુલાસાઓ પુરા કરવાને ઉતાવલ કરી, કેમકે હવે અમારી ગાડી છેક બંગલાની નજદીક આવી પોંહોંચી હતી.

"હવે મને કેહવાનું થોડુંજ રહયું છે," મીનોચેહેરે કહ્યું. "તે વખતે ત્યાં જરબાઈ જે માહેતમ વરસાવતાં તે મારાથી જોવાઇ ન શકયું તેથી, તેમજ તમારે લગતી વાત છેડવા લાયક તે વખત બી ન હતો વાસ્તે હું ત્યાંથી ગુપચુપ ચાલી ગયો, ને આજે સહવારે સકકારે જ્યારે પાછો ત્યાં ગયો ત્યારે જરબાઇ મારા પાસ દોડી આવ્યાં. તે કમનસીબ બાંનુએ ત્યાર પછી એકાંતમાં દુઃખનાં દચકાંઓ વચ્ચે સઘલું કબુલ કરી તમારે લગતો બધો વીગતવાર ખુલાસો કીધો, અને દાદીબા મરવા પેહેલાં તમોને મલવાની અને તમારાં મોંઢેથી માફી સાંભલવાની ટગર કરે છે એમ મને જણાવ્યું. આથી તમને છોડાવી લાવવા હું તુરત તૈયાર થયો, ને નીકલવા આગમચ હું દાદીબાને મલ્યો. તેણે મને ડાકટર ગ્રેનબીપર એકદમ તમને મોકલી આપવાનો હોકમ લખી અપાવ્યો, ને જરબાઇએ હાથ પકડીને તે ચીથરાંપર તેમના મરવા સુતેલા ભરથારની જેમ તેમ સહી કરાવી.

વલી હું નીકલ્યો તે આગમચ દાદીબા મારો હાથ પકડી પોકેપોક રડયો, ને મને કહ્યું કે "જો કાવસ આવે તેટલાં હું અવાચક થાઉં અથવા મરી જાઉં તો હમણાં તેને વાસ્તે મરતે દાહાડે મને જે આગ બરેચ ને તમે જે જોવોચ તે તેને સઘલી વીગતવારે કેહેજો, ને મારા તરફથી હાથ જોરીને માફ માંગજો." ગરીબ બચારો! તેનો વખત પાસે આવ્યો હતો એમ ડાકટરોએ તેનાથી ઘણું બી છુપાવવા છતાં તે પોતાની હાલતના કટોકટ જોખમથી બીનમાહીતગાર નહીં હતો.

એજ વખતે ગાડીએ બંગલામાં વલાંણ લીધી—તે મોટો બાદશાહી બંગલો જેનું નામ "દરયાઇ મેહેલ" હતું, ને જે કલકતાનો ખરેખરો દરયાઇ મેહેલ આજે પણ મોજુદ છે.

ગાડી વરંદામાં ઉભી હતી ત્યારે હું રડતો ધ્રુજતો અને કાંપતો હતો. એક ઉપર એક એકહજાર જુદા જુદા ખ્યાલો ને લખોલાખ જુદી જુદી લાગણીઓથી હું આજેજ થઇ જતો હતો. તે પ્રસંગે મારા માયાલુ મીત્રે મને બેસુમાર ધીરજ આપી, ને મારો હાથ પકડી મને ગાડીમાંથી ઉતારયો.

નોકરનફરો જાંણે મારે લગતા દુઃખદાયક બનાવો ને શેઠનાં મરવાની તૈયારીથી વાકેફ થઇ ચુકયા હોય તેમ ઓટલાપર ગમખાર એકઠા થઇ ઉભા હતા, ને તેઓએ મને ઘણીજ નમનતાઇથી નમીને સલાંમ કરી, જે મેં છાજતી સભ્યાતાથી પાછી વાલી, અને અમો ઉપર ગયા.

એક ઘણા મોટા પણ લગભગ અંધારૂં કરેલા ચુપચુપાટ ઓરડામાં તે કમનસીબ દરદી પડેલો હતો, ને તેની સેહેજ વખતમાં વીધવા થઇ બેસનાર દુઃખી મોહરદાર તેની પાસે બેસી તકયાપર માથું નાંખી રડતી હતી. તે અમારો સણસારો સમજી ચમકી ઉઠી, અને મને જોઇ મારા પાસ ધસી આવી.

**"મારા દીકરા, મારાં ગરીબરાં હકદાર ફરજંદ,"** જરબાઈએ દચકાંઓથી ગુંગલાતા આવાજે મને મજબુત વલગી પડી કહ્યું, "અરે તુંને રહી રહીને છેક કેવે વખતે હું કબુલ કરવા પાંમુચ! દીકરા, તારા બાપની તો આએ જે ઘરી જાયછ તે છેલ્લીજ છે જો!"—અને જરબાઇ, પ્રીય વાંચનાર! **મારાં મા—મારા પોતાનાં ખરાં હકદાર માતાજી**—એ પોતાનાં માહેતમનાં પોકારથી તે ઓરડો ધમધમાવી મુકયો.

"માતાજી, મારાં વ્હાલાં માએજી," મેં ધીરજ આપવાના હેતુથી શરૂ કીધું, પણ દચકાંઓથી ગુંગલાઇ જતી મારી છાતીના સબબે મારાથી પણ આગલ બોલાયું નહીં, ને મારાં દુઃખદાયક દચકાંઓનો તે ઓરડામાં પડધા વાગતો હતો.

મીનોચેહર પણ એક બાજુએ રડતો હતો, ને તે ઉપરાંત મારા કમનસીબ પીતાનાં છેક પાસે આવેલાં મરણના સબબે તે ઓરડામાં જે ખાનદાંની સ્ત્રીપુરૂશો ભેગાં મલ્યાં હતાં તે સર્વેની આંખો આંસુથી ભીંજાઇને તર થઇ ગયલી હતી.

તે એક ખરાં દુઃખનું–છાતી ફાંડી નાંખનારાં દુઃખનું દયામણું ચીત્ર હતું!

નજદીક દસ મીનીટ સુધી મને મારી માયાવંતી માવતરે પોતાની મોહબતવંતી ગોદમાંથી મુકયો નહીં. દસ મીનીટ સુધી લાગત મને પકડી રાખી મારી છાતીપર માથું નાંખી તે મારી માદરે આંસુઓના એક મોટા ધોધને રસ્તો આપ્યો.

અને પછી તે મને મારા બાપ પાસ લઇ ગઇ. મારો બાપ અને મારી મા! ઓ ખુદા આજવેર—આજની સહવારવેર મારાં મા બાપ કોણ તે છાતી ઠોકીને હું કહી કે જાંણી શકતો ન હતો, ને અંતે જ્યારે નહીં ધારેલી રીતે અચબુચ તેમને હું મલવાને ભાગ્યશાલી નીવડયો—ત્રેવીસ વરસની હૈયાતીના લાંબા અરસાની લડતો, મુશકેલયતો, ધખારાઓ અને પછારાઓ સાથે તેમને મલવાને જયારે અંતે હું શકતીવાન થયો ત્યારે રે અફસોસ, આવા દુઃખીત સંજોગ વચ્ચે!

મારા કમનસીબ બાપ એક અરધો કલાક આગમચના અવાચક થયા હતા—જોકે ખુદાનો મારે લખોલાખ આભાર માંનવાનો છે કે હજી તેઓ સાવચેત હુસીઆરીમાં હતા. તેઓની આંખ બંધ હતી, ને તોબી જેવો હું જઇને તેમની છાતીપર માહેતમ વરસાવતો પડયો કે તેઓએ મોહબતથી એક પલ—ફકત એકજ પલ પોતાના ધ્રુજતા હાથે મારો હાથ જેમ તેમ પકડયો—અને બસ, સઘલું તુરત થઇ ચુકયું. બીજી કમબખત પલે તો તે હાથ લાકડાં સમાન પાછો બાજુએ પછડાયો, અને મારા બાપનો જવાંન જીવ કબજ થઈ ગયો!

તે જીવ ફકત મને મલવાજ વલગી રહયો હતો. હું આવ્યો હતો ને મેં તેમને માફ કીધું હતું તે જાણવાજ ગોયા આ ભુમીપર તે ટકી રહયો હતો, અને મારાં એક કોટી કરવા સાથે તે જીવ— તે જવાન પ્યારો કીંમતી જીવ તે પાક દાદગરની પવીત્ર દરઘાહે જવા નીકલી ચુકયો!

આ સેવટની ઘડીએ મારા બાપનાં રવાંન પાસ ગુદણમંડીએ પડી મેં તેનો હાથ હાથમાં લઇ રડતે પણ મોટે સાહદે ખરાં દીલથી એક ટુંક બંદગી કરી લીધી—એક બંદગી કે જેમાં તે ઓરડામાં જે બી હતું તે એકદીલીથી--દીલોજાંનથી સામેલ અને આમેજ થયાં. તે બંદગીમાં તે સાહેબોના સાહેબથી તેના રવાંનપર મેં મીનતજારીથી મેહેર માંગી લીધી, અને તે તેની કરણી તેને માફ કરે એવી ખરાં દીલથી—દીલોજાંનથી દુવા ગુજારી લીધી!

---

## પ્રકરણ ૧૮૧ મું.

### ગઇગુજરીના ખુલાસાઓ.

એ રીતે અંતે ત્યારે હું મારાં માબાપને સોહધી કાઢવા ને મલવા પાંમ્યો! મારાં હીણભાગ્યે મારા બાપને તો હું માત્ર તેની છેક સેવટની ઘડીએજ મલી શકયો, પણ તે સઘલાંનો મારી માવતરે એક વાર મને બાહાલ રાખવા પછીથી પોતાનાં બેવડાં અને ચોવડાં વ્હાલથી ગોયા બદલો વાલી આપ્યો.

મારાં માબાપ! મારાં માબાપ કોણ હશે તે જાંણવાને વાસ્તે હું મારી આખી જીંદગીમાં કરોડો વખત જેમ ગુચવાયો છું, તેજ માફક તે જાંણુંવને આ મારી લબાંણ વારતામાં મારા સાથ આજવેર નિકલી આવેલાં મારાં કદરદાંન વાંચનારાંઓ બી આતુર થયાં હશે; અને અંતે દાદીબા ને જરબાઈને મારાં હકદાર માતપીતા નીવડેલાં ને સાબીટ થયલાં જોઇ હું જેટલો અચરત થયો, તેથી મારાં વાંચનાર કોઇ રવેસે ઓછાં અચરત થયાં નહીં હોય?

પણ હવે વાંચનારનાં મનમાં એક મોટો વસવસો રેહવો જોઈએ, અને તે એ કે જો હું દાદીબા ને જરબાઇનુંજ ફરજંદ હતું, તો મને બાહાલ રાખવાને એ મારાં માબાપે એવડી ઢીલ કાંય કીધી? મને પેહેલેથીજ પોતાના મુબારક આસરાથી દુર ને બાકાત કાંય રાખ્યો,

ને એક વાર મલવા પછીથી બી મને વરસોનાં વરસો સુધી પોતાની માયાની છાંયાથી બેનસીબ કાંય રાખ્યો ? વલી તેઓ પુછશે કે દાદીબા જો મારો બાપજ હતો તો તેજ બાપે મારાપર તેની જાંણોજાણ છેક તેના મરતા દહાડા સુધી એટલા જુલમો કાંય ગુજરવા દીધા, બલકે હોમલા ખુંધા જેવા એક કંગાલ કરપીણુની મદદ વટીક ભાડે રાખી તેને મારો મામો-ઠગારો-બનાવી તેની મારા ઉપરની એવી જાલેમ સ-તાવણીઓ સાંમે એટલાં બધાં આંખ વીચાંમણાં ને અખાડા કાંય કરયા?

એ સઘલા વાંચનારના સવાલોના જવાબમાં મારા બાળમાં બનેલા અવલથી આજ સુધીના અગતજોગ સઘલા બનાવોના વી-ગતવાર ખુલાસા હું નીચે ઉતારૂં છું, અને તેટલા માટે મારાં વાંચનારાંઓને મારી વારતાના ઘણાક પાછલા ભાગો યાદ કરી મારા ખુલાસાઓ વચ્ચે મારી લગોલગ પાછું ચાલવું પડશે.

પણ વલી એ ખુલાસાઓપર હું ઉતરૂં તે આગમચ મારા જનમની બી આગમચના એકાદ બે બનાવોપર બી મારે બોલવું જોઇશે, અને તેથી અવલમાં તો મારા પીતાને મારી માતા સાથ ઓલખ કયારે ને કયાં થઇ ત્યાંથી મારે શરૂ કરવું જોઇશેઃ—

દાદીબાને જરબાઇ સાથ પેહેલવેહેલી પીછાંણુ થઇ ત્યારે તેની ઉંમર ફકત ૨૨ વરસની હતી. એ વખતે તે એક ચીબાવલા ને ઉછાછલા છોકરા તરીકે જણાયલો હતો. દાદીબાના બાપ (મારા મોટા બાવા) પાસ બે પઇસાનો થોડોઘણો જીવ હતો, ને તેથી દાદીબા ચીબાવલો, ઉછાછલો ને તુમાખદાર બની ગયો હતો. એ વખતે દાદીબાના બાપનું મકાંન જ્યાં મેહેલ્લાશાહા શેઠ રેહતા હતા તેની જોડમાંજ હતું, અને તેથી દાદીબા ને જરબાઇને ત્યાંથી પેહેલી પીછાંણુ પડી.

જરબાઇ એ વખતે ફકત ૧૬થી ૧૭ વરસની એક નાદાંન છોકરી હતી, અને માનો મોહોબતભરયો સાહયો હું મારી વારતાના સૌથી પેહેલા ભાગમાંજ કહી ચુકયો છું તેમ તેણે બચગીથીજ ખોહી દીધેલો હોવાના સબબે તેને એક અબલાને છાજતી તરબી-યતથી ઉધારવાનો લાભ મલ્યો ન હતો. એવામાં દાદીબાની સાથે તેને પીછાંણુ થઇ, ને દાદીબાનાં લટરાજખોર બોલવાપર, તેના ઠઠે-રાપર અને વલી દાદીબા ઘણો સોહાંમણો ને દેખાવલો હતો તે સઘલાં ઉપર જરબાઇ મોહીત થઇ ગઈ.

પણ જેવી મેહેલ્લાશાહ શેઠને એ વાતની જાંણ થઇ તેવોજ તેઓએ તેનો અટકાવ કીધો. તેઓ દાદીબાને પીછાંણી ચુકયા હતા, અને દાદીબા આગલ ચાલતાં સારૂં માણસ નીવડવાનો નથી એમ મીનીટ મારી ચુકયા હતા. એટલા વાસ્તે જ્યારે તેઓને સણસારો જણાયો કે દાદીબાએ જરબાઇનાં મનમાં ઘેલાચેરા વિચારો પેદા કરેલા છે, ત્યારે તેઓએ ઘણા ઠડાવથી દાદીબાનો જરાબી ખ્યાલ નહીં કરવાને જરબાઇને હોકમ કીધો.

મેહેલ્લાશાહ શેઠ વીશે વાંચનારે મારી વારતાના શરૂઆતના સફાઓમાં પુરતું વાંચેલું છે. તેઓની સાહલેસાઇ, સાદાઈ, ભલાઇ અને રાંક સ્વભાવની તેઓને એટલી પુરી માહીતગારી મલી ચુકી છે કે પોતાની દીકરીનું હીત હૈડે વસાવી તે બાપે જરબાઇને દાદીબાનો વીચાર કરવાની મનાઈ કીધી તેમાં તેઓ તેમનો વાંક કાઢી શકશે નહીં. જો જરબાઈએ કોઇ ગરીબ ખાંનદાંનના પણ વધારે લાયક ગ્રહસ્થ સાથ મોહબત બાંધી હતે, તો એ બાપ પોતાનાં મા વનાનાં બંને બચ્ચાંઓને એટલાં બધાં ચાહતો હતો કે તેને નેકાથી એક કરી આપવાને વીલંબ કરતે નહીં; પણ દાદીબાના સંબંધમાંનો ઉલટો મામલો જોઇનેજ તેઓએ ઉપલી મના ફરમાવી, એટલુંજ નહીં પણ આજવેર દાદીબા જે તેઓનાં ઘરમાં આવતો જતો હતો તેને તે પછીથી આવતો બી બંધ કીધો.

એથી જરબાઈ વધતી ઉસકેરાઈ. તે ઉછાછલી છોકરીએ એમજ માંન્યું કે તેનો બાપ તેની ઉપર જુલમ ને જાપતો રાખે છે, ને એ તેણીના હુલ્લડ વીચારોમાં દાદીબાએ તેને દરેક ઉતેજન આપ્યું, એટલે હવે તેઓએ એકાંતમાં મલવા માંડયું, ને મેહેલ્લાશાહ શેઠની હરૂસે મેલાપો ઉભા કરવા માંડયા. અંતે યા તો એવી એવી કાંઇક હીલચાલોનો વેહેમ ગયો તેથી, અથવા તો ફકત તેણીની તનદરોસ્તી સુધારવાના હેતુથી એ પછી થોડુંએક મેહેલ્લાશાહ શેઠે જરબાઇને તેની એક ગરીબ કાકીને ઘેર સુરત હવા ફેરફાર કરવા બજીદાઇથી મોકલી આપી.

ત્યાં બી તેને દાદીબા જઇ મલ્યો, અને ત્યાં એક છુપાં લગનની તેઓએ ગોઠવણ કરી. જરબાઈએ પોતાનાં બાપનાં નામને કાઇબી રીતની નામોસી નહીં લગાડવાને કાલજી બતાવી, અને તેથી આજેજ થઇ દાદીબાએ તેનું મન મનાવા એક છુપાં લગનની તૈયારી

કરી. એ લગનના આસીરવાદ એક એકાંત અગ્યારીમાંજ સરાયા. જરબાઇની કાકી જે એક ગરીબ વીધવા હતી, અને જેનો ઘણો ખરો આધાર મેહેલ્લાશાહ શેઠ તરફથી મલતા એક લવાજમપર હતો, તેને જરબાઇએ કાલાવાલાથી ને દાદીબાએ પૈસાની એક મોટી રકમથી પોતાની સાઇડે જીતી લીધી, અને તેની દેખરેખ હેઠલ વગર ઘોંઘાટે ને વગર ધામધુમે એક સાંહજના સુરતની એક નાની અગ્યારીમાંજ આસીરવાદ સરાયા. દાદીબા ને જરબાઇને ઉમેદ હતી કે લગન પછી તેઓ જઇને મેહેલ્લાશાહા શેઠના પગપર માથું મુંકી ખરેખરી હકીકત કેહશે, અને તેઓ તેમને જરૂર કરીને માફ કરશે. એજ વીચારની કુમકપર આ કાયદાસરનાં હકદાર લગન થયાં, ને સરકારી રેવાજ મુજબ રેજીસ્ટ્રારની નોંધમાં તે લગન નોંધાયાં.

એમ છતાં આ છુપાછુપ લગન ફકત પાંચ આસામીઓની જાંણુમાં હતાં. એ આસીરવાદ સારનાર મોબેદો, એક તે કાકી અને બે થાલી ધરનારા માંહેલો એક તો વાંચનારને જાંણવાનું અગતનું થઇ પડશે કે કોઇજ નહીં પણ લુચ્છો સોહલુ દમણ્યોજ હતો.

અંતે લગન થયા બાદ જ્યારે જરબાઇ પોતાના પીતાનાં મુકામ તરફ પાછી ફરી, ત્યારે તેણીએ જોયું કે તેણીના બાપ આગલ એ ઉતાવલી ઉલટનું તેણીએ લીધેલું ભુલભરેલું પગલું કબુલ કરી દઇ શકવાનું તેણી ધારતી હતી તેટલું સેહેલ ન હતું. તેણીએ હજારો વખત સારી તકો સાચવી લેવા માંડી, ને હજારો વખત તે વાત કબુલ કરી દેવાની અગત પીછાંણી, પણ તે જ્યારે બી બોલવા જાય ત્યારે તેણીની છાતીજ બેસી જતી હતી !

દાદીબા બી હીચકારોજ હતો. તે તો એ વાત પોતાના પીતા આગલ કે મેહેલ્લાશાહા શેઠ આગલ કબુલ કરવાને જરબાઈ કરતાં બી વધારે બીહીતો હતો, અને તેનું પરીણામ એ થયું કે આજે કાલે કરતાં લગભગ ત્રણ ચાર માસ વહી ગયા. તેની ફીકરમાં જરબાઇ જયાદા સુકાતી ચાલી, અને ત્યારે મેહેલ્લાશાહા શેઠ ખરૂં કારણ જરાએ સમજ્યા વના તેની તબીયત માટે પાછા ફીકરમંદ થઇ ગયા, ને વલી એક વાર પેલીજ કાકીની સમજાવતો પર પાછું ધ્યાંન આપી તેઓએ ત્યાંજ તેને પાછી મોકલી આપી.

આ વખતે જરબાઈ ત્યાં લાંબો વખત રહી, ને મજકુર છુપાં લગનને લગભગ એક વરસ થવા આવ્યું હતું તે અરસામાં તેણાએ

ત્યાં એક બેટાનો જનમ આપ્યો. તેણીનાં એ સાંટકનાં સંકડાંમણમાં પેલી કાકી ઘણી ગભરાઇ, અને એવાં એક છુપાં લગનમાં જરાબી મદદનો હાથ આપવા ખાતર તે મેહેલ્લાશાહા શેઠના ગુસ્સાનો ડર કરી હવે થરથર ધ્રુજવા લાગી. અંતે તેણીએ દાદીબાની સલ્લાહ મુજબ તે બચ્ચું—હું પોતે—જે તેનાં માતપીતાનું હકદાર ફરજંદ હતું તેને ગોયા તે નામોશીનું પરીણામ હોય તેમ કેઠે ઠેકાંણે પાડવાની અગત જોઇ, અને સુમારી ગામમાં તેની કોઇ ગરીબ દુરની સગી રેહતી હતી તેને ત્યાં દાદીબાની સમજાવત પ્રમાણે એક ચોકકસ રકમના દર માસે ચાલતા આવતા લવાજમને આધારે તે મને મેલી આવી. ત્યાં મારૂં નામ કાવશજી કુંવરજી મીસ્ત્રી કરીને રાખવામાં આવ્યું, અને હું કોણ માબાપનું ફરજંદ હતું તે તેણીએ તે મારાં વાલી થનારાંઓને ખરૂં કશું જણાવ્યું નહીં. વલી તેઓ પોતે તે કીસમનાં આદમી હતાં કે જેમને દોઢયાં મલે તો પછી આગલ પાછલનું જોવાને આંખ કે સમજવાને ભેજું હોતું નથી. તેઓએ મને પોતાને ત્યાં દાદીબા તરફથી છુપે નામે દર માસે ચાલી આવતી રકમની લાલચપર રાખ્યો ઉધારયો અને મોટો કીધો !

બીજા હાથપર જરબાઈ પોતે મને કયાં ને કોણને હવાલે કરવામાં આવ્યો હતો તે જાંણવાથી બેનસીબ રહી ગઇ, અને દાદીબાએ ને કાકીએ એકસંપ થઇ અગત કરીને તે પોતપોતાની સલાંમતી ખાતર છુપાવ્યું, કેમકે જો તેણીને મારૂં ઠેકાંણું મલે તો માતૃભાવની મોતેબર લાગણીને આધીન તે મને મલવાને કદાચ કાંઇ બી જુગ્તી કરે ! પણ પૈસાની લાલચપર વલી જે કાકીએ એવાં નાલાયક પગલાંમાં ઉતેજન આપી આટલું ખમ્યું ને ખેડયું તે પોતે તે પૈસા વાપરવા જીવવા પાંમી નહીં. તેણીને એક દીવસે એકદમ કાલેરા થઇ આવ્યો, જેથી એક બે દીવસમાં તો તે આખર થઇ ઇગ !

ત્યાર કેડે જરબાઇને પોતાના બાપનાંજ મુકાંમમાં રેહવું પડયું, ને તે પોતાને તેનાં બચ્ચાંથી બેનસીબ રાખવા ખાતર દાદીબા ઉપર ઘણી ગુસ્સે રેહેવા લાગી. એ ગેરસમજુતીનો નીવેડો લાવવા વલી એક વાર સઘલી ખરી હકીકત મેહેલ્લાશાહ શેઠને કહી દેવા તેઓ તૈયાર થયાં, અને મને હકદાર ફરજંદ તરીકે રજુ કરવા સાહદતમાં મજકુર લગનની તે તરફનાં રેજીસ્ટરમાં થયલી નોંધ રજુ કરવા દાદીબાએ તજવીજ કરી ; પણ એ વખતે તેહેકીક કરતાં જણાયું કે તેજ નોંધનું પાણું રેજીસ્ટરમાંથી કોઇ ફાડીને ચોરી ગયલું હતું !

એ રીતે મને એક હકદાર ફરજંદ તરીકે રજુ કરવા માટેનો જે સૌથી બલવાન પુરાવો તે નાબુદ થઇ ગયલો જોઇ દાદીબા નીરાશ થઇ ગયો, અને કાકીનાં મોહતને સબબે તેની સાક્ષીનો બી લાભ નહીં મલી શકવાથી તેણે આસીરવાદ સારનારા મોબેદો કે ચાલી ધરનારાઓની જુસ્તેજો ચલાવી, પણ તેઓનાં બી પાધરાં નામ નીશાંણ ખબર ન હોવાથી તેઓ હાથ આવ્યાં નહીં. તેઓ-માંથી એક મોબેદ તો મરણ પાંમી ચુકયો હતો, ને દમણયો તેમજ બીજાઓ કયાં ગયા હતા તે કોઈ કહી કે જાંણી શકયું નહીં, અને તેમને લગતો વધુ સાર મલી શકયો નહીં.

---

## પ્રકરણ ૧૮૨ મું.

### ગઈ ગુજરીના ખુલાસાઓ ( ચાલુ. )

હવે શું કરવું? મેહેલ્લાશાહ શેઠ એક બી સાહેદી કે પુરાવા વના એ લગનને હકદાર ઠડાવે અને મને એક હકદાર ફરજંદ તરીકે બાહાલ રાખે એ તો ધારવુંજ સરતાપા મુરખાઇ હતી, અને તેથી અંતે એ વાત તેમના આગલ કબુલ કરવાની યોજના ઘણીજ નાસીપાસી વચ્ચે બીજી વાર ને બીજી મરતબે પડતી મેલવામાં આવી.

ત્યારબાદ વરસો વહી ગયાં, કે જે અરસામાં દાદીબાએ મેહે-લ્લાશાહ શેઠની મોટી દોલતના જીવપર જરબાઇનો પીછો મુકયો નહીં, કે જ્યારે જરબાઇ તો તેને પોતાના ખાવંદ તરીકે જોઇ તેને પાક વફાદારીથી વલગી રહી. તે અરસામાં દાદીબાએ વલી મેહેલ્લા-શાહ શેઠનું સારૂં મત જીતી લેવાને પોતાનું બનતું કીધું, ને આ વખતે તેમાં તે ફાવ્યો બી ખરો. તેઓએ તેને આગલ કરતાં ઘણો સુધરેલો જોયો, ને પોતાની દીકરીનું તેનાપર હજી બી દીલ લાગેલું જોઈ તેઓએ તેમને એક થવા અંતે રજા આપી; આ રજાની રૂહે પેહેલાં છુપાં લગન પછી બરાબર બે વરસે તેઓનાં બીજી વાર મોટી ધામધુમ વચ્ચે જાહેર લગન થયાં!

એ જાહેર લગન પછી ફરી એક વાર મને બાહાલ રાખવાને મારી માતાએ તેના ખાવંદ સાથ જીકર ચલાવી, પણ જે સબબોએ પેહેલી શરૂઆતમાં મને નીવારી મેલવામાં આવ્યો હતો તેજ સબબો વધારે જોસથી પાછા આવીને સામા ઉભા રહયા! મારા પીતાએ

મારી માતાને સમજાવ્યું કે હવે આ બીજાં લગનની જાહેર ઠગાઈ પછી તો મને બાહાલ રાખવાનું તદનજ બેહુંધું થઇ પડયું હતું, કેમકે ત્યારે તો મારા સંબંધમાં જરબાઈ એક જાહેર ચરચા ને નાલેસીનો ભોગ થઇ પડે, ને તેથી હું જનમ્યોજ નહીં હોઉં તેમ સઘલું ભુલી જવાનો મારા માતપીતાએ અંતે વગર દયાએ ઠડાવ કીધો.

તેઓને એ ઠડાવમાં હવે અડચણ કરનારૂં કોઇ હતું નહીં. તેઓનાં સાક્ષી જે બી હતાં તે બધાં દેખઇતી રીતે દુર થઇ ગયાં હતાં, અને અવલ લગનને એટલો લાંબો વખત ગુજરી ગયો હતો કે તે વાત તદન વિસારી દેવાનું જરાબી મુશકેલ ન હતું—તે એટલે સુધી કે જેઓને ત્યાં સુમારીમાં મને મુકવામાં આવ્યો હતો તેઓ વટીક હું કોણ માબાપનું ફરજંદ છું તેથી બીનવાકેફ રહી ગયાં હતાં, ને તેટલા માટે તેમના તરફથી બી પાપ ફુટવાની કશી ધાસ્તી ન હતી !

હવે દાદીબાએ તેથી મારા સાથનો સઘલો સંબંધ ને સઘલો જોખમ મુકી છુટવાની રાહ અખત્યાર કીધી. તે દર માસે મારી પરવરસી માટે જે મોટી રકમ મને પાલનારાંઓપર મુંગે મોહડે મોકલ્યો જતો હતો તે બી તેણે હવે અચબુચ બંધ કરી નાંખી, ને જે મારો જણેતો બાપ ને જણેતી મા હતી તેઓએ મને વગર શંકાએ ને વગર પસ્તાવાએ પારકે આસરે પારકી દયાને હવાલે કરી દીધો !

એજ વખતે જો હું કોઇ વધારે બેકદર આસામીઓના હાથમાં હતે તો પુરો થઇ રેહતે, પણ જેઓએ મને પાલ્યો હતો ને જેઓને હું મમાઇ મમાવાને નામે ઓલખતાં શીખ્યો હતો તેઓનું કાંઇક થોડું ઘણું મારાપર વાહાલ ઉભું થયું હતું, ને તેથીજ મજકુર રકમ બંધ થયા પછીથી બી તેઓએ મને પોતાને આસરે રેહવા દીધો હતો.

તે રીતે વલી બીજાં છ વરસ વહી ગયાં, ને હવે હું મારી વારતાનાં સૌથી પેહેલાં પ્રકરણપર આઉં છું, કે જેમાં મારા મમાવા-( ? )નાં મરણથી મેં પોતાને તદન રવડી પડેલો રજુ કરેલો છે.

તે મમાવા મરી ગયા ત્યાંવેર તે ભલાં દોસા દોસીએ મને પોતાની ઓઠે રોટલીના ટુકડાપર રેહેવા દીધો હતો તે હું મારી વારતાની શરૂ-આતમાંજ સમજાવી ચુકયો છું—ને કેવાં વાહાલ વચ્ચે મેં મારાં તે વરસ ગુજારયાં હતાં તે ફરીથી વરણુવવાની જરૂર નથી. ત્યારે જોકે

હું છેક નાધલું બાલક હતો તોબી બીજાં ગામડયાં છોકરાંઓને તેમનાં માબાપ સાથ લાડ કરતાં જોઇ હું તે માટે કેવો બલતો હતો અને કેવો બલાપો કરતો હતો—જે ઘેરમાં હું હતો ત્યાં હું તેમને બોજો થઇ પડેલો કેવો હીણાયલો ધીકકારાયલો ને હાડમાર થતો હતો તે સઘલું આજે વટીક મને યાદ આવે છે, ને મારાં માતપીતાની મુજ તરફની તે ધાતકી બેશરમ બેદાદી માટે મારી લાગણીઓ મને આજે બી આજેજ કરી મેલે છે !

મમાવાનાં મરણ પછી મમાઇજીએ ખરશેદદારૂ હાડકુંનાં સમજાવ્યા પ્રમાણે બજા વલસાડયાને મારૂં પાંખરૂં આપવાને કસદ કીધો હતો તે હવે વાંચનાર યાદ કરશે, ને ખરશેદદારૂની ગાલ્લીમાંથી નાહાડેલો હું નવસારીનાં સ્ટેશનપર જઇને થોભ્યો, જ્યાંથી દીનો દારૂવાલો મને મુંબઈ લઇ આવ્યો તે ભાગપર હવે હું આઉં છું.

મુંબઇ આવ્યા પછી શું બન્યું તે વાંચનારને રોશણ છે. ખુદરતનો ભેદી અને છુપો હાથ મને દોરવતો દોરવતો મારા મમાવાનાજ મુબારક આશરા ને છાપરાં હેઠલ લઇ ગયો, જ્યાં જોકે ખરી રીતે એક નોકર તરીકે તોબી વધારે કરીને કુટુંબના એક તરીકેજ હું ખરા પ્યારમાં પલોટાઇ ગયો હતો ! આહા ! મેહેલ્લાશાહા શેઠે મને જોયો તેવોજ પ્યારથી પોતા પાસે તેડયો, ને તેમની ગુલાબ દીકરી ગુલાંએ અવલથીજ મારા તરફ હેતાલુ લાગણીઓ બતાવી તે બધો વખત તેમને કયાં ખબર હતી કે તેઓ પોતાનાંજ લોહી પ્રત્યે એટલો ચાહા બતાવતાં હતાં ?

અને તોબી ખુદાના ઉંડા ભેદ ભરમોને કોણ પોંહોંચવા પાંમે છે ? મારાં માત પીતાએ મારી સાથનો સઘલો સંબંધ જ્યારે તોડી નાંખવાનું કીધું, ત્યારે તેઓને કેટલી ખબર હતી કે ટુંક અરસામાં હું મારા મમાવાનાજ આસરામાં આવી પડશ—તે મમાવો ને તે માસી કે જેઓએ મને પારકો જાંણ્યો પણ પારકો ગણ્યો નહી, અને બીલકુલ હેતાલુ લાગણીઓથી છેવટની ઘડી સુધી મને પોતાને આસરે રાખ્યો હતો !

મેહેલ્લાશાહા શેઠને ત્યાં મારાં રેહવા પછી થોડુંએક દાદીબા ને જરબાઇ તેમની મુલાકાતે આવ્યાં તે વાતપર હવે હું આઉં છું. વાંચનાર યાદ કરશે કે દાદીબાએ ગાડીમાંથી ઉતરી મને ત્યાંથી ઉપડી ગયલી ગાડીમાંથી એક બંદલ લાવવા મોકલ્યો, ને મને જોઇને ઓલખ્યા વગર તોબી દીલનાં ખેંચાંણુથીજ દોરાઇને હું કોણ હતો

તે વીશે તેણે બીજા પાસે ઉભેલા નોકરોને પુછપરછ કીધી હતી. એ વખતે તેણે તુરત મને પોતાનાંજ ફરજંદ તરીકે ગભરાતમાં ઓલખી કાઢયો. એ ઓલખવાનું મુશકેલ હતું નહીં. મેં મારી સઘલી કાંહાંણી નોકરોને કહી હતી તે ઉપરટપકેથી સાંભલીને તેમજ મારૂં નામ જે "કાવલો" હતું તે તેને અસલથી ખબર હતું વાસ્તે તે તુરત પાંમી ગયો કે હું કોઇજ નહીં પણ તેનો પોતાનો બેટો હતો! એટલા વાસ્તે જ્યારે મજકુર બંદલ મેં ગાડીમાંથી લાવી આપ્યું ત્યારે તે લેતાં તેણે જે કાલજીથી મારા ભણી ટીકયું હતું તે સઘલાંનો હયાં વાંચનારને ખુલાસો મલે છે.

દાદીબાએ ઉપર જઇને તક મલતાંજ જરબાઇને મારે વિશે કહી દીધું, ને ત્યારે જરબાઇ આ એતેફાક—આ ગંભીર દુઃખદાયક સંજોગથી જે અચરત થઇ તે અચરતીનુ બ્યાંન થઇ શકશે નહીં. પોતાનાં જે એકપુરાં ફરજંદને તે કદી જોવા ન પાંમી હતી, અને એક માતાની પાક પવીત્ર પુણ્યવંત ફરજથી અલગ દુન્યાઈ લોભો અને આપસ્વારથી અભીલાસો ખાતર જે ફરજંદને તેણે તેના જનમથી નીવારી મેલેલું હતું તેને જોવા પાંમી, ને તે બી પોતાના બાપનાંજ છાપરાં હેઠલ એક નીચ નોકરની પંકતીએ જોવા પાંમી એ જરબાઇનો અસહય અફસોસ થઈ પડયો. દાદીબા કરતાં જરબાઇપર એ એતેફાકનાં ગંભીરપણાંની વધારે અસર થઇ, ને તેમાં ખુદરતનો હાથ—ખુદાનીજ સજાનો ડર કરીને તે ઘણી બીહીધી.

પણ દાદીબાએ તેને દરેક જોઇતી હીંમત આપી, ને પછી ગુલાં ને મેહેલ્લાશાહા શેઠથી બેદરકારીની ઢપે સેહેજ પુછતાં હોય તેમ મારા સંબંધની આગલી પાછલી સઘલી વીગતો તેઓએ જાંણી લીધી. ત્યારબાદ દાદીબા મને બાગમાં મલ્યો, અને જ્યારે હું એકલો ફુટ એકઠી કરતો હતો ત્યારે તેણે મારાસે વાત કરવા માંડી. હું મેહેલ્લાશાહા શેઠની નોકરીમાં હતો તેથી તે ગભરાયો હતો, ને મને કોઇ બી રીતે ત્યાંથી ખેરવીને પોતા સાથે લેઇ જવા માંગતો હતો. તેની મકસદ એ હતી કે હયાં જોખમમાં મને રેહવા દેવા કરતાં મને ત્યાંથી લઇ જઇને તે મહીનો પંદર દીવસ પોતા સાથે રાખે, જે પછી તે મને પોતાના ઓહોલા વગથી કોઇ દુરદરાજ દેશોમાં એકાદ ટુંક પગારના કલારકની કે એવીજ કોઇ નોકરી અપાવી મને હડસેલી આપે.

પણ વાંચનારને રોશણ છે કે એ તેની બુરી નીસતાઓનો જરા બી વેહેમ લાવ્યા વના તેની નોકરીમાં જવાની તેની (હું તે વખત ધારતો હતો તેમ માયાલુ) દરખાસ્ત મેં હેસાંન સાથ ના પાડી. આથી તે વલી વધારે ગભરાયો, ને પટાવતોથી કે પછી જોરજબરીથી બી મને ત્યાંથી દુર કરવાને તુરત મનમાં કસદ કીધો. એટલામાટે જાંણે સેહેજ પુછતો હોય તેમ તેણે દીના દારૂ-વાલાનું એદરેસ ને નામનીશાંણ મારાથી જાંણી લીધું, ને તે પછી મારા પાસથી ચાલી ગયો.

હવે દાદીબાને તેના સસરા સાથે એક દીવસ લાઇબ્રેરીમાં તરાતરી થઇ ગઇ હતી, ને પાસેના રૂમમાં હું ફરનીચર સાફ કરતો હોવાથી અચુક મારાં સાંભલવામાં તે આવી હતી તે ભાગ ઉપર હું ઉતરૂં છું. ત્યાંની સસરા જમાઈની રીકઝીક વાંચનારને બરાબર યાદ હશે, કે જે રીકઝીકને દરમ્યાંન મેહેલ્લાશાહ શેઠે દાદીબાને સમજાવ્યું હતું અને મેં તે બરાબર સાંભલ્યું હતું, કે જરબાઇ ને ગુલાં વચ્ચે તેઓ પોતાની મોટી દોલત **સરખે ભાગે** વેંહેચવાનું વીલ કરી ચુકયા હતા, ને જરબાઇના અરધા ભાગમાંથી દાદીબા અરધો ઉપરાંત ભાગ તો ઉપાડી ચુકયો હતો. વલી વાંચનાર યાદ કરશે કે જરબાઈના તે ફાલાના સંબંધમાં બોલતાં મેહેલ્લાશાહ શેઠે કહ્યું હતું કે **"મેં વીલ કરીને મારી તીજોરીમાં રાખ્યું છે."** એ ઉપરાંત વલી એજ વાતચીતને દરમ્યાંન દાદીબાએ ફરીથી મારે વીશે શેઠ પાસ (મારા માનીતા મમાવાની પાસ) માંગણી કરી હતી, અને ફરીથી તેઓએ તે ઠહાવથી નામંજુર કરી હતી.

હવે તેથી વધારે ગભરાઇને દાદીબાએ દીના દારૂવાલાનું ઘર સોહોધી કઢાવ્યું, અને તેને મલ્યો. તેને મને ત્યાંથી સગપણનો દાવો રજુ કરી કોઇ દુર કરી શકે એવા આસામી મેલવી આપવાનું દાદીબાએ કામ સોંપ્યું, ને તે પઇસાના ગુલાંમે હોમલા ખુંધા જેવા એક અશો પીર મરદને એ પુનનાં કામ માટે મેલવી આપ્યો!

પણ વલી એ ચંડાલ ચોકડી સંપુર્ણ કરવા કાજે ખરશેદદાર હાડકુંને બી કાગલ લખી સુરતવેરથી બોલાવામાં આવ્યો. તેને એક છુપાં અને જરૂરનાં કામમાં મદદ કરવાનું લખી દાદીબાએ એક જીવ ખુશ થાય એવી રકમ તેનાપર બીડી દીધી, એટલે ખરશેદદાર હાડકું આ ઘર બેઠે ચાલી આવેલી રોજીથી મગનછગન થતો મુંબઇ

દોડી આવ્યો. તેનું કામ એજ હતું કે હોમલા ખુધાને મારી માનો ભાઇ પુરવાર કરવામાં તે સાથે જઇને એક સાહેદીનો ભાગ ભજી બતાવે.

અને હવે ખરસેદદારૂ હાડકું ને હોમલો ખુંધો પોતપોતાના ભાગ ભજી બતાવા મારઃ મમાવા પાસ આવ્યા હતા તે ભાગ વાંચ-નારે યાદ કરવો પડશે, અથવા વારતાની ગઇ ગુજરીની પાકી સમજ મેલવવા ખાતર એ અને એવાજ બીજા આ ખુલાસાઓને લગતા ભાગો પાછા વાંચીને રીવાઇઝ કરવા પડશે.

પણ વલી ખરશેદદારૂ ને હોમલો પોતાની ઠગારી કોશેસમાં ફાવ્યા નહીં, ત્યારે હવે દાદીબા હદબાહેર ગભરાયો. તેણે જોયું કે હવે પછી જો તેના સંબંધનું મારે લગતું પાપ પકડાય તો નામો-સીના વાવટે વાવટા ઉડશે. કશા બી પુરાવા કે શાહદત વના બીજી વારનાં લગન છતાં પેહેલી વાર લગન થયાં હતાં ને હું હકદાર ફરજંદ છું એમ કોઈ બી માની કે કબુલ કરી શકવાનું નથી, ને તેથી ઘણો ગેરફાયદો થવાંનો ગંભીર જોખમ ને ભય હતો. એક તો તે સોસાયટીમાં હમણાંજ ઉગી નીકલ્યો હતો ત્યાં મોં દેખાડવાનું ભારી પડી જાય, ને બીજું તો એ કે જો એ રીતે એક વાર મે-હેલ્લાશાહ શેઠ એ કાવત્રું જાંણે તો જરબાઇને તેના બાકીના ફાલાથી બાકાત કરી નાંખે, ને ત્યારે એક ગંજાવર રકમ તેના સદાના લોભી હાથથી જતી રહે.

એ રીતે ત્યારે મેહેલ્લાશાહ શેઠને માહાત કરીને બી મને તેમનાં ઘરથી દુર કરવાનો દાદીબાએ હજી વીચાર કીધો, ને મેહે-લ્લાશાહને કેમ માહાત કરવા તેનો દાદીબા ખ્યાલ કરવા બેઠો ત્યારે તેને અચબુચ એક ભયભીત ખ્યાલ થયો. બુરા સેહેતાંને એ હીણાં ચોગડયે તેને કાંને લાગી યાદ આપી કે મેહેલ્લાશાહ શેઠે વીલ કરીને ક્યાં મુકયું હતું તે બી તેને નીરદોશ ભોલાઇમાં કહી દીધું હતું, વાસ્તે જો તે શેઠયાનો સમુલગો કાંટો કાઢી નાંખવામાં આવે તો મને સગવડથી દુર કરી શકાય એટલુંજ નહીં પણ વલી તે વીલ હાથ કરી લઇ એક નવું ખોટું વીલ તૈયાર કરી શકાય ! એ નવાં વીલથી ગુલાંને ફાલે જતો તે ગંજાવર મેહેલ ને એક બીજી ગંજાવર રકમનો સેહેલથી અટકાવ કરી શકાય. અને સઘલું જર ને દાદીબાનાં નામપર થઈ જાય !

ઓ તે પાપી દેહેસ્તનાક ગજબનાક ખુરો ખ્યાલ ! તે ખ્યાલના અધાપાએ મારા બાપને બેફામ બનાવ્યો, ને લોભના લાભથી તે કરપીણુ—અફસોસ મારો બાપ—તે સૌથી લ્યાનત પામેલું, કમકમાટ ભરેલું કરમ કરાવા તૈયાર થયો. તેણે હોમલા ખુંધાને પોતાના વીશ્વાસમાં લીધો, ને તે બદમાસ કે જે પાંચ રૂપીઆને ખાતર પોતાના જીવને સેહેતાંનને વેચી નાખવા રાજી થાય એવો અધમ ખુરો હતો તે આ કંગાલ કરમ આસાન કરી આપવા તુરંત તૈયાર થયો !

---

## પ્રકરણ ૧૮૩ મું.

### ગઈ ગુજરીના ખુલાસાઓ ( ચાલુ )

વાંચનાર જાંણે છે કે તે કરપીણો ફાવ્યા. એક ભોલા પણ ભલા ને સખી વજુદ શેઠયાનો કાંટો કાઢવા—મારા માનીતા મમાવાજીનું ખુંન—એ આફ્ત !—કરવામાં તે બેકદર બદકારો ફાવ્યા અને જીતી ગયા.

પણ એ નીચ જીત મેલવનારમાં મારા બાપનું નામ અતરે આમેજ કરતાં મને માહાભારત દુ:ખ બરપા થાય છે તેનું બ્યાંન કેઇ કલમ કરી શકશે ? મારો બાપ એક ખુંની થઈ ગયો એ ખ્યાલ આજે બી મને ધુજાવે છે. તેને માટેની મારી રોજની બંદગીમાં મને એ બનાવ વધારે જોસભર અને તેને માટે માફી ને દયા ચાહી લેવાની તે સાહેબ પ્રત્યેની મારી આજીજીમાં મને વધારે આગ્રહ ભરેલો કરે છે.

તે ખુંન થયું. વાંચનાર યાદ કરશે કે ખુંનની રાત્રે હું શેઠનો એક અગતનો દસ્તાવેજ ટપાલમાં રવાના કરી મોડેથી પાછો ફરયો ત્યારે મેં એક ઝાડ પછવાડે કોઈ બે આદમીઓને ભરાયલાં જોયાં હતાં, ને તે હોમલો ખુંધો ને દીનો દારૂવાલો હતા. તે બેઉ બદમાસો પેહેલી રાતથીજ બાગમાં ભરાઇ ગયા હતા, ને છેક મોડી રાત્રે સૌનાં સુતા પછી તે ભયંકાર કરમ તેઓએ કીધું હતું.

પોતા ઉપર એ ખુંનનો જરાબી સંદેહ નહીં ઉતરે તેટલા વાસ્તે તે રાત્રે દાદીબા તો પોતાના બંગલામાં એક મોટી પારટી આપતો હતો. તેને ત્યાં ખાણીપીણી તો રોજની ચાલુ હતી, પણ

આજે એક છાજતાં બાંહણાં સાથે તેણે આગલથી વધુ ઇજનો કાઢી વધુ ધુમ મચાવી હતી, ને તે ધમાલમાં તે પોતાની અકરવકર ને બેહદ ગભરાત છુપાવા પછારા મારતો હતો.

પણ હયાં મારે મારી માતાને ઇનસાફ આપવા થોભવું જોઈયે. મારે જણાવવાને ભુલવું જોઈતું નથી કે દાદીબાએ આ ભ્રષ્ટ કરમમાં તેણીને જરાબી માહીતગારી મલવા દીધી ન હતી, કેમકે જો તે તે જાંણુતે તો પોતાના દીકરાને નીવારી મેલવા જેવું કરપીણુપણું તે બતાવી શકી ખરી, પણ પોતાના બાપનું બી ધીરજથી ખુંન થવા દેવા જેવું કરપીણુપણું તે બતાવી શકતે એ માનવું કેવલ મુરખાઈ ભરેલું છે.

મેહેલ્લાશાહ શેઠનું ખુંન કરવામાં આવ્યું એટલુંજ નહીં, પણ ચોરીને ખાતર ખુંન થયું હતું એવો શક ઉભો કરવા, તેમજ એવો અજીમ અપરાધ કીધો તે માટે દાદીબા તરફથી જે મલે તે કરતાં તેની કીંમતમાં વધારે મેલવવા ખુંનીઓએ આગમચથી કરેલા ઠડાવ મુજબ ચોરી પણ કીધી હતી. વલી એ સઘલું એટલી સીફતથી કરવામાં આવ્યું કે વાંચનાર જાંણે છે તેમ ખુંન ને ચોરીનો પાછ-લથી પતો મેલવવાને પોલીસે જે બેશુમાર પછારા મારયા તેમાં તે જરાબી ફતેહમંદ નીવડી શકી નહીં !

જરબાઇને તેના બાપનાં અકાલ મોહતથી દુ:ખ નહીં થયું હતું એમ તો કેહેવાઇ શકાશેજ નહીં, પણ આટલું તો ખરૂં કે જ્યારે એ મુરબીનાં એવાં જાલેમ મોહતનો ગમ ગુલાંની છાતીમાંથી વરસો સુધી દુર થઇ શકયો નહીં, ત્યારે જરબાઇ સેહેજ દીવસોમાં એ ગમ વીસારી શકી. તેણીને એ મોહતથી એક બીજો સધ્યારો મલ્યો, ને તે એ કે મારા સંબંધી પાપ ફુટી જવાથી તેને પોતાના બાપના બેહદ ગુસ્સાના ખ્યાલથી જે સદા ધ્રુજયા કરવું પડતું હતું તે ફકર એ નહીં ધારેલાં મોહતથી હવે મટી ગઇ હતી.

હવે તીજોરીમાંથી પેલાં .વીલની ચોરી તો ખુંનની રાત્રેજ થઇ ચુકી હતી, અને તે અસલ વીલને બદલે એક ખોટું—ખોટી સહીઓનું વીલ "ફોર્જ" કરીને તક મલતાંજ દાદીબા તરફથી મેલી દેવામાં આવ્યું હતું.

ત્યાર બાદ દસમાંને બીજે દીવસે મને લઇ જવા હોમલો ખુંધો પાછો આવ્યો હતો તે હવે વાંચનાર યાદ કરશે. તે વખતે તે ઠગારા

અને મારા બાપ વચ્ચેની વાતચીત કેવી સીફતથી ગોઠવેલી હતી–જાંણે એ તદન પારકાં આસામીઓ હોન્નતોજી કરતા હોય તેવી ભુલાવો ખવાડનારી ઢપની હતી તે ઉપર હું વાંચનારનું અતરે ધ્યાંન ખેચું છું.

એ પછી હોમલા ખુંધાનાં ઘેરમાં શીરીન સાથ એકાંતમાં હું એક દીન મેહેલ્લાશાહ શેઠનાં વીલ સંબંધી વાત કરતો હતો, ને તે સાંભલી તે બદમાસ ગુસ્સાના દોલ હેઠલ અકરાતો ગભરાતો ઓરડામાં ધસી આવ્યો હતો તે ભાગની સમજપર હું આંઉ છું. મેં શીરીનને કહ્યું હતું કે 'પઇસાથી જો સુખ મલી શકતું હોય તો તે સુખ તો ગુલાંને મલવુંજ જોઇએ, કેમકે મેહેલ્લાશાહ શેઠે પોતાનાં વીલમાં પોતાની બીસ્યાર દોલત બંને દીકરીઓને સરખે હીસ્સે વેંહેંચી આપેલી છે.' એ મારાં બોલવાનો હોમલાએ બજીદા-ઇથી ખુલાસો પુછયો હતો, ને એ વાત હું કેમ જાંણુવા પાંમ્યો તે જ્યારે તેને મેં સમજાવ્યું ત્યારે ફરીથી તે વીશે કોઇ આગલ વરાલ વટીક નહીં કાઢવાને તેણે પોતાને છાજતી ધાટકી ધમકીઓ સાથે ઘણી સખત તાકીદ કરી હતી. તે વખતે તે તાકીદોનો ભાવાર્થ હું કંઈ સમજી શકયો ન હતો–જોકે તે વિશે હું ગુંચવાયો હતો તો ખરો!

હોમલા ખુંધાએ ત્યારકેડે મારા પાસથી ઉઠી બાહેર જઇને શીરીનપર હાથચાલાકી કરી હતી, ને તેની સજામાં મેં તેને જમીનપર પટકયો હતો તે વાંચનારને રોશણુ છે. ત્યાર પછી તે મને એક ઓરડામાં કેદ કરીને બાહેર ગયો હતો, ને તે હવે મારાં જાણુવા મુજબ પાધરો દાદીબાને મલવા ગયો હતો. ત્યાં જઇ તેણે વીલ વીશેની મારી માહીતગારીથી દાદીબાને વાકેફગાર કીધો. એ વાકેફગારીથી મારા ખુંની બાપને નહીં વરણુન કરી શકાય એવો ગભરાત પેદા થયો. તેણે જોઇ લીધું કે જેમ સાદા અવિચારમાં હું શીરીન આગલ બોલ્યો તેમ ખરાં વીલની વાત હવે પછી હું કદી કોઈનીબી આગલ બાહેર બોલું તો તે મુવોજ છુટો! ખરાં વીલની વાત થતાંજ જે નવું ખોટું વીલ અમલમાં આવ્યું હતું તે ઉપર એક બાલકનેબી શક પડયા વના રેહેજ નહીં. પોતાની હયાતીમાં જે બાપ પોતાની દીકરી (ગુલાં)ને જીવથી જયાદા ચાહતા હતા તે બાપ પોતાનાં વીલમાં તેને છેકજ વિસારી મેલે, યાને પાંચ દસ હજાર રૂપડીથી ઢેકો ધોલવી દે ને બાકીની બીસ્યાર ગંજાવર દોલત ને તે મેહેલ વટીક બાજી દીકરીને આપી જાય એ સઘલાં સગાં-

વાહાલાં ને ઓલખીતાં પીછાંણુતાંઓનો મોટો વસવસો તો હતો, પણ કશીબી સાહદત વના કોઇ તે વીશે કશું બોલી શકતું ન હતું; તેવામાં એ ખરાં વીલની વાત બાહેર આવે તો નખ્ખોદ વલવામાં બાકીજ શું રહે? તુરત જુસ્તેજો ચાલે, ને જો ખોટાં વીલની વાત પુરવાર થાય તો એ વીલને માટેજ ખુંન થયલું ધારવામાં આવે, કે પછી ખુંનીઓ પકડાતાં વાર શી? ટુંકમાં, મારા બાપે ને હોમલાએ એ મુલાકાતને દરમ્યાંન ફાંસીનાં લાકડાં પોતા માટે તૈયાર થયલાં ને તેમનાપર ડોલા ધુરકતાં જોયાં, અને તેથી એ માહાભારત વધ્નન અટકાવા તેઓએ એક બીજાં વધારે ભયંકાર કરમમાં હાથ ખરડવા ઠડાવ કીધો.

એ બીજું કરમ તે મારૂં ખુંન હતું. એક પાપમાં પગલું લીધા પછી બીજાં પાપમાં કદમ ઉંચકતું તેટલું બધું મુશકેલ થઈ પડતું નથી, અને તેથી જે જમાઈએ પોતાના બાપને તોલના સસરાનું ખુંન કીધું, તેજ એક બાપ તરીકે પોતાના બેટાનું ખુંન કરવાને હીંમત કરી મેદાંન પડયો!

તે પછી હોમલો ખુંધો મોડેથી ઘેર આવ્યો, ને થોડે વારે દીનો દારૂવાલો બી આવ્યો, જેમની વાત મારી માંનીતી શીરીને ભરાઇને સાંભલી, ને તે રાત્રે તે ઘેરમાં મારૂં ખુંન કરવાનો તેમનો ઘાતકી કસદ જાંણી લેઇ તેણીએ તે ઘરમાંથી મને ઓરતના પોશાકમાં નહસાડી દીધો. ખરેખર, તે રાત્રે હું બચી ગયો ને સલાંમત રહયો તે માટે જે સુંદરીનો હું નેકામાં હાથ પાંમવાના ઉમંગમાં ને ઉમેદમાં હતો તેનોજ હું કેટલો આભારી હતો!

હવે હું તે ભાગપર આવું છું કે જયારે મોટાંઇનાં મેહેરબાઇની નોકરીમાંથી ખુરશેદના બાપે મોકલેલો ચેક વટાવા હું મુંબઇ આવ્યો, ને બેંકમાંથી રૂપ્યા લઇ પાછો ફરતાં મને કોટેકોટ તરફ ગુલાં ને નાદરશાહ (તેણીના ભરથાર) સાથ મેલાપ થઇ ગયો. તે વખતે તેઓ સાથે મને મેહેલ્લાશાહ શેઠનાં વીલને લગતી વાત થઈ હતી, ને ત્યારેજ મેં પેહેલવેહેલું જાંણ્યું કે ગરીબડી ગુલાંને તેના બાપના સઘલા વારસાથી બાકાત રાખવામાં આવી હતી. એ વખતે તે વીશે મેં મારી અચરતી બતાવી, ને ખરા વારસા ને અવલ વીલની વાત હું કેમ જાંણુવા પાંમ્યો હતો તે જયારે મેં સઘલું વીગતે તેઓને કહ્યું, ત્યારે નાદરશાહ બોલ્યો હતો કે "જેઓ દગાખોર છે ને પોતાનાં પાપમાં પોતાને બીલકુલ સલાંમત સમજે છે તેમને બી ખબર નહીં

હશે કે ખરી વાત જાંણનાર કોઈ બી જીવ હેયાત છે.” આ ઉપરથી આટલું તો સીદ્ધ થતું હતું કે દાદીબાની લુચ્ચાઈ વિશે નાદરશાહને કાંઇક થોડો ઘણો વેહેમ પડી શકયો હતો, પણ સાહદત અથવા પુરાવા વના તેઓ આગલ કશું કરી શક્યાં ન હતાં, અથવા દીલનાં તદન સાફ ભોલાં ને ભલાં હોવાથી કાંઇ બી જાસ્તી કરવાની તેઓએ કનવાર કરી ન હતી.

હવે એજ મુલાકાત વલી હોમલા ખુંધાનાં જોવામાં આવી હતી તે વાંચનાર યાદ કરશે. નાદરશાહ ને ગુલાં ગાડી હંકારી ગયા પછી તુરતજ હોમલો મને મલ્યો હતો, ને તે વલી રખે તેઓનો જીવ જવાના સોદાનું સાંટક ઉભું થાય કરી ગભરાયો હતો. એટલા વાસ્તે તે વલી મને વાહીને એક કંગાલ ધામમાં લઇ ગયો, જ્યાંથી દાદીબા સાથ મસલત કરી મારો જાન લેવા કરતાં મને ઠેઠ ચીન ધકેલી આપવાની તેણે જુગતી કરી.

એ આફત–એ હોનારતમાંથી હું કેમ બચવા પાંમ્યો તે વાંચનારને નવું નથી. ત્યાર પછી મોટા શેઠની નોકરી ને તે પછી બીજી જંજાલોમાંથી પસાર થતો થતો હું કોરજી શેઠની દીકરીને મનાવી લાવવા મુંબઈ આવ્યો ત્યારે સોહલુ દમણ્યાને ત્યાંથી મલી આવેલું રેજીસ્ટરની નોંધનું પાનું દાદીબાને આપવા ગયો હતો તે વાંચનારને રોશણ છે. તે વખતે તે નોંધને મારા સાથ જરાબી સંબંધ છે એમ મને સ્વપ્ને બી ખ્યાલ ન હતો!

દમણ્યાએ તે પાનાની ગંભીર ચોરી મોટી ઉંડ્રપર કીધી હશે એમાં તો કાંઇ શક નથી, કેમકે તે રેજીસ્ટ્રારની આફીસમાંના ચોપડા-માંથી ફાડી લીધું તો તે કાંઇ પાછલથી દાદીબાને એ છુપાં લગન માટે દબરાવીને મોટો તડાકો મારી લેવાના હેતુથીજ હોવું જોઇએ, પણ પાછલથી શું મકસદથી તેણે એ હેતુ પડતો મેલ્યો તે હું ચોકક્સ કહી શકતો નથી. યાતો તેણે માંન્યું હોય કે દાદીબા તેને કાંઇ જીવ જેવી રકમ ઝંટ એમ બનશે નહીં, અથવા તો—જે વધારે મા-નવાજોગ લાગે છે—તે બીહીધો હોય કે એવી કાંઇ ગરબડ કરવા જતાં એ ગંભીર ચોરી માટે તે પોતે જબર ફસી પડવાનો.

એમ છતાં, પ્રીય વાંચનાર, તે ચોરાયલી નોંધનું પાંણું હુંજ દાદીબા ને જરબાઇને એનાયત કરવા ગયો એજ શું વલી ખુદર-તનો નવો ઉંડો ભેદ નહીં હતો? જે પાંણું નહીં મલવાથી આ-

ટલી બધી ખરાબીઓ થઇ તેજ પાંણું હું તેમને હાથોહાથ આપ-
વા પાંમ્યો એ તે કીરતારનું કેવું દુરઅંદેશ કરવું !

અને તે પાંણું આપતી વખતે જરબાઇએ માતૃભાવનાં ખેંચાણુને આધીન મારા તરફ જે બેસુમાર લાગણીઓ બતાવી હતી તે વાંચનાર હયાં યાદ કરશે. તે વખતે તે લાગણીઓ ને તેણીનાં આંસુઓનો સબબ હું જરાબી સમજી શકયો ન હતો, પણ આજે ત્યાં થયલી વાતચીત ને તે વખતનો સઘલો દેખાવ મને કેટલો ખુદરતી જણાય છે !

ત્યાર પછી અમો મદરાસમાં પાછાં મલ્યાં, કે જ્યાં તે કેરદેગારની કરમ બક્ષેસથી હું મારી જણેતી માવતરને આગનાં માહા સેતમકારક મોહતમાંથી બચાવાને ભાગ્યશાલી થયો હતો ! તે વખતે જરબાઇ જેવી બેભાંનીમાંથી હોસ્યાર થઇ કે મને વલગી પડી બોલી ઉઠી હતી કે 'ઓ ખુદા ! ઓ ખુદા ! ત્યારે કાવસ તુંજ શું મારો જાંન બચાવનાર ! ખુદાનો કેવો ઉંડો ભરમ !' તે સઘલાંનો હવે વાંચનાર અતી સેહેલથી ખુલાસો સમજી શકશે. તેજ પ્રમાણે દાદીબા મને દાદરપર મલતાં તે બી તે પ્રસંગે મારા તરફ પોતાનાં સઘલાં બદમાસપણાં છતાં જરારતી વ્હાલ બતાવી શકયો હતો તે બી હવે સમજમાં આવવું મુશકેલ નથી પડવાનું.

એ પછી હું ખુરશેદનાં મરણના પ્રસંગપર આઉં છું. ત્યાં હોમલા ખુંધાના ઓરડામાંથી મને એક ફાટેલી ચીઠી મલી હતી જે નીચે પ્રમાણે હતી:—

"વલમાં હું આટલું લખી જાઉં છું. કાવસાને આજ પછી તમારે જરાબી છેડવાનો નથી. હવે પછી તમારી મારફતે જો તેનો એક વાંકો બાલ પશે તો હું તમોને પુછી શકશ. હવે પછી મલશું ત્યારે એ વોશે ખુલાસાથી હું ત—"

એ મુજબની તે કાપલી હતી. તે દાદીબાનીજ લખેલી હતી. જરબાઈનો મેં જાંન ઉગાર્યો તેથી તેનાપર એટલી ગંભીર અસર થઇ કે મને ફરજંદ તરીકે સઘલી ખરી બીના આશકારા કરી બાહાલ રાખવાને તે હવે દાદીબા સાથ બજીદ થઇ બેઠી. હવે જો દાદીબા તેમ કરવા માંગતે તો સગવડથી કરી શકતે. એક તો હવે તેને મેહેલ્લાશાહા શેઠનો કે તેમની દોલત ખોહી બેસવાનો ડર ન રહયો હતો, ને બીજું તો એ કે જાહેરમાં કશું ખુરૂં અનુમાન ફેલાતું અટકાવા માટે મજકુર છુપાં હકદાર લગનનો સૌથી ઓરતવાર પુરાવો—પેલું રેજીસ્ટરનું પાંણું-તેના પાસ મોજુદ હતું, પણ

એ સઘલાં છતાં તહરેવાર બાહાણાંઓથી મને ફરજંદ તરીકે કબુલ કરવાને દાદીબાએ જરબાઈને વાહીને ના પાડયું ને સમજાવી લીધી, ત્યારે બાતેનમાં તો તેની એટલીજ મકસદ હતી કે હું મેહેલ્લાશાહ-નાં કુંટુબથી જેમ અલગ હોઉં તેમ સારૂં. તેને ભય હતો કે જો તે મને બેટા તરીકે બાહાલ રાખે તો પછી હું ગુલાં, નાદરશાહ, વગેરે મેહેલ્લાશાહની તરફનાંઓને મલતો ભેટતો રહું, ને તેમ થાય ને મારાથી પેલી વીલની વાત કરાઇ જાય તો ફાંસીના લાકડાં વગર તેનો પોતાનો છુટક ન થાય ! એટલા વાસ્તે એ જાલેમ ફકરોના સબબે તેણે મને બાહાલ રાખ્યો નહીં, પણ એટલું તો કીધું કે તે દીવસ પછીથી તેણે મને પોતાની તેમજ હોમલાની તરફની સઘલી સતાવણીઓ ને સેતમોથી મોકલો કીધો. જરબાઈનો મેં જીવ બચાવ્યો એ ખ્યાલથી તેનાપર બી કાંઇ ઓછી અસર થઇ ન હતી ને તેથી તેણે જરબાઇને વંચાવીને હોમલા ખુંધાપર તાકીદ લખી વાલી કે તે મને તે પછીથી છેડે નહીં. એ તાકીદ જ્યારે તેઓએ મારાજ સબબે ઉતાવલમાં મદ્રાસ છોડી જવાની તૈયારીમાં હતાં ત્યારેજ તેણે ચીતરી કાઢેલી હતી એમ વાંચનારને સમજાવવું પડવાનું નથી.

એ કાપલી મેં જાલવી રાખી હતી, ને માણેકજી શેઠની નોક-રીમાં હું બેંગ્લોર ખાતે હતો ત્યારે તેનાપર દાદીબાએ લખેલી એક ચીઠીનાં કવરપરના દસ્કત સાથ તે કાપલીના દસ્કત મેલવી તેના લખનાર તરીકે હું દાદીબાને પકડી કાઢી શકયો હતો. એ ઉપરથી હું દાદીબા ને જરબાઇને મલ્યો હતો, ને દાદીબા તે કાપલી લખવાનું તો સદંતર નામુકકર ગયો હતો, પણ જરબાઇની એક માતા અને અબલા તરીકેની નબલાઇ વલી પાછી તે વખતે ફાટી નીકલી હતી.

ત્યારબાદ એક વાર એક હાટેલમાં એજ મારી માતા રાત્રે મારાં સુતાબાદ મને ઉંઘમાં બકીઓ લઇ ગઇ હતી તે મીઠી યાદ મને આ વેલાએ સુખ આપે છે. મારી પાસેના ઓરડામાં જરબાઇ હતી, ને એક માતાની પવીત્ર લાગણીઓ કબજામાં નહીં રહી શકવાના સબબે તે આવીને મને પ્યારની બકીઓ લેતાં મારા ગાલ ઉપર લાચારીનાં આંસુઓ વરસાવી ગઈ હતી !

એ પછી હોમલા ખુંધાને અને દમણ્યાને ભારી સજા થઇ તે ભાગપંર હું આવું છુ. વાંચનાર જાંણે છે કે એક વાર દમણ્યો તે

જે જાંણુતો હતો તે મને કહી દેવા તૈયાર થયો હતો ને મને તેણે તેડવા ચીઠી લખી હતી. એ ચીઠી મેં સાદી ભોલાઇમાં દાદીબાને બતાવી, ને દાદીબા વલી ગભરાયો, જે ઉપરથી તેણે દમણ્યાને પોતાની બાજુપર જીતી લીધો. ત્યાર કેડે હોમલાને ઘોરમાંથી તે ઉઠાડી લઇ ગયો, જે પછી હું ને મીનોચેહેર ફરી જ્યારે દમણ્યાને મલ્યા ત્યારે તે અમારી ખાત્રી કરી શકયો—અને તે ખાત્રી તે ફકત પોતાના આસપાસના વેહેમોથીજ કરી શકયો—કે હું દાદીબા ને જરબાઇ-ના પેહેલા નેકાથી પેદા થયલો તેમનોજ દીકરો હતો.

એ ખુલાસાને આધારે હોમલાની જુસ્તેજો કરવા ને ખુલાસાઓ મેલવવા એક પોલીસ અમલદારનો વેશ ધારણ કરી હું દાદીબાનાં મકાંનપર ગયો, ને ત્યાં જરબાઇએ મને પકડી કાઢવાથી સઘલું સ-માધાંન થઇ જતે, પણ દાદીબા વલી પ્રપંચ રમ્યો. તેણે મને કલક-તાનો વાયદો કીધો, ને કલકતામાં બોલાવી મને મેડહાઉસમાં નખાવ્યો.

ત્યાં મેં જબરા સેતમના જાલેમ છ માસ પુરા કીધા, ને ત્યાર બાદ શું બન્યું તે બધું વાંચનારને રોશણ છે. મારા પીતાએ પોતાની અજલ આવેલી જોઇ મારી માતા આગલ સઘલું કબુલ કરી દીધું. જ્યારે તે મોહતની અસહય તાંણુતોરમાં ખાટલા ઉપર પડેલો હતો ત્યારે તેણે પોતાની પરણેતરને પોતાનાં પાસાંમાં બેસાડી ને તેના આગલ દુ:ખનાં 'ઓ! અરે!' વચ્ચે તેણે સઘલી બીના બ્યાંન કરી.—તે બીના કે જેમાં તેણે પોતાના સસરાનો પોતાને ખુંની જાહેર કીધો, ને પોતાના દીકરાનો ખુંની થતાં તે એક ભાગ્યશાલી સંજોગથી બચ્યો તે તોબા ને તોજસ વચ્ચે જાહેર કીધું! ટુંકમાં ગઈગુજરીના આ જે સઘલા ખુલાસાઓ મેં ઉપર ટાંકયા છે તેમાં ઘણુંક એવું હતું કે જે મારી માતાએ તે દુ:ખભરી રાત્રે પેહેલુંજ જાણ્યું, ને દુ:ખથી ફાટફાટ થતી છાતીએ પેહેલુંજ સાંભલ્યું. એમ થવાથી હું મારા પીતાનાં ઘરમાં ઠર પડવા પછીથી મને મારી માવતર તરફથી જે જે વીગતવાર ખુલાસા મલ્યા તે સઘલા વાંચ-નારની જાંણ કાજે અતરે મેં એકઠા ઉતારી દીધા છે એમ મને કેહેવું પડશે નહીં.

એ ખુલાસાઓને દરમ્યાંન બેશક ઘણું એવું છે, કે જે એક નાસ્તીકને બી આસ્તીક કરી મેલે. 'અંતે ધર્મોજય'નો મારી કાંહાં-ણીથી જેવો દાખલો મલે છે તેવો જીવતો જાગતો દાખલો બીજો

મારી જાંણમાં નથી. જે માત પીતાએ મને ઓવારનીવાર કરવા આટલું આટલું કીધું હતું તેમના ને તેમનાજ રસ્તા વચ્ચે ફેંકવાને ખુદરતે—ખુદ ખુદાએ કેવા કેવા સંજોગો ઉભા કરી દીધા હતા તે કોઇની બી અક્કલને હેરત કરવા બસ છે!

---

## પ્રકરણ ૧૮૪ મું.

### તા૦ ૧૫ મી નવેંબર ૧૮૬૨.

મારી માતાનાં ઘેરમાં હું ઠર પડયો અને મારા પીતાનાં દુઃખદાયક મરણને આંઠ રોજ થયા પછી તે ભાગ્યાશાલી-તે આશીરવાદ પાંમેલો દીવસ માંથે આવ્યો કે જ્યારે હું મારી માનીતી શીરીનના મુબારક હાથનો દાવો કરવા કોરજી શેઠના મેહેલમાં હાજર થવાનો હતો. ૧૮૬૦ ની ૧૫મી નવેંબરને રોજ હું કોરજી શેઠનાં મકાંનમાંથી બાહેર પડયો હતો, ને ત્યારે તે શેઠયાએ કહ્યું હતું:—

"એ બે વરસ વહી જતાં વાર લાગવાનો નથી. આજે ૧૫ મી નવેંબર ૧૮૬૦ છે, ને તારે ૧૫ મી નવેંબર ૧૮૬૨ ને દીને મારાં છાંપરાં હેઠલ પાછું આવવાનું છે. * * * * એ બે વરસમાં દુન્યામાં તું આજવેર રવડયો છે તેમ રવડતાં તું આજે જેવો છે તેવોજ સદગુણી રેહે તો મારાં ઘેરમાં આવજે, ને વગર શરમાવે ખચ્ચીત આવજે, કે જ્યારે મારાં મેહેલનાં બારણાં વાજતે ગાજતે ધામધુમથી તારે વાસ્તે હું ખુલ્લાં મુકશ. * * * *"

એમ તે શેઠયાએ કહયું હતું ને તે મુબારક દીવસ અંતે આવ્યો હતો, કે જ્યારે એક નેકજાદ પાકજાદ ચેહરેનમુન બાનુના હાથના લાયક ઉમેદવાર તરીકે હાજર થઇ હું તેણી જેવી એક સદ્‌ગુણી ને સકલ ગુણસંપન સુંદરીને મારી મોહરદાર કરનાર હતો!

વલી તે ભાગ્યશાલી દીવસ બી કેવાં પ્રસંગોપાત સુખ વચ્ચે આવવા પાંમ્યો હતો! ૧૮૬૦ ની ૧૫ મી નવેંબરે હું મારા બાપનો હકદાર બેટો બની એક મોભાદર શેઠયો થવા પાંમ્યો હતો, ને મારે લગતી વાત ઘેરેઘેર થતાં મારીપર મુબારકબાદીઓના ઢગનાઢગ આવી પડતા હતા!

સૌ મારા એ સુખી ફેરફારથી સુખી હતાં. મારી કાંહાંણીનાં એ સુખી સેવટ માટે સૌ શુકરગુજારી કરતું હતું. એક ગરીબ નોકરપરથી એકદમ હું લખોપતી શેઠયો થવા પાંમ્યો એ મારાં સુભાગ્ય

માટે બલી મરનારૂં—મારી અદેખાઇ કરનારૂં કે મને બુરૂં ચાહાનારૂં કોઇ હતું નહી, કેમકે મારી કારકીરદીમાં મેં જાંણી જોઇને કોઇને મારા શત્રુ કીધા હતા નહીં.

તે રોશન રોજ–તે ખુશીનો ખુરશેદ આખેર તલુ થયો કે જ્યારે મારી માનીતી શીરીનના મોહોબતમય હાથની પવીત્ર ઉમેદવારી વાસ્તે હું કડક કોરજીબાની હજુરમાં હાજર થવાનો હતો. તે દીવસે ઠડાવેલે કલાકેજ હાજર થવાકાજે હું વખત સાંધીને મારાં મકાંનમાંથી નીકલ્યો, ને કલકતા ખાતેના કોરજી શેઠના જાંણીતા મેહેલ સરખા બંગલા તરફ ચાલુ મુકયું.

તે વખતના મારા હરખનું બ્યાંન કરવાને મારી કલમમાં તાકાત નથી. તે દીવસ મને ગઈ ગુજરીનાં છેલ્લાં બે વરસની યાદ આપતો હતો—તે બે વરસો કે જે અરસામાં હું કાંઇ કાંઇ હાંદેસાઓ, જેહેમતો, જોખમો અને ઓચંબાઓ વચ્ચેથી પસાર થયો હતો ! તે બે વરસોના જાલેમ જુદાઇના અરસામાં મને શરમાવું પડે એવું મેં કશું બી થવા દીધું ન હતું, અને તેથી હવે બીનદેહેસત ને વગર શરમાવે હું કોરજી શેઠની હજુરમાં હાજર થવા જતો હતો.

તે મોટા મેહેલના બંને આગલા કુસાદે દરવાજા પોરપખાર ઉંધાડા હતા, ને બારણાંઓપર સુશોભીત ફુલોની તોરણો ટાંગેલી હતી. એજ શું કોરજી શેઠ તરફના મને મલનાર આવકારની એક સાહદત ન હતી ? મારી આંખો ખુશીનાં આંસુઓથી ઉભાઇ ગઇ.

જરાક આગલ જતાં મને એક બેંડનો સરોદ વટીક કાંને આવવા લાગ્યો. તે બંગલાના પેહેલા મજલાની બાજુએથી આવતો હતો, ને જરાક આગલ જતાં હું જોઇ બી શકયો કે તે પેહેલા મજલાપર બાહેર કાઢેલી એક રોણુકદાર અગાસીપર બેસાડેલાં બેંડનો તે દીલખુશ અવાજ હતો.

ત્યારે કોરજી શેઠ પોતાનો બોલેલો બોલ આજે બોલેબોલ બજાવતા હતા !

હવે હું તે બંગલાની લગોલગ પોંહોંચ્યો, ને ત્યારે બાહેરની મોટી સીડીપર મેં ત્રણુ આસામીઓનો એક નાનો ગ્રુપ ઉભેલો દીઠો, કે જેમને ભેટવાને મારા પગ મેં પાંખોને ઠેકાણે વાપર્યા. તે ૫ માં કોરજી શેઠ, રૂપાંબાઇ અને શીરીન હતાં.

સૌથી પેહેલો જઇને હું કોરજી શેઠને મલ્યો, કે જેઓએ "આવ મારા દીકરા—ભલે આવ મારાં ઘેરમાં!" એમ લાગણીઓથી ધ્રુજતા સાહાદ વચ્ચે મને પ્યારથી ભેટીને આવકાર દીધો. ત્યાંથી હું રૂપાંબાઈને મલી શીરીનને ભેટયો, ને તેના રૂપાલાં કપાલપર મેં પવીત્ર પ્યારનાં જોશ સાથ કોઈની શરમ કીધા વગર કે જાતે શરમાયા વગર એક બોસો લીધો.

હવે અમો સંધાં ઉપર ડ્રાઇંગ રૂમમાં ગયાં, અને તહરેવાર ખુશ ગુફ્તેગોના હેતુથી બેઠાં, પણ દરેકનાં દીલ ખુશીના ખ્યાલોથી એવાં છલછલ થતાં હતાં કે વાત કરવાનું થોડુંજ સુઝતું હતું. વલી એ અરસામાં બાહેરનું ઇંગ્લીશ બેંડ પોતાના આવકારના મીઠા શરોદે કાઢયા કરતું હતું—અને તેથી સર્વ પ્રકારે આ એક નાનો પણ દીલ બેહેલાવનારો મેલાવડો થઇ પડયો હતો.

કડક કોરજી શેઠ પોતાની નવી અલેચાની અણી નીકલેલી ઉંડી ટોપી ને કોરા કકરતા વાગા સાથે ખુરસીમાં ટરા તટાર ને તાઇત બેઠેલા હતા, ને હું શીરીનનો નાનો નાજુક સુવાલો હાથ મારા હાથમાં લઇ સાંબે એક સોફાપર બેસી કાંઇ ને કાંઇ કાંને લાગી વાતો કરતો હતો, જે તેઓ પોતાની બેટી રૂપાંબાઇની પેઠેજ ઘણા સંતોશનાં સુખ સાથે મુછમાં હસતા જોતા હતા.

શીરીને બી આજે ખુબ ઠઠેરો કીધો હતો—તેનો ઠઠેરો કે જેમાં સાદાઈ ને સફાઈ જોનારનું અકસર ધ્યાંન ખેંચતાં હતાં. તે ઠઠેરામાં તેણે કાંઇ ચતાપતાનાં વાસ્કુત ને લેસફ્રીલના પોલકા લટકાવેલા ન હતા; તેણે અરધી છાતી ઉંઘાડી રહે એવા વાંધાભરેલા કાપનો પોલકો અથવા આખા હાથ ઉંઘાડા દીસે એવી જીની બાંયનું વાસ્કુત લટકાવેલું ન હતું; તેણે જે જે પેહેરયું હતું તે સુઘડ તો બી સાદું, મોંઘી કીંમતનું તોબી પુરતી મર્યાદા સાચવનારૂં, દીલને દીપાવનારૂં તોબી સભ્યતાની ગંભીર અદા સાચવનારૂં હતું.

અને તેણીની ખુબસુરતી? તે સુંદરીની સુંદરતા માટે મારી વીખ્યાત વારતાને દરમ્યાંન મને વારંવાર ઘણું બોલવું થયું છે, અને તોબી તે ઘણું ઓછું બોલાયલું છે. તે મનહર તો હંમેશાજ જણાતી હતી, પણ આજના ખુશીના હીંગામમાં ખુશીથી ચમકતી ચસમો ને તોબી શરમની અદાથી ગોલાબી બનેલા તેણીના રોખસારો સાથે તેણી જેવી ચેહેરેનમુન નજરે આવતી હતી તેવી આજ સુધી તેણી દેખાઇ ન હતી.

શીરીન તેણીની છોકરવન હાલતમાંથી ઉછરીને હવે એક 'મોટી બઇરી' થઇ હતી, અને તોબી તેણીનો દેખાવ હજી એવો બચ્ચાં સારખો નીરદોશ, એવો નાજુક, એવો નીશકલંક હતો, કે તેણીને પેહેલાં હાંમલા પુંધાને ત્યાં મેં સાત વરસની વાતપર જોઇ હતી ત્યાર પછીથી આજસુધીમાં તેણીનામાં હું તેજ પવીત્ર અદા ને તેજ પુજ્ય લેહેકો સચવાઇ રહેલો આજે બી જોતો હતો!

હવે અમો વચ્ચે એક વાર વાતચીતનું ગાડું ગબડતું શરૂ થયું એટલે તે અટકયું નહીં, અને ઘણી ઉલટમંદ પરસપર પરપુછ વાતચીત ને સવાલ જવાબમાં અમો ચારે જણાં ઉમંગથી રોકાઈ રહયાં. એ બે વરસના અરસામાં મારાં વીટંબણાની વાતો શીરીને ટુંકમાં જાંણુવા તલબ કરી, ને તે જ્યારે હું કેહેતો હતો ને સલાદીનના ગુફાને લગતી તેમજ દુરાઝોની ગ્રીક બોટને લગતી વાતોપર હું જ્યારે ઉતરયો, ત્યારે તે ત્રણે જણ હસ્યાં—એવું બતાવા કે તેમને ખાતર એ બંને જગ્યાઓપર મેં જે જાતે જોખમો ખેડયા હતા તે વાતથી તેઓ માહીત થઇ ચુકયાં હતાં.

આથી હું ઘણો અચરત થયો, અને તેમના છુટકારામાં મારો હાથ આમેજ હતો એ વાત તેમને કેમ રોશન થઇ તે મેં જાંણુવા માગ્યું, ત્યારે કોરજી શેઠે કહ્યું, "તે આપણે પાસેના ઓરડામાં જઇ એકાંતમાં વાત કેરી લઇએ, મારા દીકરા. અમોને ઘણો વાર લાગશે નહીં," તેણે શીરીન તરફ ફરી મોગમમાં વધારયું; "દીકરા શીરીન, તારા કાવસને હું હવરે પાછો લાઉંચ, તું કાંઇ અકરાતી ના"—અને પછી કોરજી શેઠ મારો હાથ પકડી મને પાસેના એક બીજા કુસાદે રૂમમાં લઇ ગયા.

ત્યાં જઇ કોરજી શેઠે બેસી મને પોતાની સામે બેસાડયો. બરાબર બે વરસની વાતપર જે 'સીન' થઇ ગયો હતો તે ગોયા આજે 'રીપીટ' થતો હતો!

"બરાબર બે વરસની વાત પર, મારા દીકરા," કોરજી શેઠે બેઠા પછી ચલાવ્યું, "તુંને મેં તાકીદ કરી હતી કે જો તે બે વરસના અરસામાં તું પોતાને શરમાવા જેવું કશું નહીં કરે તો મારાં ઘેરમાં આવજે, ને ખચીત આવજે. તેમ તું આયોચ તો હું માંનુંચ—ઘણા વીશ્વાસથી માંનુંચ કે તું દુન્યાનો વધારે અનુભવ મેલવીને—અને તેથી વધારે અગતનું, વધારે ડાહયો ને સદગુણી

થઇને પાછો આયેચ. છોકરા, મેં તુંને ઘણી રીતે ને ઘણે રસ્તે તપાસ્યોચ. તું અહીંથી ગયા બાદ તારીપર મેં છુપી દેખરેખ વટીક રાખીચ, ને છુપી જુસ્તેજો બી ચલાવીચ. તે સઘલાંમાં તું મારૂં એટલું બધું ઉંચું મત જીતવાને ફતેહમંદ થયોચ કે હું ચાહુંચ કે તારા જેવા જુવાંન માણસોથીજ આ આખી દુન્યા ભરેલી હોતે, અને ત્યારે આએ દુન્યાજ બેહેસ્ત તરીકે દીઠામાં આવતે. તારી સારી ચાલની પતીજ મને જોઈતી હતી નહીં, અને તોબી આજે સહવારે મને એક ભરોસાદાર ને ખાંનગી ઠેકાંણેથી તારી રૂડી ચાલની સીફા-રસમાં જે પુસકલ લખાઈ આયુંચ તેણે મને થોડો ખુશી કીધો નથી."

"અને તે લખનાર કોણ છે?" મેં ઘણી અચરતીમાં પુછ્યું.

"તારો જાંની દોસ્ત મીનોચેહેર," કોરજી શેઠે કહયું. "તે લાયકીવાલા જવાંનને હું પુરો પાધરો પીછાંણતો નથી—જોકે તેનાં માનમાં તે પ્રખ્યાત આસામી વીશે અત્યાર આગમચ મેં ઘણું સાંભલેલું છે. તેને ભય થયો કે હું કડક કોરજીને નામે ઓલખાતો હતો"—અને હયાં કોરજી શેઠ કાંઈક હસ્યા—"તેથી રખે મારાં કડકપણાંમાં હું તને જોસભેર આવકાર નહીં આપું; તેથી છાજતી દરગુજરો સાથે તેણે પોતાને પોતાનાં કાગલમાં ઓલખાવ્યો, અને તારી ચાલની જાબજા વખાંણુ કીધા ઉપરાંત દુરાઓની ગ્રીક બોટ ને સલાદીનના ગોફાના સંબંધમાં તેં અમારે માટે ખેડેલા જોખમો બી વીગતે બ્યાંન કરયા. તે સઘલાંથી મારા દીકરા તારે માટેનાં મારાં ઉંચા મતમાં ઘણો વધારો તો બેશક થયો, પણ તે કાગલ ઘડીભર નહીં મલતે તોબી હું તુંને ઓછા આવકારથી કે ઓછા પ્યારથી મારાં મકાનમાં લેતે નહીં. ખરૂં કહુંચ બા કાવસ, કે આ-જનો આએ સુખી દીવસ ખુદા વેહેલો દેખરાવે, ને તે દીવસ આવે ત્યાંવેર હું જીવતો રહું એવી મારી તે સાહેબ આગલ રાત દીવસની અરજગુજારી હતી."

"ત્યારે ખુદાએ તે દહાડો અંતે બતાવ્યો એ ખરા સંતોશની વાત છે," મેં સુખથી કહ્યું.

"હા. દીકરા," કોરજી શેઠે કહ્યું. "વરી તારાં માયબાપને લ-ગતી કાંહાંણી કીસ્સા જેવી કેફીયત બી અમારાં જાંણ્યામાં આવી ત્યારે અમુને ઓછો હરખ થયો નથી. જે મારૂં છે તે તમો બેઉ ધણી ધણીઆંણી થશો ત્યારે તમારૂંજ છે, પણ તે આગમચ તું

શેઠયો થઇ નીકલ્યો, ને બેસુમાર દોલત ને માલમીલકતનો હકદાર વારેસ થયો એબી ખુદાને બારની તારી સઘલી ભલી ચાલની એક નવાજેસ છે. દીકરા એ નવાજેસોમાં ખરી નવાજેસ—ખરો ખજાંનો જે હું તુંને આપુંચ તે મારી ખજાંનેદાર દીકરી શીરીન છે. એ દીકરીનું સુખ તેંજ મને મેલવી આપ્યા પછી તે બેમુલ સુખની હું કદર પીછાંણી શકયોચ, વાસ્તે હું તુંને ખાત્રી આપુંચ કે મારી શીરીન તારા સંસારનું સુખ ને શોભા થઇ પડશે."

"મુરબીજી," મેં હેસાનથી કહ્યું, "તે હું જાણુંચ, ને તેથી એ તમારી નવાજેસનું હેસાંન માનવાને હું તાકાત ધરાવી શકતો નથી."

હયાં અમો ડ્રાઈંગ રૂમમાં પાછા ફરયા, ને ત્યાં મારી ઉંચ પદવી ને પૈસાની વાત રજુ થતાં રૂપાંબાઇએ મને ઓવારણાં લીધાં. સૌનાં મોં ખુશીથી હસતાં હતાં. મને મારાં કમનસીબ બાપનાં ગજબનાક મોહતનાં દુઃખનો ધા હતો, તોબી આ એક એવાં સુખની પલ હતી, કે જ્યારે મેં જે જે ખમ્યું ને વેઠયું હતું તે સઘલાંની યાદ બેહસાબ બનતી હતી, ને ફકત મારી શીરીનની મીઠી સંગતનું સુખ મારા ઉપર દબાંણ ચલાવી તેની પવીત્ર મજા વચ્ચે મને આજેજ કરી મેલતું હતું !

---

## પ્રકરણ ૧૮૫ મું.

### એક દોસીની મુલાકાત.

મારામાં થયલા સુખી ફેરફારની વાત સઘલાં પારસી મંડલમાં એક જાહેર ચરચા જેવી થઈ પડી હતી, પણ મારે વાંચનારને યાદ આપવી જોઇએ કે મારો બાપ મેહેલ્લાશાહ શેઠનો ખુંની હતો, અથવા તે ખુંન કરવાને ઉસકેરનાર હતો એવું કશું જાહેરમાં નહીં આવે તેની મેં જોઇતી સંભાલ લીધી હતી. એ વાત તો ફકત તેનાં મુવા બાદ મારાં માતા, હું પોતે અને મારી શીરીન વિના ચોથું કોઇ જાણતું ન હતું.

મોડી રાત્રે હું મારાં મકાંનપર પાછો ફરયો. મને ત્યાંજ રેહેવાને કોરજી શેઠે તેમજ સર્વેએ ઘણી બોંહોસ કરી, પણ મારી માતાની માંદગીની ફકર વસાવી હું નીકલ્યો, ને ઘર ગયો. તે ઉપ-

રાંત વલી અમારૂં રેહેવાનું કાંઇ જુદાં જુદાં શેહેરમાં નહીં હતું, એટલે જીવ ચાહતે મલી શકવાનો અરસપરસ સંતોશ હતો.

તે પછી વલતે દીવસનો શીરીનનો મારી માવતર સાથનો અવલ મેલાપ ઘણોજ અસરકારક હતો. મારી માતાએ તેને ઓવારણા સાથનો આવકાર આપ્યોને પ્યારથી ભેટીને એક વહુમાય તરીકેનોજ આદરસત્કાર કીધો. એ ઉપરાંત કોરજી શેઠ ને રૂપાંબાઇ બી તેવોજ આવકાર પામ્યાં, ને સર્વ કોઇ તેટલાંજ મગન હતાં.

મને દુરાઝો ને લીઓનોરા તરફથી જે કાગલો ( મારાં કાગલોના જવાબમાં ) મલ્યાં તે બી જાબજા મુબારકબાદીનાં હતાં. તેઓ હું પદવી ને પઇસા બેઉ પાંમ્યો તે માટે પોતાનો ભારે હરખ જાહેર કરતાં હતાં.

પણ વાચનારે ખાત્રી માનવી કે એ સઘલી ખુશાલીને દરમ્યાંન મેં મારા બાપનાં કમનસીબ મોહતને વીસારી દીધું ન હતું. મારે ત્યાં ખાણીપીણી ચાલતી હતી એ ખરૂં, પણ તે ફકત એવાજ આસામીઓની કે જેઓ સાથ મને તમામ 'ઘેરવટ' થઇ ગયું હતું —બાકી મારા પીતાનાં મોહતને હજી તો પુરૂં વરસ બી ન થયું હતું, વાસ્તે એ રંગરાગમાં તેનાં મરણની દલગીરીનો ભેલ જોઇતો ને પુરતો હતો.

એક રાત્રે ખાણાથી ફારેગ થવા બાદ સૌ વગેસગે થયાં ત્યાર કેડે હું એકલો ડ્રાઇંગ રૂમમાં વાંચતો બેઠેલો હતો, તેટલાં એક નો-કરે આવીને મને ખબર આપી કે કોઈ પારસી બુઢયા મને મલવા માંગે છે.

"આવી મોડી રાત્રે?" મેં અચરતીમાં કહ્યું; "તેને જરૂર જેવું કામ નહીં હોય તો કેહ કે સહવારે આવજે."

"નહીં મુરબી સાહેબ," તે નોકરે ઘણાં માનથી જવાબ દીધો, "મેં તેને ઘણી સમજાવી કે શેઠને આવી મોડી રાત્રે અડચણ કરાય નહીં, પણ તે બજીદ થાયચ કે મારૂં કામ ઘણું જરૂરનું છે."

"જો એમ છે તો હું તેને હેઠેજ મલશ"—ને તેને ઉપર તેડાવાને બદલે હું હેઠે ગયો.

ત્યાં આગલા હાલમાં દાદરનો કઠેરો પકડીને એક મરેહાલ દોસી ઉભેલી હતી. તેણે દીલપર ફકત કાલી સારી ફેંકી લીધેલી

હતી, ને તેનાં કપડાં મેલાં ને ચીંઠડેહાલ હતાં. તેનો સઘલો દેખાવ જોવા નહીં ગમે એવો હતો.

"કોણુને પુછોચ, બાઇ?" મેં દાદર ઉતરતાં કાંઇક નરમાસથી પુછ્યું.

"બાપા કાવલો—અરે નહીંરે રાખરે, કાવજીહેઠ તારૂં નામ કેની?"

"હા," મેં કહ્યું; "કેમ વારૂં?"

"તારે વેહેલો વેહેલો ચાલતો બાપા, તારૂં કાંઇ કામ છે. એક જણુ મારાં કાતરયાંમાં મરવા હુતેલો કેની તે તુંને મલવા માંગે."

"કોણુ તારાં કાતરયાંમાં મરવા સુતોચ?" મેં કાંઇક શંકાથી કહ્યું.

"તે નહીં કેઉં," તે દોસીએ તેની ઉંમરની બુઢયાઓને છાજતી અદાના ઠડાવથી કહ્યું. "તું આવહે તો જોહે કોણુ મરવા હુતું તે. નામ બામ તો નીહ કેહેવાની બાપા."

મેં જરાક વાર વિચાર કીધો. એવો તે કોણુ હશે કે જે જઇને આ દોસીનાં કાતરયાંમાં મરવા સુતો, ને હું ડાકટર વકીલ કે પાદરી હોઉં તેમ ઝપાટામાં મનેજ તેડવા મોકલ્યો, તોબી પોતાનું નામ છુપાવાને કાલજી કરી?

અંતે મેં તે બુઢ્યા સાથ જવાનું નક્કી કીધું. મેં તેને એક પલ ઉભી રાખી, ને ઉપર જઈ કોઈને બી જણાવ્યા વના હું ફક્ત મારી તૈયાર ભરેલી પીસટોલ લઇ કપડાં પેહેડી ઉતરયો. મને મારા નોકરે સવાલ બી કીધો કે મને ગાડી જોઇતી હોય તો તૈયાર કરાવે, પણુ મેં ના કહી, ને તે દોસીસાથે હું ચાલતોજ નિકલ્યો.

તે દોસીની વાતચીતથી મને લાગતું હતું કે તે જે બોલતી હતી તે સચ્ચાઇના વિશ્વાસથી બોલતી હતી, તોબી આગલ મારી ભોલાઇની સજામાં મેં એટલી બધીવાર ને એટલી બધી છકકરો ખાધેલી હતી, કે આ વખતે મારા બચાવનાં હથ્યારવના હું બાહેર ગયો નહીં.

તે દોસી મને ચલાવતી ચલાવતી એક સૌથી હલકા મોહોલ્લામાં લઈ ગઇ, કે જ્યાં પચરંગ પ્રજા રેહેતી હતી. ને ઘણુાખરાં ઘરોમાંથી બુમાટા ને ફેસાદના સાદ મોડી રાત થઇ ગયલી હોવા છતાં હજી નિકલ્યા જતા હતા. ત્યાંથી એક નીચી બાંધણીનાં કંગાલ જેવાં

ઘરમાં તે મને લઇ ગઈ, ને હેઠેનું બારણું જે અલગું હતું તે ઉઘાડી અંદર ચાલી.

હું તેની પુઠે પ્રફ્રેસતો ચાલ્યો. ફકત એક એડયાંનો દીવો બાજુમાં બલતો હતો, ને તે એવો ઉંઘતો ઝુંફ્તો પ્રકાશ આપતો હતો કે દાદર કયાં છે તે બી જણાતું ન હતું.

તે દાદર બી સાંકડો, મેલો ને ભાગોતુટો હતો, જેપર જેમ તેમ ચઢીને હું ઉપર ગયો. હવે ખરેખર કાતરયાંનો દાદર ચઢતાં મને કોઈ માંદા માણુસની તાસવીસનો સાહાદ આવ્યો, ને મારી ખાત્રી થઇ કે તે દોસીએ મને ખરૂં કહ્યું હતું.

ત્યાં એક કંગાલ ઓરડામાં—જ્યાં હવા ને ઉજાસની આવજાવનો સઘલો આધાર ફકત એક મંગલ્યાંપરજ હતો (કેમકે કાતરયું એઉ બાજુથી ખુડાઉ હોવા ઉપરાંત બાજુમાં બી બારી ન હતી) ત્યાં એક પેટારાપર રોટલી જેવું પતલું એક ગોદરૂં નાંખી એક આસામી પડેલો હતો, ને તેની સેવટની ઘડી પાસે આવી હોય એવું લાગતું હતું. તે કમબખત તેની આવી વીટંબણાની વખતે—છેક છેલ્લી ઘડીએ બી તમામ એકલો હતો! તેની આસપાસ ચીંતાથી ખડાં થયલાં કોઈ વાહાલાંઓ કે દોસ્તઆસનાવોનો બી તેને સધ્યારો ન હતો. તે કોઇજ નહીં પણ મારો ચંડાલ શત્રુ હોમલો ખુંધો હતો!

---

## પ્રકરણ ૧૮૬ મું.

## મોહતનું એક બીછાંણું.

હા પ્રીય વાંચનાર! હોમલો ખુંધો હવે ખરેખર મરવા સુતો હતો. તેનું બંદીખાંનામાં નીપજેલું મરણ તો એક હંબગ—એક ભયંકાર કાવત્રું સીદ્ધ થયું હતું, પણ આજે તેની અજલ ખરેખરી આવી ચુકી હતી, ને તે પોતાની કરણીનો હીસાબ આપવા જવા તૈયાર થયો હતો.

કર ને જો હયાંજ છે. હોમલાની કરણીની સજામાં તેણે જે વેઠયું છે તે ઓછું નથી, ને તેનો જે અંત આવતો હતો તે બી આપણાં રૂવેરૂવાં કમકમાવાને બસ હતો. તેનો ઓરડો કંગાલ ને ચીહડેહાલ હતો. તેમાંથી જીવને બેતાબ કરનારી કાંઇ બદબો નીક-

લ્યા કરતી હતી, ને જેવો ઉંઘણુસી દીવો નીચે ખડકીમાં બલતો હતો તેવોજ હમણાં હયાં—તેના ઓરડામાં બી બલતો હતો.

મને લઈ આવનાર દદા મને ઉપર લઇ જઇ તુરત પાછી જતી રહી—તે કયાં ગઇ તે મેં જાંણ્યું નહીં અથવા જાંણુવા માંગ્યું બી નહીં, કેમકે મારૂં સઘલું ધ્યાંન તુરત તે મરતા આસામીએ રોકી દીધું.

હોમલાનાં બીછાંણાં આગલ હું જ્યારે જઈ ઉભો ત્યારે તેણે જેમ તેમ જેહેમતે પોતાના બંને ધ્રુજતા હાથો ઉંચકયા, ને મારા પાસ આજીજીથી કશુંબી બોલ્યા વના તે જોડયા. તે મુંગે મોંઢે મીનત-જારીથી મરતી વખતે મારી માફી ચાહી લેતો હતો, કેમકે તે મારો સૌથી ઘણો અપરાધી હતો, ને શું બોલવું તે તેને સુઝતું ન હતું.

મને તેની ખરાં દીલથી દયા લાગી. તે આ તેની સેવટની ઘડીએ તેના પાપોની એવી તોજેસ કરતો જણાતો હતો કે તેને માફ કરવાની મેં એક જરથોશતી તરીકે પવીત્ર ફરજ વીચારી. મેં તેને સધ્યારો આપ્યો. હું જાંણુતો હતો કે તે એક જાલેમ ખુંની હતો, ને મારા પોતાના જવાંન જીવપર ટાંપ્યા ઉપરાંત તેનીજ છુરીએ મારા માયાલુ મમાવાજીનો કાંટો કાઢી નાંખ્યો હતો, અને તોબી મને આ વખતે યાદ કરવું પડયું કે મારી શીરીન ને તેની માતા ઘણાંક વરસોસુધી તેનેજ ઓથે ને આસરે હતાં. તે વખતે તેમના તરફ તે ઘણો દયાહીણુ—ઘણો ઘાતકી હતો એ બધું ખરૂં પણ તોબી તે તેમને પેટ પુરૂં પોંહોંચાડયો ગયો હતો એ બી એક મેહેરબાંની હતી, અને ત્યારે કાંઇ નહીં તો તે મેહેરબાનીનાં હેસાનમાં આ તેનાં મોહતની વખતે તે ગઇગુજરી ભુલી જવાની મારી ફરજ હતી એમ મને લાગ્યું.

મુગે મોંઢે મારી માફી ચાહી લીધા કેડે હોમલા ખુંધાએ પોતાની છેલ્લી નાતવાંની વચ્ચે બીછાંણાંમાં ઉઠી બેસવા કે જરા તરો થવાના પછારા મારયા, ને મેં જરા બી કમકમ્યા વના તેને પ્યારથી હાથ આપી તેના બીછાણાંમાં દેવાલસે અઢેલાવી તરો બેસાડયો. "કાવસ," તેણે બેઠા પછી નબલા પડી ગયલા ને ફેરવાઇ ગયલા ધ્રુજતા સાહાદે કહ્યું, "તું શું મને માફ કરી શકેચ?"

"હું તમોને માફ કરૂંચ," મેં કહ્યું. "જો તમારો પસ્તાવો ખરાંજ દીલનો છે તો ખોદાબી તમોને માફ કરશે."

તેની આંખોમાંથી તેના ચીમરાયલા ગાલ ઉપર પાંચ સાત આંસુઓ ગબડી પડયાં. તેણે મારો હાથ જેમ તેમ પોતાના હાથમાં લીધો, ને તે પોતાની ભીંજવાયલી આંખોમાં ચાંપ્યો જેથી મારી આંખોમાં બી પાણી આવી ગયાં.

"મેં તારાસે ઘણીજ નજીસ ચાલ ચલાવીચ, તોબી આએ વખતે તું તે વીસરી જઈ શકેચ એ કેવું હાતમ દીલ?" તેણે કહ્યું. "તું જાંણેચ દીકરા કે મેં શું શું મોટાં પાપ કીધેલાં છે?"

"તે મને સર્વે રોશન થઇ ચુકયુંચ," મેં કહ્યું, "વાસ્તે આ સેવટની ઘડીએ તે યાદ કરી તમારે હેરાંન થવા અગત નથી."

"અગત નહી? યાદ નહીં કરૂં?" તેણે કાંઈક ચીરડાઇને કહ્યું. "તેની અહીં હજારો અગન બલેછ"—ને તેણે જોસથી પોતાની છાતી ઠોકી, જેથી તે પાછો બીછાંણુંમાં પટકાયો.

"મને હમણાં શું શું થાયચ તે તો મારા ખોદાનેજ ખબર છે. ઓ ખોદા! ઓ ખોદા!" તેણે પોકાર મારયો, "મને પાપના એવા ભારી બોજા સાથે મરવા કેમ હીંમત થાય? કાવસ તું ખોદાને માનનારો છે, ને ખોદાનો બંદો હોય તો માનજે કે આજે તણ દાહારા થયા હું તુંને મલવાની ટગર કરૂંચ. તારા બાપનાં મોહતે જાંણે મને બી જીવથી મારી નાખ્યો, કેમકે મને મારાં પાપોમાં તેનો સાહયો હતો. તે અચાનક મોહતે મુવો ને તું મારા હકો અંતે પાંમ્યો તેમાં મને ખુદાનો કાંઇ એવો ઉંડો ભરમ માલમ પડયો—તેના અદલ ઇનસાફને વાસ્તે મારી છાતીમાં કાંઇ એવી ફાલ પડી, કે તે દાહારાનો હું ખાટલાપરથી ઉઠવા પાંમ્યો નથી. છેલ્લો બદીખાનામાંથી નાહાસવા દવા લીધા પછીનો તો હું લથરી પરેલોજ ઉતો, તેમાં તારા બાપે મને તેનાં મકાનમાંથી બાહાર કારવા પછી ને તેનાં ગુજરવા પછી તો હું તદન પુરો થઈ રહયો."

"જુઓ, તમે ઘણું બોલોચ?" મેં મમતાથી કહ્યું; "તમારો જીવ હાંફી આવેચ, ને તમારાથી બોલાતું નથી. ઉભા રેહો હું કોઇ દાકટરને લઇ આવું"—અંને હું જવા કરતો હતો.

"નહીં નહીં, કાંવસ નહીં," તેણે મને કાલાવાલાંથી થોબાવી કહ્યું. "દાકટર હવે કશું કરી શકવાનો નથી. મારી જે ઘરી જાયછ તે હવે છેલ્લીજ છે. વરી તારી એટલી બધી ભલાઈઓથી મને મરતી વખતે તારે વાસ્તે જ્યાદા આગ બરેચ. આહા છોકરા! મેં

તુંને મારા ચાલતા વખતમાં ઘણો હીણ્યોચ ને બેહદ સતાવ્યોચ—એક રાત્રે તો જો તું નાહસી નહીં જતે તો મારી છુરી તારાં ગરાં આસપાસ ફરી બી ગેઈ હોતે, પણ આજે તે મારી સઘલી બદકારી માટે દોજખ તરફનો રસ્તો લેતાં હું તે પાપોને વાસ્તે તોબા કરતો ઘણા દીવસ જીવ્યોચ, અને હવે હું તુંને મારા પેટના દીકરાથી બી જ્યાદા ચાહુંચ!"

હયાં હોમલો ખુંધો ચુપ થયો ને રડતો હતો, કે જ્યારે મારી આંખોમાંથી બી બેઅટકાવ આંસુઓ વેહેતાં હતાં. આ માણુસ મને તમામ ત્રાહીત છતે—તે મારા મામાનો જુઠો દાવો કરનાર અને વધારે—મારો જીવલેણ શત્રુ છતે આજે તેનાં માથે આવેલાં મોહતની વખતે હુંજ તેની સેવટની ઘડીઓ સુખ આપનારી કરવા આવ્યો એ બી ખુદાની કેવી કરમ બક્ષેશ!

એ પછી હોમલાએ મારા પોતા સંબંધી તેમજ મારાં માબાપ અને શીરીન તથા રૂપાંબાઇ સંબંધી તહરેવાર વીગતો પુછી, અને જ્યારે તેણે જાંણ્યું કે સેહેજ દીવસોમાં શીરીન મારી મોહોરદાર થવાની છે ત્યારે તે બોલ્યો, "હું એવો પાપી છેઉં કે મારી દુવા તે પરવરદેગાર કબુલ કરશે નહીં, પણ જો પાપીઓની દુવા તે સાહેબ સાંભલતો હોય તો મારી દુવા એટલીજ છે કે તમો સદા સુખી થાઓ.—પણ વરી એવી દુવા ચાહાવાની જરૂર નથી," તેણે તુરત વધારયું. "તમો એવી રૂડી ચાલે ચાલનારાં છેઓ કે કાવાદાવા ને કરપીણપણાંની એક આખી જાલેમ જીંદગી પછી હવે—એટલે અસુરે મારી ખાત્રી થાયછ કે ખુદા સદા તેના ઇનસાફમાં અદલ ને નેકીની બક્ષેશમાં નવાજેસોથી ભરેલો છે. પેલી દુન્યામાં તો શું પણ અહીં બી મેં મારા પોતાના દાખલાથી તેમજ તારા મરનાર બાપના દાખલાથી જોયલું છે કે બદીપર નેકી આખર તરી આવ્યા વના રેહેતી નથી."

વલી હયાં હોમલો ખુંધો થોભ્યો, ને મુસકેલાઇએ દમ ખેંચવા લાગ્યો, એટલે મને ભય થયો કે તેનો આંકો આવતો હતો, પણ નહીં. તેણે ખેંચાતી જબાંને પાછું બોલવા માંડયું:—

"તારા બાવાને હક થવાને છ મહીના થવા આયા," તેણે કહ્યું; "એ છ મહીના મેં સખતમાં સખત હાયવેલામાં ગુજારયા

છે. મારાપર ભુખમરાનાં સંકટો ગુજરવામાં બી કશી બાકી રહી નથી, પણ તોબી મેં સુધરવાનોજ ઠડાવ કરેલો, એટલે કોઇ પાસ કાંઇ માંગવા વટીક હું ગીયો નહીં. આએ કંગાલ ઘેરનાં એકાંત ખુંણામાં મેં જેમ તેમ તે ૭ માસ પુરા કીધા છે, અને મારાં પાપોની તોજેશમાં ખુદા તરફની એક સજા તરીકે તે સંકટો મેં ખમ્યાં છે. હવે છેલ્લે મારે તારા પાસ એકજ અરજ માગી લેવાની છે—"

"સુખેથી બોલો," મેં આ કમનસીબ બુઢાના નાવારેસ હાલપર દયા લાવી કહ્યું.

"હું એટલુંજ માંગી લઉંછ કે મારાં મોહતનો ખરચ તું કરજે," હોમલા ખુંધાએ કાકલુદીથી કહ્યું. "મારા પાસ હવે કાંઇ રહ્યું નથી, ને ઘેરવાલીનું ભાડું બી ચરી ગયુંચ, વાસ્તે તું મારો દીકરો થજે, ને મારૂં માંગતું લેહેણું પગાર કરી તું મને ઠેકાણે પારજે."

'તે વીશે તમે બેફીકર રહો," મેં સધ્યારો આપ્યો. "બીજું કાંઇ કેહવુંચ?"

"કાંઇ નહીં, કાંઇજ નહીં," તેણે મુશકેલાઇએ દમ ખેંચતાં કહયું. "તું તારી ચાલમાં એક આદમરૂપી ફરેસતો છે, ને તેં આવીને મારા જીવને છેલ્લી ઘડીએ એવી નચીંતાઇ આપીચ, એટલે હું જરાતરા સુખથી મરૂંચ. મારા ખુદા, મારા ખુદા, તું મને માં—આ—ફ કરજે! ઓ! મારી આંખે અંધારાં ફરી વલેચ! દીકરા કાવસ તું કાંહાં છે? તું મને દેખાતો નથી. મારી પાસે આવ! મારી પાસે બેસ! દીકરી શીરીન કાંહાં છે? રૂપાં કાંય નહીં આવી? મારી દુવા—" અને ગુંગલાયલા અવાજે ને તોતરી જબાંને છુટું છુટું ઉપલું બોલતાં તેનો દમ આખેર થવા લાગ્યો, ને તે બોલવાનું તે પુરૂ કરી રહે તે પેહેલાં તો તેનો પાપી જાંન કબજ થઇ ગયો. હોમલો ખુંધો હવે ખરેખર આ ફાંની જાંહાંનથી ગુજર પાંમ્યો!

---

# પ્રકરણ ૧૮૭ મું.

## મારી શેહાદીની ખુશબખ્તી.

હોમલા ખુંધાનાં મોહતનો ખરચ તેની સેવટની અરજને અનુસરીને મેં પોતે કીધો, ને તેને ઘટતી ક્રીયાઓ સાથે ઠેકાંણે પાડયો. તેને મારી સાથે કશો બી સંબંધ હતો એવું જોકે મેં કશું જાંણી જોઇને જાહેર થવા દીધું હતું નહીં, તોબી તેની પાયદસ્તની મીજલસ મારી અને કોરજી શેઠની શરમને ખાતર ઘણી મોટી ને દબદબાભરેલી થઇ, અને જોકે રૂપાંબાઇ ને શીરીન સીવાય તેનાં મોહતપર તેની પાપી કારકીરદી યાદ કરી દયાનાં આંસુ વરસાવનાર બીજાં કોઇ હતાં નહીં, તોબી તે પોતાનાં પાપની તોજેશ કીધા કેડે ઠીક હોરમતમાં મુવો.

તેનું ખરૂં મોહત તો ફાંસીનાં લાંકડાંપર આવવું જોઈતું હતું. ફાંસીની સજાની હીમાયતમાં હું પોતે તો નથી, પણ કાયદાની કલમ પ્રમાણે જોતાં મેહેલ્લાશાહ શેઠના ખુંની તરીકે તેની જીંદગી ફાંસીના માંચરાની બેહોરમતી વચ્ચે તમામ થવી જોઇતી હતી, પણ ખુદા તેની નવાજેસોમાં ખાલી નથી, એટલે તેની એક બેમુલી નવાજેસ તરીકે તે હોરમતમાં મુવો, ને આબરૂમાં ઠેકાંણે પડયો.

ત્યાર કેડે હું મારાં સઘલાં વ્હાલાંઓ સાથે મારાં મુંબઇવાલાં મકાંનમાં આવી વસ્યો. મેહેલ્લાશાહ શેઠનો મોટો મેહેલ મારા બાપને હસ્તક થયો હતો, ને તે બાપ તરફથી હવે મારી મીલકત થઇ હતી, વાસ્તે તે મેહેલમાં જ્યારે હું આવી વસ્યો ત્યારે કોરજી શેઠ બી પોતાના સ્કેંડલ પોંઈટપરના કુસાદે બંગલામાં પાછા ફરયા, અને એ રીતે સઘલાં ઘણુંએ પાછા મુંબઇમાં ઠર પડયાં.

ત્યાં આવ્યા બાદ એક લાયક અંતર જવા દીધા પછી એક નેક રોજે મારી બખ્તાવર શીરીન સાથની મારી શેહાદી નક્કી થઈ, ને તે રોશણ રોજે અમો ધણી ધણીઆંણી થયાં. તે દીવસ આગલી પાછલી ગંભીર યા ગમગીન યાદો છતાં પુર્ણ ખુશીનો—ખાશ ખરી ખાલેશ ખુશાલીનો દીવસ હતો.

એ શેહાદીની ખુશબખ્તીમાં મેં ઘણાંક દોસ્ત આસનાવોને મારા મેહેલમાં નોતરયાં હતાં, કે જેઓ વચ્ચે પેલી મારી માનીતી માસી ગુલાં ને તેનો લાયકીવાલો ભરથાર નાદરશાહ, મારો અસલી

સાદો મીત્ર બરજોરજી કોચમેન ને તેની બોલકણી પરણેતર નવાઝ, ધનજીશાહા બેહેલા બોગાનાનો બેટો સોહલી ને તેની મોહરદાર આઇમાય, દાકતર નશરવાનજી, મોટાઇનાં મેહેરબાઇ, મોટા શેઠ, નવરોજજી સોલીસીટર, દાવરનો જાંહાંગીર અને પરીન, મોટા શેઠનો બેટો માંણેકશાહ ને તેની પરણેતર મેહેરાં, ચગડોલ ચાંનજીકાકા, નાધલા ફરાંમ ને દારાબ, નસરવાંનજી નાંણાવટી ને તેમનાં બુજોર્ગ ધણીઆંણી, તેમનો બેટો દોરાબ અને ધનાબાઈ, દીનશાહ સરકારી, ફરાંમજી તેહેસીલદાર ને તેની મોહરદાર માંણેક, માંણેકજી શેઠ ને તેની પરણેતર ગુલ, મીનોચેહેર ને તેહમીના વગેર વગેરે સેંહેકડો બેરખાહો ને દોસ્ત આસનાવો હતાં.

હયાં મારે એકાદ બે ખુલાસા આપવા થોબવું જોઇશે. ઉપર નોતરેલાં નામોમાં કેટલાંક વાંચનારને તાજુબ કરશે, માટે તેમના સબંધમાં એકાદ બે બોલો હું કહી લેવશ. વાંચનારે જાંણવું કે જ્યારે મને પોતાની મા જણી બેહેનનો બેટો જાહેર થયલો ભલી ગુલાંએ સાંભલ્યો, ત્યારે તે નેકજાદ બાંનુંનો હરખ ખરાં જીગરનો ને તદન સાચ્ચો હતો. એ તેના હરખમાં તેવોજ દીલોજાંન ભાગ તેણીના ભરથારનો હતો, ને મારાપર આવી પડેલી મુલાકાતો ને મુબારકબાદીઓના ઢગમાં તેઓનો અવાજ સૌથી વેહેલો ને સૌથી પેહેલો હતો. વલી તેઓ મારા બાપ મારફતે થયલી ગેરસમજુતીથી મારાં મા સાથ લગાર ઉંચે મોંઢે હતાં, પણ મેં મારા હક પાંમવા પછી પેહેલું જે બજાવ્યું તે એ હતું કે ગુલાંને જેટલું મારા બાપના દગાથી થોડું મલ્યું હતું તેથી ઘણું જ્યાદા મલે એવી મેં ગોઠવણ કરી, ને જોકે તે જાસ્તી હકો બાહાલ રાખવાને હવે તે બેઉ ધણી ધણીઆંણીએ ઘણા પ્યારના આગ્રહથી ના પાડ્યું, તોપણ હું સમજ્યો નહીં, ને તેથી તે હકો બાહાલ રાખતાં ગુલાં ને નાદરશાહ હતાં તે કરતાં પૈસાની બાબદમાં ચોવડાં પ્રમાણમાં સુખી ને અમારાં બેરખાહ થઇ લાગ્યાં હતાં.

નવાઝ ને બરજોરજી કોચમેન તો મારામાં થયલા પદવી ને પઇસાના ફેરફારથી એટલાં અજબ તેમજ ખુશી થયાં કે જેતું બ્યાંન થઈ શકે નહીં, અને તેથી મને મુબારકબાદી આપવામાં હવે તેઓએ મારા દરજજાનો આંકોશ સાચવ્યો. એટલામાટે આગલ તેઓ જે પ્યારની ઢપથી—લગભગ "તું—તાં"થી વાત કરતાં

હતાં અને લખતાં હતાં, તેને બદલે હવે 'નેકનામ' ને 'નામદાર' ને 'મુરબીજી' પર વાત આવી અટકી! આ તેમના અંતર માટે મેં ગુસ્સો બતાવ્યો, ને હું મારી પદવીમાં થયલા ફેરફાર સાથે બી મારા આગલાં સાદાં પણુ સાચ્ચાં ને ગરીબ પણુ લાયકીવાલાં દોસ્તોને તેટલાંજ ચાહું છું એ મેં તેમની ખાત્રી કરી બતાવી આપ્યું. તેઓ તો મારાં લગનમાં બી નહીં આવવાનાં હતાં. "મોઠાં મનીખનાં ઘેરમાં અમે ગરીબને આવવાનું શોભશે નહીં," એવી હેમકાતોથી છટકી જવા માંગતાં હતાં, પણુ મારી ને શીરીનની બજીદાઇ આગલ તેઓ લાઇલાજ થયાં, ને તેથી બરજોરજીને દુકાણનું થોબલું બંધ કરીને થોડા દીવસ મુંબઇમાં મારે ત્યાં આવવું પડયું. હયાં વલી કેહેવાની જરૂર નથી કે તેઓ ગયાં ત્યારે મેં બેહદ જીદથી તેમનાં મનમાં ઓછું નહીં આવે તેમ બરજોરજીના હાથમાં એક એવી મોટી રકમ સેરવી દીધી, કે જેથી બરજોરજીને તેના ધીકતા ધંધામાં જ્યાદા ટેકો થયો, ને તે દાહાડાથી આજવેર તે બંને ધણી ધણીઆંણી પોતાનાં ફરજંદો સાથે પાંચ પઈસે સુખી બી છે.

બેહેલાબોગાનો સોહલી અંતે પટેલની આઇમાય સાથ પરણયો હતો તે તો વાંચનારને રોશણુ છે. એ જવાનને માટે મને સદા માન હતું, ને તેની કેલવણી માટે મને ઉંચું મત હતું, એટલે મારા એક આગલા લાયકીવાલા શેઠ તરીકે મારા આ ફેરવાયલે સમે હું તેના તરફની મારી ફરજ વિસરયો ન હતો.

માંણેકશાહા પરીનનો હાથ નહીં પામ્યો તેથી રીસાઇને વેલાત જતો રહયો હતો તે વાંચનાર યાદ કરશે. તે ત્યાંથી પાછો ફરયો ત્યારે ઘણું શીખી તથા ઘણો સુધરીને આવ્યો હતો, ને દાવરના જાંહાંગીર ને પરીનનો સાચ્ચો દોસ્ત થઈ લાગી ઉપર કહ્યું તેમ અંતે મેહેરાં નામે એક બીજી ચેહરેનમુન ને લાયક મોહરદારનો હાથ પાંમ્યો હતો.

માણેકજી શેઠના બાબમાં બી તેમજ બન્યું હતું. તે તેહમીનાનો હાથ પાંમવાની ઉમેદમાં હતો, પણુ મીનોચેહેરે તેની તે ઉમેદવારીમાં માહાત કીધો વાસ્તે તે નહીં પરણુવાનો કસદ કરી ચુકયો હતો, પણુ ગુલબાંનુ નામની એક જવાંન બાંનુએ તેનો એ વીચાર ફેરવવાને તેને ફરજ પાડી, કેમકે તે લાયક અબલાપર મોહીત થઇ તે તેનાસે અંતે પરણયો ને ઠર પડયો.

એ રીતે મારી સેહાદીના શુભ પ્રસંગે એ સઘલા શેઠો ને દોસ્તોને એકઠા નોતરવાની મેં તક હાથ કીધી, ને તોબી તેમની મેનેજમાં હું મારાં કુટુંબની ગંમત વિસરયો નહીં હતો. બૈરાં માતીદાની જુદી પંગતનું હંબગ મેં ચાલવા દીધું ન હતું, કેમકે હું જાંણુતો હતો કે જેમને મેં નોતરયા હુતા તે બધા લાયકીવાલા ને આબરૂવાલા હતા, વાસ્તે એકજ કુસાદે તેબલપર એકજ વખતે તે આખો દબદબાભરેલો મેલાવડો બીરાજમાન થયો હતો, અને કલકત્તાવાલા મોટા શેઠનાં પ્રમુખપણાં ને મારી વ્હાલી શીરીનની પોતાની મેનેજ ને દેખરેખ સાથે રમુજી ચાનજીકાકાની પરીનના સંબંધમાં આગલા એક ખાણાંપર થયલી ભુલોની હસાહસ ને વાતચીત વચ્ચે તે નામીચાં ખાનાંને સર્વે જણે પેટ પુરતો ઇનસાફ આપ્યો.

*  *  *  *

હવે અમારી સેહાદીને ત્રણ આખાં સાલ ગુજરી ગયાં, ને તે સુખી અરસામાં ફરાંમરોઝ નામે એક ગુલરૂખસાર બેટાની ને પરીન નામની એક પરીચેહેર બેટીની તે કીરતારે મારે ત્યાં કરમ બક્ષેશ કરી. એ બંને બચ્ચાંઓને ખોલે રમાડવાનો સંતોશ સંપુર્ણ રીતે મેલવ્યા બાદ મારાં વ્હાલાં મા બેહેસ્તનશીન થયાં. તેઓની તબીયત મારા પીતાનાં મોહત પછીથી લઠડી પડી હતી તે તો વાંચનારને રોશણ છેજ, અને તોબી તેમની ઘસાઇ રહેલી જીંદગીની જોતને બલતી રાખવાની મેં અને શીરીને ખંતથી ખાતરદારી કીધી તેનાં પરીણામમાં તેઓ એટલાં વરસ વધુ કાઢી શકયાં એ બી ગનીમત હતું.

તેઓ સુખથી મુવાં. મારા બાપની બદ કરણીમાં તેઓનો હાથ થોડોજ હતો, એટલે જે થોડું ઘણું અવિચારનું તેઓએ પોતા હસ્તક બનવા દીધું હતું તેની તોજેશ કરવા તેઓ ઘણું સુધી જીવ્યાં, ને તેથી મુવાં ત્યારે પોતાની છાતીને સુખની ખલાસી આપી આરામથી મુવાં.

તેવણનું સેવટનું બીછાંણું સુખભરેલું કરવાને અમારા તરફથી કસર કે કસુર થઈ નહીં હતી. તેમની માવજતમાં રાત ને દીસ મારી વ્હાલી શીરીન જાતે ખડેખુટ ખડેપગે હતી, અને તેમને હજી એક વાર પાછાં ઉઠાડવાને અમોએ સઘલું ને બનતું કીધું,

પણ નહીં. તકદીર આગલ તદબીર ચાલી નહીં, ને માતાનું સુખ હું ફરી એક વાર ને હવે સદા સુધીનું રડી રહયો.

એ બનાવ પછી ફારજી શેઠ બી ઘણું જીવવા પામ્યા નહીં. તેઓને અતેસારનો બુરો મરજ લાગુ થયો ને તેઓની હૈયાતી બી તેથી આખર થઇ ગઇ. તેમની બીસ્યાર દોલત ને માલ મીલકત કેહેવતમાં કહે છે કે પૈસામાં પૈસો ઉમેરાય' તેમ મારેજ હાથ આવવા પાંમી, ને આજવેર તે મારા સઘલા પૈસાનો સઘલો રૂડો ઉપ્યોગ કરી શકવાના મારા છુપા સધ્યારા માટે હું મગરૂબ છું.

પૈસા થતાં પદવી પોતાની મેલે ચાલી આવે છે. મને જાહેર માન ચાંનનો શોખ કે લોભ ન હતો તે વાંચનાર જાંણે છે, તે છતાં હું જાહેર માન અકરાંમ ને ખેતાબોનાં એકાદ બે પુછરાંથી બાકાત કે બેનસીબ રહયો નથી !

---

## પ્રકરણ ૧૮૮ મું.

### "કર ને જો."

એક રાત્રે હું નીચલા ખણુમાં કાંઇ કામે જઇ પાછો ઉપર જવા દાદર તરફ જતો હતો ત્યારે બાહેરનાં બારણાં આગલ મેં મારા એક પારસી નોકરને કોઇસે હોજતોજી કરતો સાંભલ્યો. તે કોઇ ઓરત સાથ તકરાર કરતો હતો, ને તે ઓરત તેના અવાજપરથી મેં જોઇ લીધું કે કોઇ ભરૂચી હતી.

"પણ મુવા તારા બાપનું શું લેવાઇ લુટાઇ ગીયું જે ઘોજખમાં ગીઓ મને અંધર નહીં જવા ઘેતો?" તે ઓરત બોલતી હતી. "ચાર ધારા થયા મેં અનનો ધાંણો મોંનાપર મુયકો નથી તે મને અંદર જવા ઘે તો હું ભાઇ (બાઇ) પાસે કંઇ માંગી ખાઉં."

"હમણાં બાઇ કામમાં છે," મારો આ નોકર (સઘલા નોકરોને ગરીબો તરફ હંમેશ માયાલુ થવાની મારી ખાશ ને સખત તાકીદ હતી માટે) તેને ઘણી નરમાશથી સમજાવતો હતો, "વાસ્તે તુંને હમણાં નહીં મલશે, ને તુંને જો જમવાનુંજ જોઇતું હોય તો ઉભી રેહે, ને હું ચાર માણુસ ખાએ તેટલું ભોંણું અંદરથી મંગાવી આપું."

આ રકજીકથી મારૂં ધ્યાંન ખેંચાયું, ને મેં તે નોકરને અંદર હાંક મારી એ શું બીના હતી તે પુછ્યું.

"અરે કાંઇ નહીં રે મુરબ્બી સાહેબ, આએ કોઇ ભરૂચી હમણાં ને હમણાંજ બાઇને બેજાર કરવા આવી છે," નોકરે મને સમજાવ્યું.

"કોણ છે?" મેં શરૂ થતા શકથી કહ્યું, "બોલાવ જોઉં તેને અંદર"—અને બીજી પલે એક અતી ચીઠડેહવાલ ને મરેહાલ ડોસી અંદર આવી. તેનાં આંગપર પાધરી સારી બી નહીં હતી, ને સઘલી દેખાઇતી રીતે કંગાલ્યતની સૌથી સેવટની પગડી ઉપર તે પુગી ચુકી હતી.

તે આગલા હાલમાં આવી ને ત્યાંની ભભુકદાર રોશણીમાં મેં તેનો ચેહેરો જોયો કે મેં તેને તુરત ઓલખી ને મારો શક ખરો પડયો. તે પેલી કંગાલ આસી ભરૂચી હતી, કે જેણે પેલા પુનેવાલા સાપુરજી કંટરાકટરને ત્યાં મારાપર નાહેક ચોરીનું તોહમત ચઢાવ્યું હતું, ને મને ઘણો સંતાપ્યો હતો. 'કર ને જો'ના પવીત્ર કાનુનનાં પરીણામમાં મેં મારા આગલા શત્રુઓને અંતે જે બુરી ફેજે પોંહોંચેલા જોયા હતા તેમાં આ એક નવો વધારો ને સાબુત પુરાવો હતો.

આસી ભરૂચીએ મને ઓલખ્યો નહીં. મારામાં હાલ સુખી ફેરફાર થયો હતો, ને એ દદા સાથે હું ઘણે વરસે પાછો મલ્યો હતો એટલે જોકે મેં તેને તો તુરત પીછાંણી કાઢી, પણ તે મને તેટલો જલદી ઓલખી શકી નહીં.

તે અંદર આવી, ને "મરૂં ઘરૂં"ના ઓવારણાં ને પગપાંણી સાથે પોતાનાં હાંદેશાઓ—જે મને લાગું કે તે ખરા કેહેતી હતી તે—બ્યાંન કરયા. તે સઘલાં મેં મુંગે મોઢે સાંભલ્યાં, ને પછી તેને ધીરજથી પુછ્યું કે તે મને ઓલખતી હતી યા નહીં. તેના જવાબમાં તેણે એટલુંજ જણાવ્યું કે હું મોટો શેઠયો હતો, ને ઘણો વગવાલો હતો તે સઘલું તેને ખબર હતું ઇત્યાદી. આ ઉપરથી મેં તેને સાપુરજી કંટ્રાકટરનાં ઘરની ને તે ઘણી ઘણીઆંણીની યાદ આપી, ને ત્યારે તે ઘણી દઘાઇને મારા ચેહેરાસમ જોવા પડી. એમ કરતાં તેણે મને હવે ઓલખી કાઢયો, ને મારા તરફની આગલી પોતાની શરમભરેલી ચાલથી એટલી બધી ગભરાઇને આ-જેજ થઇ ગઇ કે પાસે દાદરનાં પગઠીયાંપર બેસી ગઇ.

મેં તેને તુરત ધીરજ આપી. મેં તેને કહ્યું કે એ તેણીના અપકારનો બદલો હું તો ઉપકારથીજ વાલવા એરાદો કરૂં છું, અને પછી મેં પેલા નોકરને મોકલી શીરીનને બોલાવી મંગાવી, ને તે કમબખ્ત બુઢ્ઢાને જમ્વાનું કપરાં અને હવે પછી તે આબરૂથી થોડુંક સુધી ગુજારો ફરી શકે વાસ્તે ૫૦૦ ની એક રકમ આગલ રહીને અપાવી. તે દાહડા પછીથી આજસુધી મેં તે દોસીને ફરીથી જોઇ નથી, ને તેનું શું થયું તે બી હું જાંણુતો નથી.

વલી એક દીવસ મારી બુચીની શેઆલગરેહ હતી તે દીને હું મારાં 'ફેમીલી' સાથે આતશબેહેરાંમ ગયો. ત્યાં ઓટલાપર હાથ ઓલીને જે કમનસીબ પારસી આંધલાઓ બેઠેલા હતા તેમાં એકે મારૂં અકસર ધ્યાંન ખેંચ્યું, ને હું સરપે દંખ મારયો હોય તેમ ચમકીને તેને ધ્યાંનથી જોવા થોભ્યો, એટલે મેં તેને બરાબર પીછાંણ્યો. મારી અચરતી વચ્ચે તમામ ખાત્રી થઇ કે આ કોઇજ નહીં પણ પેલો એક વાર પઇસામાં પોખાયલો જમસુ ચણાપાપરી હતો!

જેઓ બેહેસ્ત દોજખની હસ્તી અને વધારે—ખુદાની સજા ને ખુદ ખુદાની હસ્તી વીશે વેહેમ ખાતા હોય તેમને માટે આ એક જીવતો જાગતો પુરાવો હતો. આંખનું નુર સેહેંકડો કમનસીબો અકસ્માતથી ખોહી બેસે છે, ને પઇસાની તંગાસ હજારો કમનસીબોને હાથ ઓલતા બનાવે છે, પણ આ એક ચીત્ર હતું કે જે જોતાં મારી છાતી ફાટી ગઈ. જમસુ ચણાપાપરી સદંતર પૈસા ખોહી બેઠો હતો એટલુંજ નહીં, પણ આંખનું નુર—નહીં મુલ થઇ શકે એવી તે સાહેબની કીમતી બક્ષેશથી બી બાકાત થઇ ભીખ માંગતો બેઠો હતો તે ત્રાસદાયક દેખાવ જોવામાં બી એક આખી દુન્યાનું દુઃખ અને આખી દુન્યાનો ઢડો હતો!

જમસુ ચણાપાપરીને એ તેનાં આગલાં પાપની સજા હતી—જોકે તે સજા ઘટતી હતી કે અણઘટતી તેની આ તકે વીગતવાર તપાસ લેવાને દયાને ખાતર મારો જીવ ચાલતો નથી. શીરીનની ગરીબરી નીરદોશ બેહેન પીરોજાનો તે ખુંની હતો—તેણીનાં યકીનનો નાશ કરી એ કંગાલે તેણીને કમોહતે મારી નાંખી હતી, ને તેજ કીસમનો અજાબ બરજોરજી કોગમેનની હાલની પરણેતર નવાઝપર પણ ગુજારવાની તેણે કોશેશ કરેલી વાંચનારને યાદ છે. એ રીતે એ તો ફકત તેનાં પાપના બેજ દાખલા મારી જાંણમાં બન્યા

હતા, પણ તે ઉપરાંત બીજાં તેનાં પાપો ઘણા બીસ્યાર હોવાં જોઈએ, કેમકે ખુદરતની તેને થયલી સજા બી બેશક બીસ્યાર ને ઘણી માહાભારત હતી.

તેની આંખનું તેજ અને વલી તેના પૈસા કેમ ગયા, કયાં ગયા, કયારે ગયા તે મને ખબર નથી, ને હું કદી તે ખબર મેલવી શકયો નથી. હું ફકત એટલુંજ જાંણું છું કે તે હજી જીવે છે અને પારસીઓમાં ઘેરઘેર ફરીને અને આતશબેહેરાંમ વગેરે પાક અથવા ધરમની જગ્યાના ઓટલે ઓટલે બેસીને તે ભીખ માંગે છે. કમનસીબ બચારો ! હું તો તેને જ્યાં બી ને જ્યારે બી જોઉં છું ત્યારે આજ તુલક હંમેશ તેનાસે કશી બી વાત કરયા વના તેના ઓસીયાલા ઓલેલા હાથમાં બબે રૂપીઆ ગુપચુપ મુકતો આવ્યો છું. એ રીતે મારી આ વીખ્યાત વારતાને દરમ્યાંન જમસુ ચણાપાપરીની પાપી કારકીરદીનું હયાં સેવટ આવે છે.

---

## પ્રકરણ ૧૮૯ મું.

### પઇસા !

જોકે મારા બાપના મુંબઈ, કલકતા અને એવે લાયક ઠેકાંણે ઘણા બંગલા હતા, પણ પુનામાં એક બી નહીં હતો, માટે પુનામાં એક બંગલો લેવા અથવા બાંધવાનો વીચાર મારાં મનમાં ઘોલાયા કરતો હતો તે દરમ્યાંન એક ઘણા સરસ બંગલાના આઈતાં વેચાંણની વાત મારે કાને આવી, ને તેના સંબંધમાં મારૂં પુણે જવું થયું.

મેં શીરીનને સાથે લઈ જવાની બોહસ કરી, પણ તે વખતે તેણીની તબીયત દુરસ્ત ન હોવાથી તે છોકરાંઓને લઇને મુંબઇજ રહી, ને હું મારા અંગત વીશ્વાસુ પારસી નોકર બદલાને લેઇને એકલોજ નીકલ્યો.

બદલો જઈફ પણ ઘણો બાહોસ હતો, અને તે મારા મરનાર બાપની નોકરીમાં ઘણુંનો રહેલો હતો. મેં તેને અથવા મારા પીતાજીના એક બી જુના નોકરને રજા આપી હતી નહીં, ને મારાપરનાં વીટંબણાંઓના સબબે હું જ્યારે નોકર માણસો સાથે છાજતી રીતે મેહેરબાંન ને નમાનો ચાલતો હતો, ત્યારે વલી નોકરો મારાપર જીવ આપતા હતા, ને તેમાંથી બદલાને તેની વૃધાવસ્થા છતે મેં મારા અંગત નોકર તરીકે પસંદ કરી રાખ્યો હતો.

અમો ભાયખલાથી બેઠા. બદલો જ્યારે પોતાના ને મારા જુજવી 'લગેજ' સાથે સેકંડ કલાસમાં બેઠો, ત્યારે હું ફ્રસ્ટ કલાસમાં એકલોજ હતો.

ઠાણાનાં સ્ટેશનપર જ્યારે ત્રેન ઉભી રહી ત્યારે જરાક વારમાં મારી ગાડીવાલા મારાજ કમપાર્ટમેંનું બારણું એક પોરટરે ઝપાટામાં આવી ઉંઘાડયું, ને કોઇને કહ્યું, "ઇઠે લઇ જાગા હાએ શેઠસાબ, ઇઠે એયા તુમી—"અને બીજી પલે એક પારસી બાનુ અને ગ્રહસ્થ મારી ગાડીમાં આવ્યાં, જેઓને ઘણે વરસે જોવા છતાં મેં તુરત પીછાંણ્યાં કે તે કોઇજ નહીં પણ પુણાવાલો સાપુરજી કંત્રાકટર ને તેની મીજાજમાં મરી રહેલી પરણેતર કુંવરબાઇ હતી.

"મરેરે," કુંવરબાઇએ ગાડીમાં બેસતાંને વાર ટણુકો કીધો, "પણ મુવો પેલો જીવણો કાંહાં મરી ગીયો ? મરી ગીયો મારાં સુના રૂપાંનાં કુતરાંઓને લેઇને કાંહાં દટાઈ ગીયો ?"

"એ આવેલોને બાઇ છાબ," જરા વારમાં મારો અસલી ફ્રેંડ જીવણો ગાડી આગલ આવ્યો. "તમે તો જારે ને તારે ગારજ દેતાં દેછું"—ને તેના અક્કેક હાથમાં એકેક ફ્રરએ કુતરૂં હતું.

ગરીબ બચારો જીવણો ! એ કુતરાંને બી મેં આગલ જોયલાં હતાં ને જીવણા સાથે બી હું વસેલો હતો, પણ મેં હમણાં જોયું કે જયારે કુતરાં આગલ હતાં તે કરતાં ચોવડાં માતેલાં બન્યાં હતાં, ત્યારે જીવણો તો હતો તે કરતાં ચોવડો લેવાઈને દાંડા જેવો બની ગયો હતો !

એ કંટ્રાકટરને ત્યાં ખાધાપીધાનો કેવો સુકાલ હતો તે વાંચનાર વીસરી ગયાં નહીં હોય ? તેમની નોકરીમાં કોરા અપવાસના મારા દીવસ ગુજરેલા વાંચનાર યાદ કરશે, ને પછી જીવણો નખાઇ કાંય જવો જોઇએ તે તેમને સેહેલથી સમજ પડશે. એ હેમક ધણી ધણીઆંણીને ત્યાં કોઇ બી ધરાઇને ખાતાં હોય તો તે ફક્ત આ બે ચોપગાં જેપર કુંવરબાઈનું બેશુમાર વાહાલ હતું તેઓજ હતાં એમ હું તેની લાયક જગ્યાપર કહી ચુકયો છું.

"મુવા, મારાં હીરા મોતીનાં કુતરાં લઇને કાંહાં દટાઇ ગીયો-તોરે ?" કુંવરબાઇએ જીવણાને જોઇને નેણ ફેરવ્યાં; "લાવ, આસ્તેથી મુક આએ ફ્રસ કલાસની ગાદીપર એ બેઉને."

જીવણાને એજ જોઈતું હતું. તે એ બે પીડાથી બહુજ કંટાળતો હતો ને તેમની આપદાથી મુક્ત થવાય એવો હોકમ મલ્યો કે તેણે ગરૂપ દઇને કુતરાં મારાવાલી ગાડીમાં મુકવા કાઢયાં, પણ તેને તે પોરટરે અટકાવ્યો.

"તે નાહી હોયાચે બાઇ સાબ,' તે પોરટરે વાંધો લીધો. "એ ગારી મદી કુતરાલા ગેઆચા હોકમ નાહીં."

"અરે બાઇ, ઇફ્રા થર કલાછમાં તો તાર બહુ વાછતી સે," લાલ્યા જીવણે કોઇ'મી રીતે તે કુતરાંની બલા પોતાને માથેથી કાઢવાની વાત કીધી, "ને તેથી ૫છ કલાછમાં એ છછરીનાં—અરે ગરીબરાં કુતરાંને નહીં લેછો તો મારાં કલાછમાં તો આપરે પુણે જછું તેટલાં બેઉ અકરી વકરીને મરી જાતાં રેછે."

"જો બા પોટર," કુંવરબાઇએ તે પોરટરને પટાવ્યો, "અમચા તે કુતરાંને ઈકરે બેસવા દે. ઘણાં ગરીબ છે. કોઇને કાતાચે નહીં"—અને પછી સાપુરજી તરફ ફરી કાંને લાગી વધારયું—"મરેરે તમે અવર જેવા બેસી શું રહયા? મુવાને કાંઇ કુતરાંનો બુક ઝાંસીને રસ્તો કરોની! ઓય સરખી કે ગારી ઉપરશે."

"હા, હા, બા પોટર," હવે સાપુરજી વચ્ચે પુરાયા, ને પાકેટ કાઢીને એક અરધો રૂપ્યો ખેંચી કાઢયો, "તુમી તે કુતરાલા ઇકે બસાયલા દે. ચાંગલે—લઇ ગરીબ હાય."

હયાં પોરટરની નિષ્ટા અરધા રૂપ્યાના દેખાવે બગડી, ને તેથી તે લટી ગયો. "હાં, હાં, બરા હાએ શેઠ," તેણે કહ્યું, "પરંતુ માલ્લા વાટતે તે શેઠ વાંધા કરશીલ"—ને પોરટરે મને બતાવ્યો.

"અમાલા તેચી કાંઇ પંચાત નાહીં," મેં કહ્યું, "તુમાલ્લા પાયજે તસા કરાવા."

"ચાલ બસ ત્યારે મુકી દે," કુંવરબાઇએ કુવામાં નખાવી દીધું. "મુવા દેહેકાંણી, જીવણા જોયા શું કરેચ? કેહુંચ જે કુતરાંને ગારીમાં મુકી દે તે?"

જીવણાએ તુરત તે કુતરાંને કલાસમાં બેઠકપર ઉતારયાં, ને એક છુટકારાનો દમ ખેંચ્યો.

"ને ચાલ જીવણા, હવે પેલો બધો આપરો લગેટ જો, બરાબર મુકાવ," શેઠાંણી કુંવરબાઇએ પોતાનાં અક્કડકુપણાંથી મને અને આસપાસનાંઓને રોબ બતાવા માંડયો. "જોની પેલી મારી

મોંઘીદાટ સારીનો બાકસ છે તે કાંઈ ભાગે તુટે નહીં જો, ને પેલી તરંગ છેની તેમાં તો બધુ મોંઘુંદાત કારી કામ છે, ને પેલો મોંઘાદાટ રૂપાંના સામાનનો કંડીયો છે તે આગલથીજ રખાવજે,ને—"

"અરે બાઇ રૂપાંનો છામન કોણુના બાપનો ?" લાલ્યા જીવણુનું આ જુઠી પતરાજીથી પાકી આવ્યું એટલે તેને બોલ્યા વના ચાલ્યું નહીં, "તેમાં તો છેટનાં ને તમારાં મેલાં કપરાં મેં મારે હાથે મુકી છાંનેલાં ને !"

"એ જોયું કે મુવો ચરલો શું કેહેચ ?" કુંવરબાઇ ફજેત ચાંઈ થઇ એટલે ઘણાજ ગુસ્સાથી તેણે જીવ કાઢી નાંખ્યો; "મુવાનાં મોનામાં જાંણે અમના પગમાંથી સપાટ કારીને મારીને મરી ગીયાનું ભેજુંજ કારી નાંખું ! દોજખમાં ગીયાને કેટલી વખત ના કહ્યું જે બાઇ મનીખની સાંએ સવાલપર જવાબ બી નહીં કારવાનો હોય ? વારૂં કાંઇ નહી મુવા, તું ઘેર તો ચાલ; ત્યાં તુંને–"

તેટલાં "ટાંગ ! ટાંગ" કરીને ત્રેન ઉપરવાની ખબરનો ઘંટો ઠેકાયો ને પેલા અરઘા રૂપ્યાના જીવપર હજી ત્યાંજ ઉભા રહેલા પોરટરે જીવણાને દોડીને બેસી જવા તાકીદ કરી.

હવે એક હાથપર જીવણો ગયો કે બીજા હાથપર જાંણે કાંઇજ જાંણુતા નહીં હોય તેમ મખીચુસ સાપુરજી કંટ્રાકટરે પેલો અરઘો રૂપ્યો પાછો સંભાલથી પાકીટમાં મુકયો, ને પાકીટ ગજવામાં સેરવી દીધી.

પેલા પોરટરનું આથી પાકીને પલેઠર થઈ ગયું, પણ તે કશું બોલી શકયો નહીં, એટલે મોટા ગગડાત ને કાંઈ બબડાત ફફડાત સાથે બારણું અફાલીને બંધ કીધું, અને પછી તે ત્યાંથી ગુસ્સાભેર ચાલતો થયો, કે બીજી પલે ગાડી ઉપડી ગઇ.

હવે મને સાપુરજી અને કુંવરબાઇને ધીરજથી જોવાનો જોગ મલ્યો. દેખઇતી રીતે મારામાં ને મારા પોશાકમાં થયલા ફેરફારના સબબે તેઓ મને ઓલખી શકયાં ન હતાં, પણ મેં જોયું કે તેઓ તો જેવા અસલ હતાં તેવાંજ આજે બી માદાં તવાયલાં ને ઓય— ખલીર—ઉંચકી—જાય તેવાં હતાં !

તેઓનો પોશાક બી તેજ હતો, ને તે તેમની કંજુસાઇ ને બેશુમાર બખીલાઇનો એક નવો પુરાવો હતો. ખરેખર, હું તે વેલા સોગંદપર કહી શકતે કે કુંવરબાઈનાં દીલમાં ત્યારે જે સારી હતી

તેજ સારી હું પેહેલાં તેની નોકરીમાં રેહવા ગયો ને તે મને તેના બાગમાં (?)થી ઘેરમાં જતી મલી હતી તે વખતે બી તેણે પેહેડેલી હતી! એમ કહી હું વાંચનારને જે સમજાવા માંગું છું તે એજ કે એવાં નીચ અને દલદર આદમીઓ જો 'ફ્સ' કરે તો તેઓ તો આપણા ધીક્કાર ને હસીને બેવડાં પાત્ર થાય છે.

---

## પ્રકરણ ૧૯૦ મું.

## પૈસાનાં પુજારીઓ.

પણ ગાડી ઉપડયા પછી ને ગાડીમાં તેમનાં એબ્યલ કુતરાંઓ સાથે થર પડયા પછી હવે તે બંને ધણી ધણીઆંણીએ નફ્ટાઇથી મને ટીકવા માંડયું, ને મેં જોયું કે સાપુરજી તો નહી પણ કુંવરબાઈ હું કોણ હતો ને મને આગલ તેણીએ કયાં જોયલો હતો તે યાદ કરવાને પોતાનાં ભેજાંને ઘણી મજબુત તસદી આપતી હતી.

એ તસદીમાં તે ફ્તેહમંદ ઉતરી, કેમકે તેનાં મોંના ફેરફાર-પરથી મેં જોઇ લીધું કે તે મને પીછાંણી શકી, અને તે તેથી તેણે નાકનું ટીચકું ચઢાવી પોતાના ધણીને કાંને લાગી કહ્યું.

હવે તે તેની વારી આવતાં મને વધારે ધ્યાંનથી જોવા પડયો, ને કુંવરબાઈએ તેને કોપરયું મારીને કહ્યું તે મેં મારી જગ્યાપર સાંભલ્યું કે "પણુ મરે જરા તમે એને પુછી તો જોવો?"

"આપરે શું તમારૂં નામ કાવલો છે?" કેમ પુછવું તે નહીં આવડયાથી ગમાર સાપુરજીએ 'તું' ને 'તમે'ની કચુંબર બનાવી. "તું મારે ત્યાં આગલ નોકરી રહેલો ની?"

"મારૂં નામ કાવસજી છે," મેં દમમાં ને ટુંકમાં પતાવ્યું, કેમકે એક વાર તેનું નીમક ખાધેલું હોવાથી તેને તદન નહીં જવાબ આપવાની મારી મનચ્છાપર અમલ કરવાને મારૂં દીલ ચાલી શકયું નહીં.

"ઓ વાય!" કુંવરબાઇના બાપદાદાનું લુટાઇ ગયું હોય તેમ તે હવે મારો જવાબ સાંભલીને છેરાઇ પડી; "મુવો નોકર આદમી ને મોટાં માણુસો સાથે ફ્સ કલાસમાં! વાય વાય! મુવો શું જમાનો બી ઢંગ બદલેચ! મુવાં કાલે ઉડીને હવે ઢેરાં દુબરાંને કહીએ જે

તમે બી આવીને ફ્રસ કલાસમાં બેસજો”—ને જાંણે એ ખ્યાલના ત્રાસથીજ તેનો જીવ ફરી આવ્યો હોય ને તે બેશુધ્ધ થવા કરતી હોય તેમ નાકપર નસકોરૂં ચઢાવી મેલીને તે પોતાની બેઠકપર અઢેલાઇને ઉચેથી બેઠી.

હું તુચ્છકારથી—તેઓનું આબાદ પાકી આવે તેમ ફકત તીરસ્કારથી હસ્યો.

“પણુ કેઠે સારી સો પચાસની નોકરી મલી હોશે,” સાપુરજીએ તેની બાયીડના ટીક્કા કેટલેક દરજ્જે નામંજુર કરતાં કહ્યું; “જોતી નહીં કે હવે એનો પોશાક કેટલો ફેરવાયલો છે તે?”

“પોશાક!” કુંવરબાઈએ મોટા ટણકાથી કહ્યું, “એ લેરે! મુવું પારસીઓમાં સૌ કશાંમાં આજે એજ છે તો! પછી રાંડ શું કે મુવા બલદ જેવા મરદ શું! મુવાંઓનાં ઘેરમાં જોશું તો વાંસ ફરે પણ હાંલ્લુ નહીં જરે, ને બાહાર નીકરશે તારે તરીમતરાક ને મઘમઘતાં પમરતાં! જાંણે બાપ લાખ ચાલીસને ઘેરનાંજ કેની મરી ગયાં? પણ વારૂં બેઠો તો બેઠો, પણ પોતાનાં શેઠ શેઠાંણીને જોઇને ઉતરી જવાનાં સલુક તો બતાવ—” ને ખામખા મારો જવાબ સાંભલવા તે કમઅક્કલે મારા ગમ જોઇને મનેજ એ છેલ્લું કહ્યું.

“બાઈ,” મેં કાંઇક મીજાજથી પણુ એ સઘલાં અપમાનો છતાં હજી માનથી કહ્યું, “હું જો ટીકીટના પૈસા આપી શકું તો તમારીજ પેઠે ફર્સ્ત કલાસમાં મુસાફ્રરી કરવાનો મને તમારા જેટલોજ હક છે, એટલે શરમાવાની વાત તો છેજ નહીં, ને બીજું તો એ કે તમોને જો હું આગલથી આએ ગાડીમાં બેઠેલાં જોતે તો તમારાં જેવાં “મોટાં માણુસો” સાથે મુસાફ્રરી કરવાને હું ખચ્ચીત ધીક્કારતે, ને બીજી ગાડીમાં જઇ બેસતે, પણુ આએ તો એમ થયું કે મારાં બેઠા પછી તમે આયાં. એમ કરતાં જો તમને મારી સંગતથી કમકમાટ છુટેચ ને સુગ લાગેચ તો હવે જે સ્ટેશન આવશે ત્યાં હું કમપાર્ટમેંટ બદલવા રાજી થવશ.”

“હવે સાંબો જવાબ ના કર,” કુંવરબાઇએ કંટાલાની કરચલીથી કહ્યું. “તું તો મારી નોકરીમાં ઉતો તે તુંને ખબર છે કે હું કોઇનો સાંબો સવાલપર જવાબ સાંખી શકતી નથી”—ને હવે તે ચુપ થઈને બેઠી, એટલે તેની વધારે ‘નોટીસ’ લેવાની મેં બી કનવાર કરી નહીં.

"થાણાનો સ્ટેશન માસ્તર કેહેતો તો કે ગારીમાં કોઇ મું-બઇનો શેઠગો બી છે," હવે તે ધણી ધણીઆંણીએ પોત પોતામાં વાતચીત ચલાવી; "તે કોણ હોશે? કેહેજે પેલો મુંબઈવાલો દાદીબા બાટલીઓઈ મરી ગીયો તેનો કોઇ દીકરો જે લખોપતી થઇ ગયોચની તે છે."

"મરે તારે તેની ગારી જોઇ કારીને તેમાંજ નહીં બેસાયું કે જરા બે વાત થતે," કુંવરબાઇએ બલાપો બતાવ્યો. "મુવું હું રાત દીસ સર શેઠયાઓનાં કટમમાં ફરનારી તે મને તો એ સાંભ-રીને અકરવકર થાયચ."

"મેં તો પેપર બેપર વાંચ્યું નથી પણ ભુલી ચુકી વાત સાંભલેલી યાદ છે," સાપુરજીએ કહ્યું; "કેહજે લખો રૂપ્યા બાપ મુકી ગીયો ને વલી લખો રૂપ્યા ને બીસ્યાર માલ મીલકત મમાવા સસરો મુકી ગીયો તે જુદી."

"મરે એવો તે કોણ શેઠગો છે?" કુંવરબાઈ વધારે અધીરી પડી. "બરી ગેઇ તમારી તો બધા દાહારાનીજ એવી ઉતાવર રહી ગેઈ. મુવું જરા ધીરે સાંસતે જોઇ જાઇને બેસતે તો તે શેઠયાનાજ ફ્સ કલાસમાં આપરે બી બેસતે, ને કેવો મોભો લાગતે."

"પણ આપરે આવતાં સ્ટેશનપર ગાર્ડને પુછશું તો ગાર્ડ બતાવશે કે તે કીયા કલાસમાં બેઠેલો છે; ગાર્ડ તેને ઓલખતો બી હોશે ને તેથી જાંણુતો બી હોશે. આપરે ઓલખાંણ કાઢશું," સાપુરજીએ કહ્યું. "એ મોટાંનાં ઢોર ચારેલાં સારાં!"

બીજી થોડી પલમાં ગાડી ધમધમાટ સાથે કલ્યાંણીના સ્ટેશ-નમાં દાખલ થઇ, અને ત્યાં પાંચ મીનીટ ખોટી થવાની હતી, એટલે આ સુગાંતરાં લોકોવાલો કલાસ ખાખસુસ બદલી નાખવાના હેતુથી હું ઉઠીને ઉભો થયો.

"નહીં, નહીં, તું તારે બેસી રેહે, કાવલા," જાંણે શું એક નવાજેશ કરતી હોય તેમ કુંવરબાઈએ કહ્યું; "અમેજ આએ ગારી બદલવાનો વીચાર કરયેચ. કોઇ પારસી શેઠયો આએ ગારીમાં છે તેનાજ ખાચાંમાં જઇને અમે બેસવાનાં છઈએ."

"હા બેસ, બેસ, કાવલા કાંઇ નહીં બેસી રેહે," સાપુરજી કંત્રાકટરે નવી નવાજેશ ફરમાવી.

હું પાછો બેઠો. મારા પૈસા ને પદવીનું ઢોલ વગાડવા કે વગડાવા મને કદી બી ઉલટ નહીં થઈ હતી, પણ આજે હમણાં મેં ચાહ્યું કે આ હેમકોની સુધ્ધ ઠેકાંણે લાવવા કોઇ તેઓને મને ઓલખાવી શકે, ને તેઓ મારા તરફની પોતાની ધીક્કારયોગ્ય ચાલની સજામાં ગભરાય અથવા ઓશકાય.

તેમજ થયું; ગાડી ઉભી રેહતાંજ સાપુરજી કંત્રાકટર મજકુર 'પારસી શેઠયા'ની ભાલ કાઢવા ગાડીમાંથી ઉતરયો ને બાહેર ગયો, ને હું મુછમાં હસતો બેસી રહયો. એ પછી એક બે મીનીટમાં બદલો મારી ગારીનાં બારણાં આગલ આવ્યો.

"મુરબ્બી હાહેબ," તેણે બાહેર ઉભો રહીને સરેસ્તાનાં માનથી પોતાનાં ગામની ભાષામાં પુછ્યું," "કાંઇ જોઇહે? કાંઇ હોકમ છે?"

"નહીં, કાંઇ નહીં બદલા," મેં જવાબ દીધો; "તું તારે બેસી રેહે તારી ગારીમાં."

બદલો નમ્યો ને ગયો.

પણ એ દેખાવથી પેલી કોકટ કુંવરબાઇની છાતી બેસી ગઈ. તેણીએ બેસુમાર ગભરાત વચ્ચે હવે જોઈ લીધું કે મારો સમો ઘણો ફેરવાયલો હતો ને હું "શેઠયો" થયલો છું. જ્યારે બદલાએ એ રીતે ગારીની બારી આગલ આવી મારાસે પેહેલી વાત કરી ત્યારે તે એટલી ચમકી કે પગ તલે તેનું એક કુતરૂં પરતું હશે તેનાપર પગ પડવાથી તે ચીચ્યારી ભેંકવા લાગ્યું, પણ તેની ઉપર વટીક કુંવરબાઇએ હમણાં જરા ધ્યાંન આપ્યું નહીં! કોઇ બીજી વખત એમ પગ પડતે તો કુંવરબાઇ પોતાનો જીવેજીવ કાઢી નાંખતે, ને બીજા ત્રણ દીવસવેર તે કુતલ્યાંને પસવારયા કરતે, પણ આ વખતે તે એટલી બધી તો ગભરાઈ ગઇ કે તેવું કશું કરવાનું તેને સુજ્યુંજ નહીં.

વલી એજ વખતે મેં જોયું કે સાપુરજી કંત્રાકટરને બાહેર પ્લાટફારમપરથી ગાર્ડ મને ઓલખાવી આપતો હતો, ને તે પોતે બી તેથી બીહીક ને ગભરાટનાં એવા ધુજરાં વચ્ચે આકરો ગાભરો અંદર દાખલ થયો કે આવ્યો તેવો એક બીજાં કુતલ્યાંપરજ બેસી ગયો!

ખરેખર, મને એક "શેઠયા" તરીકે પીછાંણુવા પછીનો આ ધણી ધણીઆંણીનો ગભરાત જેટલો રમુજી તેટલોજ જોવાજોગ હતો, પણ હું જાંણે કશું જાંણુતો કે સમજતોજ ન હોઉં તેમ મોં ઉપર કશો બી ફેરફાર પ્રગટ કરયા વના ખામોસ બેસી રહયો.

"મુ–મુ–મુ–મુરબી સાહેબ," સાપુરજી કંત્રાકટર આવતાંને વાર ગભરાતથી બોબરો તોબરો થઈ ગયો, "મ–મ–માફ કરજો હં: અમે તમોને—"

"તમારો ખુલાસો કે માફી સાંભલવા હું રાજી નથી," મેં ગંભીર રોબથી આ પૈસાપર મરી રહેલાં હેમકને ચુપ કરી નાંખતાં કહયું.

"ઓ વાય! મરેરે! મેં શું ઘેલું કામ કીધું!" હવે કુંવરબાઇએ પોતાની બેહદ દલગીરી જણાવવી શરૂ કરી. "મરૂંરે કાવજી શેઠ, મરૂં કાંઈ મનમાં ઓછું ના લાવતા. એ તો અમારાં ધનભાયગ જો મરૂં, કે તમારા જેવા મોટા શેઠયા સાથે અમે એક ગારીમાં એકઠાં થયાં. ઓ હું મરૂં રે તમારાં મોનાંની નુંરાંનીપરથી! નરા જાણે—"

"બસ બસ બાઇ," મેં ખરેખર કંટાલીને કહ્યું' "એ તમારી ભટાઇ બંધ કરો."

"હા મરૂં, બંધ કરૂં મરૂં," કુંવરબાઇએ જારી રાખ્યું, "પણ મરૂં તમે માનશો? મરૂં મને તો સપનેબી નહીં કે જે શેઠયાની આટલી બધી જગને મોંને વાખવાખી બોલાયચ તે જી ભરાયા તમે થઇ નીકરેલા! આએ એવણુના સકાર બરે," ને હયાં તેણે હવે પોતાના ભરથારપર ખાર ખાલી કરવા માંડયો—"તે એવણ બધા દાહરાના એવા દેહેકાંણી જેવા રહી ગયા. જરા માતીદાની રામ મલે નહીં. એમ નહીં કે દોરીએ, ધામીએ, ખબર લેઇએ, પુછીએ, પરછીએ, ને પછી.—પણ વારૂં મરૂં કાવજી, અખાઇ રહયાં માયજી કેમ છે? અમે મુંબઇ પાછાં જવાનાં છઇએ તેરે જરૂર તમારી મુલાકાતે આવશું."

"મારાં માયજી તો ગુજરી ગયાં," મેં હજી તુમાખથીજ કહ્યું, "ને હું કોઇને મલતો નથી. મને બીજું કામ ઘણું છે."

આ તરકરા જવાબથી તે બંને ધણી ધણીઆંણીએ હવે જોઇ લીધું કે તેઓ જે દોસ્તી ને ઘરોબાનું માથું મારવા નીકલ્યાં હતાં તે મેં બાહાલ રાખવાને તુચ્છકારથી ના પાડી હતી. આથી તે બંનેને દુઃખ તો ઘણું લાગ્યું, પણ કશું બોલી શકયાં નહીં. તે

પછી આખે રસ્તે તેઓએ તહરેવાર ખુસામત ને પગપાંણીથી વાતો કરી મને રાજી કરવા માંગ્યો, પણ તેમને મેં પ્રગટ બતાવી આપ્યું કે તેમની ધીક્કારવાજોગ ચાલ પછી તેઓને માટે હું કશું માન ધરાવી શકતો નથી, ને તેમનાસે વાત કરવાને વટીક મુતલક ખુશી નથી. તે પછી જ્યારે અમારૂં મથક આવ્યું ને અમો અમારાં મુ-કામપર જવા સ્ટેશનપર ઉતરયાં, ત્યારે એવાં નાલાયક આસામી-ઓની સંગતથી મુકત ને મોકલો થવાને મને ખરેખર ઘણી ખુશી ઉપજી.

---

## પ્રકરણ ૧૯૧ મું.

### બાપુજી સુબેદાર.

પુણામાં એક પેહેલે વાંધેનાં પોંહોંચખાનામાં મેં મારા સદાના સરેસ્તા પ્રમાણે ઉતારો લીધો. જો હું તે તરફની મારી સેહેલઘાહ આગમચથી જાહેર કરીને જતે તો મને મોટે મોટે ઘેર ઉતરવાનાં ઈજન ને ઓહસ થતે, ને સ્ટેશનપર આવી મારીકુટીને મારા તે તરફનાં દોસ્ત આસનાવો મને લઇ જતે, પણ એવો ' ફસ ' મને કરવા ગમ્યો હતો નહીં ને તેથી તેનાં પરીણામમાં તેવું કશું બન્યું હતું નહીં.

તે પોંહોંચખાંનું હું ગયો ત્યારે ચીકાર ભરાઇ ગયલું હતું નાતાલના દીવસો હતા એટલે ધુમ લોક મોજ કરવા ઉતરી પડયું હતું, ને તેથી તે પોંહોંચખાનામાં મારી મુશકેલાઈએ જગ્યા થઇ શકે એવું હતું.

મને જે બેડરૂમ બતાવામાં આવ્યો તે બી ઘણો કંગાલ ને હાલહવાલ હતો, ને બદલો તો તે જોતાંજ ફફડી ઉઠયો કે " તમો મુરબીથી એવાં કોઠરાંમાં કાંઇ હુંવાય નહીં," પણ મેં તેને હસીને ધીરજ આપી, ને તેને ખાત્રી આપી કે એથી વધારે બદતર જગ્યા-ઓમાં રાત કાઢવાનો અનુભવ મને મલેલો છે, એટલે એક રાત ત્યાં ખેંચી કાઢવામાં દમ જેવું કશું હતું નહીં, ને તેથી એ વાત વીશે તેણે કશો ઘોંઘાટ થવા દેવો નહીં."

તે પછી જયારે હું બીજા ઉતારૂઓ વચ્ચે હાલમાં જઇ બેઠો ત્યારે બદલો તે ઓરડામાં મારો અસબાબ ગોઠવવા પડયો.

ત્યાં હાલમાં બે આસામીઓ બેઠેલા હતા, જેમાં એક પેલો મારો ફ્રેંડ દીનશાહ સરકારી હતો જે મને જોતાંજ માનથી ઉભો થયો, ને મેં તેને આગલ જઇ પ્યારથી શેકહેંડ કરી. બીજો એક ઘીના દબરા જેવો ને કાલા ઠીકરાં જેવો પારસી હતો, ને તે મેં રફતે રફતે જાંણ્યું કે કોઇજ નહીં પણ ભીમ તારીવાલો કે જેની સાથ મરનાર હોમલા ખુંધાએ પૈસાનેસર મારી માનીતી શીરીનનું કારજ ચારવવાની વાત કરી હતી તે હતો.

હું તેઓસે જલદી મલી ગયો, ને પછી તહરેવાર ગપાટાની વાતો ચાલી. ત્યાર બાદ જરાક વારમાં એક ત્રીજો પારસી ફફડતો ચટકતો દાખલ થયો. તે પતલો ને ઉંચો હતો, ને મોંપર અરધી પાકપર ચઢેલી મુછ વના બીજી બાલની કશી નીસાંણ ન હતી. તેનો પોશાક મધમ હતો, ને સામટી રીતે જોતાં મેં આ આદમીને આગલ કેંઠે જોયલો હતો, પણ કયાં તે ગમે એટલું યાદ કરવા છતાં મને યાદ આવી શકયું નહીં.

તેનો કાંઇ લગેજ સ્ટેશનપર ગુમાઇ ગયો હશે તેના ખભરાટમાં તે ફફડતો આવ્યો.

"કાંય હજુર તમારો સામાન નહીં મલતો કે?" પેલા દીનશાહ સરકારીએ પુછયું.

"અરે મલે કાંહાંથી, ચુલામાંથી?" તેણે ચીરડાઇને કહ્યું, અને એકાદ બે નીચ ગાલએલ ચોપડી કાઢી વધારયું, "એ સ્ટેશનવાલાઓને ફાંસી ચઢાવા જોઇએ. ચંડાલો તદન બેદરકાર થઇ ગયા છે."

તેની ગાલગલોચથી દીનશાહ સરકારીને મારા દેખતાં કાંઇક શરમાવાનું થયું, એટલે તેણે હું નહીં જોઉં તેમ છુપી અસારતથી પેલાને આંખ મારી, પણ તે કાંઈ સમજ્યો નહીં ને મારો મરતબો સાચવવાની તેણે કાલજી કરી નહીં.

પણ તેવામાં હાટેલવાલાએ પોતે આવીને કાંને લાગી તેને કાંઈ કહ્યું જે દેખઇતી રીતે મારે વીશે હતું, કેમકે બદલાએ મારી સખત મના-છતાં નીરદોશ ભોલાઇમાં હું કોણ હતો તે હાટેલવાલાને કહી દીધેલું હોવું જોઇએ, ને તેથી આ બેમહલાજે પારસી આગલ મારો મોભો નહીં સચવાતો જોઇ ગભરાઈને તેને ચેતાવી ચુપ કરવા તે વચ્ચે આવ્યો હતો.

તે હાટેલવાલાનાં મને બોલખાવવાથી તે પારસી મને પોતાના બલુ ચસમામાંથી ગભરાઈને જોવા પડયો, ને તે પછી તે તદન ચુપ ગંભીર ને આબરૂદાર બની ગયો. ત્યાર કેડે તે જરા વારમાં ઉઠીને બાહેર ગયો, એટલે તે કોણ હતો તે મેં દીનશાહ સરકારીને પુછયું, જેના જવાબમાં મને કેહેવામાં આવ્યું કે તે કોઈ બાપુજી સુબેદાર નામે બોલખાતો પારસી છે, તે જયારનો હાટેલમાં આવ્યો છે ત્યારનો લગેજ ગુમ થવાની કાંઇ ધામધુમ લેઇને દોડતો ફરેછે.

હવે બાપુજી સુબેદાર નામના એક બી પારસીને હું બોલખતો ન હતો, એટલે મેં અનુમાન કીધું કે મારી કાંઇ બી ભુલ હોવી જોઈએ, ને મેં એ પારસીને આગલ કેઠે જોયો હતો એમ જે હું ધારતો હતો તેમાં હું ગોટું ખાતો હોવો જોઈએ.

જરા વારમાં વલી બાપુજી સુબેદાર પાછો આવ્યો, ને પોતાની જગ્યાપર બેઠો. ત્યાર પછીથી તે મને ટીકી ટીકીને પગથી માથાં-વેર જોયા કરતો હતો. એમાં મને નવાઈ જેવું કશું લાગ્યું નહીં. "મોટાં" માણુસો જાંણે ખુદાએ કાંઈ જુદીજ જાતનાં ઘડયાં હોય તેમ તે લોકોને "જોવા"નો એક જાતનો અભખરો સાદાં ને "નાહનાં" માણુસોમાં ઘણો હોય છે, તે રવેસે તે મને નીહાલતો હોવો જોઈએ એમ સમજી તે વાત મેં કશી ધ્યાંનપર લીધી નહીં.

એજ વખતે એક બીજો ઉતારૂ અંદર આવ્યો, ને વાતપરથી વાત નીકલતાં પાસેનાં ઝુપડાંમાંના કોઈ ગરીબ કોલીને કાંઈ સખત અકસમાત થયો હશે તેની અમોને ખબર આપી. આ ઉપરથી દીનસાહ સરકારીનો દયાલુ દીલગુરદો ઉસ્કેરાયો, ને તેણે દરખાસ્ત કરી કે તે ગરીબ આદમીને મદદ કરવા અમોએ એક નાંધલું જેવું ફંડ ઉભું કરવું, કે કદીને તે અકસમાતથી જો જેમ ભય રાખવામાં આવતો હતો તેમ તેની કજા થાય તો તેનું એક નાધલું નાવારેસ કુટુંબ લાચારી સાથે છેક રવડી નહીં પડે. દીનશાહ સરકારીએ તેથી એ સુભ દરખાસ્ત કરી તુરત હાટેલવાલાને બોલાવ્યો, ને એક લીસ્ટ તૈયાર કરાવી તેમાં પોતાના દસ રૂપીઆ ભરયા. એ કામ મારા બી ખવાસને અનુસરતું હતું, એટલે મેં બી લીસ્ટ માંગી લીધું ને તેમાં ૫૦૦ રૂપીઆ ભરયા, જે પછી ભીમ તાડીવાલો કે જે વાંચનાર જાંણે છે તેમ ઘણો પૈસાવાલો તોબી ઘણો કંજુસ હતો તેણે પાંચ રૂપીઆ ભરયા. ત્યારબાદ બીજા સઘલા ઉતારૂઓએ પોત

પોતાની ગુંજાસ પ્રમાણે ભરવા કાલજી કરી, પણ મેં જોયું કે પેલો કોઇ સુબેદાર છટકી જવાનાં વામાંતામાં કરતો હતો, પણ એકદમ ઓરડામાંથી બાહેર જતો રેહેવાને શરમાતો હતો. એટલા વાસ્તે તે પછી જ્યારે તે લીસ્ટ તેની આગલ લઇ જવામાં આવ્યું ત્યારે તેણે અકરવકરે અરધો રૂપ્યો ભરયો, ને જણાવ્યું કે તેની ત્રંક જો ગુમાઇ નહીં ગઇ હતે તો તે ઓછામાં ઓછા પંદર રૂપીઆ ભરી એ લાયક કામને ઉતેજન આપતે.

એ પછી સર્વેની ભરાયલી રકમો વસુલ કરવામાં આવતી હતી, ત્યારે મેં મારી પાકેટ બુક જે નોટોના ચોડાથી ખચખચ ભરેલી હતી તે ખેંચી કાઢી તેમાંથી સો સોના પાંચ કટકા આપી મારો લવાજમ પુરો કરી દીધો. પણ વલી પાછું મેં એ વખત જોયું કે તે વખતે બી પેલો બાપુજી સુબેદાર મને ઘણોજ ધારી ધારીને જોતો હતો! એમ છતાં એ બી મેં ખુદરતી માંન્યું. ખુદાની બક્ષેસથી સર્વેથી મોટી રકમ હુંજ ભરી શકયો હતો, ને તેથી તે મોટી રકમ હું વગર આનાકાંનીએ કાઢી આપી શકતો હતો તે જોવાની બાપુજી સુબેદાર જેવા એક દેખીતી મધ્યમ સ્થીતીના આસામીને જીજ્ઞાસા થાય એ મને લાગ્યું કે તમામ સ્વભાવીક હતું.

તે પછી ખાનાથી ફારેગ થઇ મોડી રાત્રે જ્યારે અમો સુવાને વગેસગે થયા ત્યારે બાપુજી સુબેદાર તે ઓરડામાં હતો નહીં. કદાચ વલી તે પોતાના લગેજની કડાકુટમાં કેઠે ગયો હશે એમ અમોએ માંન્યું, ને જેટલા ત્યાં હતા તેટલા અરસપરસ એકમેકને સલાંમ કરી પોત પોતાના ઓરડાઓ તરફ સુવા ચાલ્યા.

પણ મને જે ઓરડો આપવામાં આવ્યો હતો, ને જે તેની સંકડાસ વગેરને માટે મારા નોકર બદલાએ નાપસંદ કરયો હતો તે તરફ હું જતો હતો ત્યારે તેનાં બારણાં આગલજ મને બદલો મલ્યો, જે મારી વાટ જોતો ત્યાં બેઠેલો હતો.

"આમ આવો, મુરબીજી," બદલાએ હવે મને જુદાજ ઓરડા તરફનો રસ્તો બતાવતાં કહ્યું.

"કાંયુ?" મેં અચરતીથી કહ્યું, "મારે માટે તો એજ ઓરડો રખાવેલો છે?"

"હા, પણ એને હું કરે?" બદલાએ કહ્યું. "બરદયા બાંધવાનાં કોઢારાં હરખો તો છે, ને તેથી મેં એ હાટેલવાલાને કહીને

હમણાંજ બદલાવી લીધેલો. હોટેલવાલાએ હાએબને જે વારે ઓર-ખેલા તે વારે તો ધામધુમ કરી મેલેલી, ને એક બીજા ઉતારૂહે ગોઠવણ કરી તેને ઓલ્યો તમારાવાલો ઓરડો આપેલો, ને હાએબને તેનો ઓરડો આપવાની ગોઠવણ કરેલી."

"એ તેં જે કીધું તે હું નાપસંદ કરૂં છું, બદલા," મેં કાંઇક ઠપકાની ઢપે કહ્યું—જોકે આ ભલાં માણસને મારા તરફની તેની ભલી વાસનાઓ માટે ઠપકો આપવા જેવું કશું હતું નહીં. "આપરે લીધે કોઇને આપદામાં નાખવા એ કાંઈ સારી વાત નથી. આપણે પૈસાવાલા થયા તેથી કાંઇ આપણે માથે પદમ નથી ઉગ્યો."

"અરે નારે હાબ," બદલાએ ખાત્રી આપી, "કોઈને આ-પદા થઇજ નથી. હોટેલવાલો કેહ કે હું ઘણી હગવડથી ગોઠવણ કરા, તેથી મેં કરવા દીધેલી."

આના જવાબમાં મેં વધુ કશું કહ્યું નહીં, અને બદલા સાથે હું મારા નવા તૈયાર કરેલા ઓરડામાં ગયો, જે બેશક ઘણો વધારે કુસાદે, હવાવાલો ને સુખદાયક હતો. ત્યાં જઈ મેં સુવાની તૈયારી કરી, અને કાંઈક થાકેલો હોવાથી હું જલદી ઉંઘી ગયો.

એ રીતે હું કયાં તુલક ઉંઘયો તે મને ખબર નથી, પણ સુમારે મધરાત હતી ને હું જાગ્યો ત્યારે મને કાંઇક ખુદરતી બેચેની લાગવા માંડી. આ બેચેનીનો હું કશો સબબ સમજી શકયો નહીં, પણ તે એકાદ સ્વપનાનાં પરીણામથી નીપજેલી માંની હું સરેસ્તા પ્રમાણે પાક ખુદાને યાદ કરી પાછો સુઇ ગયો.

હવે હું સહવારેજ જાગ્યો ને જાગ્યો ત્યારે ગભરાતની દોરધામ ને ધુમાધુમ વચ્ચે જાગ્યો. મેં બીછાંણાંમાં ચમકી ઉઠતાં જોયું કે કાંઇ બી નવું જુનું તે હાતેલમાં થયું હતું ખરૂં, અને તુરત મારા નોકર બદલાએ ગભરાતમાં દોડી આવી તોતરી બોબરી જબાંન વચ્ચે ખુલાસો કીધો કે ભીમતાડીવાલાનું તેના ઓરડામાં ગઇ રાત્રે ખુંન થયલું જણાયું હતું!

## પ્રકરણ ૧૯૨ મું.

### ખુંનને લગતી કેફીયતો.

ખુંન! એ ત્રાસદાયક બે અક્ષરી શબ્દોમાં ખરેખર એક આખી દુન્યાનો ગભરાત સમાયલો છે. જેઓ ખુંનનાં કામમાં હોય છે તે કરપીણો પોતાનાં એ હ્યાનતી કરમમાં કમકમતા કે ધ્રુજતા ન હોય, પણ જે નીરદોશો ખુંનના ધામમાં હોય છે તેમને તે પ્રસંગે ખુદ પોતાનું ખુંન થયું હોય તેટલો ગભરાત ને ધ્રુજરાં છુટે છે. મારી કારકીરદીમાં વાંચનાર જાંણે છે કે હજારો વીચીત્ર બનાવોમાં આ ભયભીત બનાવો બાકી નથી, અને તેથી તેના ત્રાસનો મને તો પુર્ણ અનુભવ હતો!

આ નવાં ખુંનની કેફીયત ટુંક હતી. બદલાએ હોટેલવાલાને જ્યારે મારૂં નામ ને પદવી જાહેર કીધી, ત્યારે તે મને મજકુર કંગાલ ઓરડો આપતાં ઓશકાયો, પણ સઘલા ઓરડા ભરાઈ રહેલા હોવાથી શું કરવું તે તેને તુરત સુજયું નહીં. એવામાં તેને કમનસીબ ભીમ તાડીવાલો યાદ આવ્યો, અને તે તેને મલ્યો. હોટેલવાલાને ખબર હતી કે ભીમ ત્યાં સૌથી પેહેલો આવેલો હોવાથી તેને સર્વથી સરસ ઓરડો મલ્યો હતો, ને વલી તેના ઓરડામાં તે પોતે એકલોજ હતો. વલી તે એમ બી જાંણુતો હતો કે ભીમ તાડીવાલો અત્યંત મખીચુસ ને પૈસાનો લાલચુ છે, ને તેથી તેણે તેને મલી એવી દરખાસ્ત કરી કે જો તે તેનો કુસાદે રૂમ મને આપી દે તો હોટેલવાલો તેને રોજની બે રૂપીઆનીજ ફી ચારજ કરે.

આ વાત ભીમને ઘણી પસંદ આવી, ને તેથી તેણે તુરત બદલાને મલી ઓરડો અદલબદલ કીધો, એટલે હું જે ઓરડામાં સુવાનો હતો ત્યાં તે જઇ સુતો. તેજ રાત્રે કોઇ માહા કરપીણે તે બચારાનું ગલું ત્યાં કાપી નાંખ્યું, ને તે વાત સહવારના નોકરનફરો ઓરડાનો કચરો કાઢવા ગયા ત્યારેજ અજવાલાંમાં આવી.

એ રીતે એ કરપીણ કરમ અજવાલાંમાં આવતાં હોટેલમાં મોટો હોહોકાર મચી રહયો, ને જ્યારે હું ઉતાવલમાં વારકુત ઓલવી તે નખોદનાં ધામપર ગયો ત્યારે દીનશાહ સરકારી, બાપુજી સુબેદાર ને બીજા સઘલા ઉતારૂઓ ગભરાતમાં એકઠા મલેલા હતા.

જરા વારમાં પોલીસથી હવે હાટેલ ભરાઇ ગયું, અને તેઓએ પોતાની જુસ્તેજો તમામ કરવા આગમચ તે ઓરડામાંની એક કગરસને બી હાથ નહીં લગાડવાનું ફરમાંન જાહેર કીધું.

કોઇએ સુચવ્યું કે કદાચ મરનારે આપઘાત કર્યો હોય, પણ નહીં. પોલીસે બતાવ્યું કે આપઘાત હોત તો જે હથીઆરવડે એ જખુન કરમ મરનારે કીધું હોત તે હથીઆર મરનારની સોડમાં પડેલું મલી આવત. તે હથીઆર ત્યાં હતું નહીં એ ખુંનજ થયું હતું એ વાતનો એક પુરાવો હતો, ને વલી બીજો પુરાવો એ હતો કે સરકારી તબીએ ખાસ તપાસી અભીપ્રાય આપ્યો કે કોઇ બી આસામી પોતાને હાથે પોતાનું ગલું એટલું બધું છુટું પાડી શકે નહીં.

તે દેખાવ એક ભયભીત દેખાવ હતો. ગરીબ ભીમ તાડીવાલો લોહીની એક મસ મોટી રેલ વચ્ચે પોતાનાં બીછાંણુંમાં પડેલો હતો, અને તેનું ગલું લગભગ કપાઇને છુટે પડેલું હતું. આવો ભયંકર દેખાવ જોતાં જોતાં ત્રાસ પડે ને ધ્રુજરાં છુટે, તો તે અને તેવા દેખાવ ઉભા કરનાર આંધલાઓને શું પોતાનું તે અગાધ કરપીણુ-પણું સુજતુંજ ન હશે? તેઓનાં હેવાંન્યત ઝનુન વચ્ચે તેઓને પોતાની સલાંમતીનો શું ડરજ થતો ન હશે? એવાં કરપીણુ કરમથી પોતાના હાથ લોહીલુહાંણ બનાવી પોતે એક ફીટકાર પાંમેલા મોહતે મરવાનો રસ્તો તૈયાર કરતાં તેમના દોજખી હાથ અટકતા કાંય ન હશે—ભાગીજ કાંય ન જતા હશે?

પોલીસે ખુંનવાલા ઓરડામાં પોતાની સરેસ્તાની બારીક જુ-સ્તેજો ચલાવી, પણ ખુંનનો કશો મુદ્દો મલ્યો નહીં. ત્યાં ઓરડામાં કશું વેરવીખેર હતું નહીં. આખો ઓરડો ખોલતાં ફક્ત બીછાંણુંમાં લોહીનું ખાંમણું હતું તે વતરોગે લોહીના દાઘ બી બીજે કહે ન હતા. બારણુંનાં કરાંપર કે બારણુંપર વટીક લોહીનો એક દાઘો ન હતો, જેથી જણાતું હતું કે ખુંની લોહીના હાથ ઓરડામાંજ સફા કરી બાહેર ગયો હતો, પણ તેણે ક્યાં તેમ કીધું હતું તે જણાતું ન હતું. મરનારનું સુનાનું ઘડીઆલ, વીટી, પૈસાની પાકેટ વગેરે સઘલું તો અનામત મલી આવ્યું!

હવે ત્યારે ખુંની કોણ હોય? ઘેરનો કે બાહેરનો? હાટેલમાં-નોજ કોઇ કંગાલ કે હાટેલ બાહેરનો કોઇ ચંડાલ?

ખુંન ઘણીજ વેહેતી છુરીથી અથવા અસ્રાથી કરેલું સાબીટ થતું હતું, કેમકે સરકારી તબીબે જુરી આગલ આપેલી જુબાની મુજબ મરનાર કોરવાલી સુતેલો હશે, તે જેવો કાંઇક ખખડાત સાંભલી ચતો થવા ગયો હશે તેવામાંજ ખુંનીની છુરી તેની ગરદન આસપાસ ફરી ગયલી હોવી જોઇએ, ને મોહત કશીબી મારામાર અથવા તોરતાંણુ વગર તતકાલ નીપજેલું હોવું જોઈએ.

ખુંની બાહેરનો કોઇ હોય તે માટે એક અનુમાન થતું હતું. બાગનો પાછલો નાથલો દરવાજો ઉંઘાડો માલમ પડયો, ને જે નોકરની રોજ રાત્રે તે તપાસી આવવાની ફરજ હતી તેણે સોગંદ ઉપર જાહેર કર્યું કે હું તે કામ સરેસ્તા મુજબ ગઇ રાત્રે બી બજાવી આવ્યો હતો. એટલા માટે, જો ખુંની બાહેરનો કોઇ આસામી હોય તો તે આગમચથી આવીને પેહેલી રાત્રેજ કેઠે મકાંનમાં ભરાઇ રહેલો હોવો જોઇએ, ને પછી પાછલું બારણું જેને ફકત અંદરથી મોટા અલડરાપ ચઢાવતા હતા, ને જે વાપરવાસ માટે કબી ઉંઘાડવામાં ન આવતું હતું તે રસ્તે તે નાહઠો હોય.

પણ પોલીસનું મત તો એવું હતું કે આ ખુંન બાહેરના કોઇ આસામીએ નહીં પણ હાટેલમાં વસ્તાં લોકોમાંથીજ કોઇ માહા કરપીણે કરેલું હતું. એ ઉપરથી પોલીસે હોકમ કાઢયો કે જ્યાંવેર જુરીનું કામ આખેર થાય નહીં ત્યાંવેર હાટેલમાંથી કોઇ બી બાહેર જાય નહીં. આ હોકમ સરેસ્તા પ્રમાણે સર્વેને હોકમની રાહે જાહેર કરવામાં આવ્યો, પણ મને ઘણુંાંજ માનથી અરજની ઢપે એક કાનસ્ટેબલ કહી ગયો. મેં તેને ખાત્રી આપી કે હું પોતાને બીજાઓ કરતાં કોઇ રીતે ચઢયાતો ગણુાતો નથી, ને એક ગુનેહગારને પકડ-વાને પોલીસની પવીત્ર જુસ્તેજોમાં બનતી મદદ આપવાને હું બી બીજાઓના જેટલોજ પાક ફરજથી બંધાયલો છું.

હવે પોલીસે તે હાટેલ માંહેલાં સઘલાં નાહનાં મોટાંઓનાં નામ ને રેહેઠાંણુ એક બુકમાં ઉતારવા માંડયાં, ને તે વખતે માલમ પડયું કે બાપુજી સુબેદાર હાટેલમાં હતો નહીં. આથી તેને બાહેર જવા દેવા કાજે જ્યારે વડો અમલદાર ચીરડાયો, ત્યારે એક કાન-સ્ટેબલે ખુલાસો કીધો કે "તેના કાંઇ લગેજ સંબંધી જુસ્તેજો સારૂ સ્ટેશન ઉપર હોડી પોહોચવા તેણે મારી રજા માંગી, ને તેનાં મનમાં ઓછું નહીં આવે તેમ મેં ઇનસાફને ખાતર એક સીપાઇ

સાથે તે કામપર જવા કહ્યું, જે તેણે બાખુશી બાહાલ રાખ્યું ને તે પોલીસના એક સીપાઇ સાથ પા કલાકનો ગયલો છે, તે હમણાં આવતો હશે." આ ખુલ્લાસો તે અધીકારીને સંતોશકારક જણાયો ને તે શાંત થયો.

એવામાં બાપુજી સુબેદાર બી પાછો ફરયો, ને તેનું નામ નીશાંણુ બીજાંઓનાં લખ્યાં હતાં તેમ નોંધી લેવામાં આવ્યાં.

"મને મારો લગેજ મલ્યો, જો," એ પછી તેણે અમો બે ચાર જણાઓને બાજુએ લઇ જઇ જાંણે શું એક અગતની ખબર આપતો હોય તેમ હસીને કહ્યું.

"મારા સાહેબ તમે બી કોઇ ખરા અદુખરા છો," દીનશાહ સરકારીનું પાકી આવ્યાથી તેણે પોતાનો ગુસ્સો છુપાવાની કાલજી કરયા વના કહ્યું; "આવા દુ:ખદાયક બનાવને દરમ્યાન તમે બી તમારા બે પાંચ રૂપીઆના લગેજને શું ઉંચકીને અપ્ફારી મુકોચ?"

હવે બીજા હાથપર ખુંનની વાત શેહેરમાં ફાટતાં લોકોનાં ટોલેટોલાં હાટેલની બાહેર આખો દીવસ જમાવ થવા લાગ્યાં, અને તેમને હાટેલમાં ધસી આવતાં અટકાવાને પોલીસને ભારે મેહેનત પડતી હતી. એવા દુ:ખદાયક બનાવના સંબંધમાં લોકોની જીગ્નાસા બી કાંઈ ઓર હોય છે. તેઓ કાંઇ નહીં તો ખુંન થયલાં મકાંન, તેની દેવાલ ને ભીંત કે તેની બાહેરનો રસ્તો વટીક જોવામાં મોજ લેછે, ને તે જોવાની આતુરતામાં કેટલે કેટલે લાંબે અંતરેથી દોડી આવે છે!

જુરી ભરવામાં આવી, ને સાક્ષીઓ તપાસવામાં આવ્યા. મારા નોકર બદલાની બી સાક્ષી લેવાઇ. મેં જોઇ લીધું કે આ કરપીણુ કરમના ગુનેહગાર તરીકે એ બચારા પ્રમાણીક બુઢાપર પોલીસને વેહેમ હતો, કેમકે હાટેલવાલાનાં કેહવા પ્રમાણે આગલી રાત્રે મારો ઓરડો બદલવાને તે બહુ ખંતી હતો, પણ જુરી આગલ બદલાએ પોતાની જુબાંની ખાલેશ દીલનાં ખરાંપણાં ને વીશ્વાસ વચ્ચે એવી તો દેખીતી પ્રમાણીક ઢપે આપી કે જુરીનો ને પોલીસનો શક જે તેનાપર હતો તે તુરત મજબુતીથી દુર થઇ ગયો.

જુરીનું કામ ખલાસ થયું, પણ તે તપાસને દરમ્યાંન ખુંનીનો પતો મલે એવી જુબાંની કશી પડી નહીં, એટલે કોરોનર જુબાંની 'સમ અપ' કરવા જતો હતો, તેવામાં રેલવેના કોઇ પોરટરે

આવી હાથોહાથ એક ચીઠી તેના હાથમાં મેલી. કોરોનરે તે ધ્યાંનથી વાંચી, કે જ્યારે તેની આસપાસ ભેગું થયલું લોક કાંઇ નવું જાંણુવાની આતુરતામાં ટીંગાઇ રહ્યું. કોરોનરે તે ચીઠી વાંચી અને પછી પાસે ઉભેલા પોલીસ સુપ્રીંટેંડંટને આપી, જેણે તે વાંચી કોરોનર સાથે કાંને લાગી કાંઇ વાત કરી, અને પછી તુરત બાહેર ગયો.

તેટલાં જુરીનું કામ અટકયું.

જરા વારમાં સુપ્રીંટેંડંટ પાછો આવ્યો, ને વલી કાંઇ કોરોનરસે વાત કરી ફરી બાહેર ગયો, ને હવે બીજી વાર પાછો દાખલ થયો ત્યારે સાથે બાપુજી સુબેદાર હતો.

તેને કાંઇ બાંધેલો નહીં હતો—પકડેલો બી નહીં હતો, પણ તેનું મોં સફેદ પુની જેવું થઈ ગયું હતું, ને તે પોતાનો ભારે ગભરાત છુપાવી શકતો ન હતો તે સર્વે કોઈ જોઇ શકતું હતું!

ત્યારે શું તે ખુંની હતો?

કોરોનરે તેને ફરી તેનું નામ નીશાંણુ ને ઠેકાંણું પુછ્યું, ને તેણે ગગલતે સાદે જે સુપ્રીંટેંડંટની બુકમાં નોંધાવ્યું હતું તેજ કહ્યું.

ત્યાર પછી કોરોનરે જે પોરટર ચીઠી લાવ્યો હતો તેની જુબાંની લીધી. તેણે જણાવ્યું કે "પેલો પારસી (સુબેદાર) વારંવાર કાંઇ લગેજ જતો રેહેવાની ફરીયાદ કરવા આજ ત્રણ ચાર રોજથી સ્ટેશનપર ફેરા ખાયા કરતો હતો, અને તેનો લગેજ આજેજ સ્ટેશનપર દાઉન ટ્રેન પાછો નાંખી ગઇ. તે ઓલખવા અમે એને અહીંથી તેડાવી મંગાવ્યો, ને પછી તે હાટેલમાં મોકલી આપવા મારા હવાલામાં સોંપી એ પારસી ઉતાવલમાં ચાલી આવ્યો. તે કામ હું બજા લાવવા ગયો, ત્યારે પેલા પેટારાનું ઢાંકણુ જે ભાગી રહેલું હતું તે અકસ્માત ઉઘડી ગયું, ને ત્યારે હું જોઇને ઘણોજ અચરત થયો કે જે કીમતી લગેજની એ પારસી વાત કરી અમોને એટલી મેહેનત આપતો હતો તેમાં ફકત ઘાસ, વેર ને કચરો ભરેલો હતો! સામટી રીતે બાહેર ભપકો હતો, અને ભપકામાં નામ છપાવેલું મારેલું હતું, પણ જે બે ત્રણ બાકસ હતા તે સઘલા શકપરથી ઉંઘાડી જોતાં તેમાં કચરા ને ફટાંટુટાં ચીથરાં વના બીજું કાંઈ નહીં હતું! એ ઉપર મેં સ્ટેશન માસ્તરનું ધ્યાંન ખેંચ્યું, ને તેણે મને તમો સાહેબપર ચીઠી આપી દોડાવ્યો."

"હવે એ વીશે અમોને ખુલાસો જોઇશે," કોરોનરે બાપુજી સુબેદારને ગંભીર દમામથી કહ્યું.

"મારી ખાનગી વાતો સંબંધી કશા બી ખુલાસા આપવા હું ના પાડું છું," બાપુજી સુબેદારે ધારા સાહદે કહ્યું.

કોરોનરે એ જવાબ નોંધી લીધો, ને પછી પાછી સુપ્રીટેંડંટને અસારત કરી કે તે એક કોનસ્ટેબલને લઇ બાહેર ગયો.

વલી એક વાર જુરીનું કામ અટકયું.

તે સુપ્રીટેંડંટ ને કોનેસ્ટેબલને પાછા ફરતાં બહુ વાર લાગી ને તે બધો વખત બાપુજી સુબેદાર કે જે હજી કાંઈ બંધવો ન હતો, તે ઉભો હતો ત્યાંજ અકરવકર કરતો ઉભો થઈ રહયો. તે પોતાના રૂમાલ સાથ ચેરાં કાઢયા કરતો હતો, ને અવારનવાર પોતાના બલુ ચસમામાંથી મારા ભણી ટીકયા કરતો હતો.

લગભગ વીસ મીનીટે તે સુપ્રીટેંડંટ પાછો આવ્યો તેવો તેણે બાપુજી સુબેદારનાં ખભાંપર હાથ મુકયો. "તમો મારા બંધવા છો," તેણે કહ્યું. "ખુંનનો શક તમારાપર જાસ્તી પુરાવા સાથ મજબુત થયો છે."

આ સમાચાર સાંભલતાં બાપુજી સુબેદારને જે બેશુમાર ગભરાત થયો તેનું બ્યાંન કોઇ કલમ કરી શકનાર નથી. તે કમનસીબ સખ્શને હવે બે કોનસ્ટેબલોએ પોતાને હવાલે લીધો.

હવે તે સુપ્રીટેંડંતે જુબાંની આપી કે "તેનો ઓરડો જઇને જુસ્તેજોથી ખોલતાં તેનાં બીછાંણાંની તલાઇ તલેથી છેક અંદરથી મુકેલો આ અસ્ત્રો (બતાવીને) મને મલ્યો. એ અસ્ત્રો લોહીથી લપટાયલો છે."

વલી જુરીના ડાકટરે જુબાંની આપી કે "આ અસ્ત્રો મેં તપાસ્યો છે, ને તે પર લોહી આદમીનું છે, જે તાજું છે. બાર કલાકની અંદર અસ્ત્રાપર લાગું થયલું આ લોહી છે—લાંબા વખતનું નથી."

એજ વખતે વલી સુપ્રીટેંડંટે સુબેદારના શરીરની તપાસ લેવા માંગી, ને કોરોનરની રજા થતાં તેને પાસેના એક ઓરડામાં ઘસડી લઇ જવામાં આવ્યો. ત્યાં જબરીથી તેનાં કપડાં ઉતરાવતાં તેણે કપડાંપર કપડાં પેહેરેલાં જણાયાં. ઉપરનાં સફાઇદાર-કપડાંની હેઠે લોહીથી લપટાયલાં કપડાં હજી તેનાં આંગપર હતાં! તે ઉપરાંત તેનાં ગજવાંમાંથી ૯૦૦ને સુમારેની નોટોનો એક ચોડો બી મલી આવ્યો.

હવે હાટેલવાલાએ હાજર થઈ જે જુબાંની આપી તેણે તો મને રંગેરંગ ધુજાવ્યો. તેણે કહ્યું કે "ગઇ સાંહજે જ્યારે હજી તો ઓરડા ફેરબદલ કરવાનું નકકી થવાનું હતું ત્યારે ફરતો ફરતો બંધવો મારા પાસે આવ્યો, ને મને હસીને પુછ્યું કે "તમારા હાટેલમાં તો હવે શેઠયાઓની ધમાલ ચાલી રહી છે. પેલા કાવસજી શેઠયાને રાત્રે કેઇ ખોલીમાં નાંખશો? જગ્યા તો કાંઇ નથી?" ને ત્યારે મે ભોલાઇમાં જે રૂમમાં અવલ એઓને સુવાડવાનું નકકી કીધું હતું તે રૂમ બતાવ્યો હતો."

હવે ત્યારે આ એક ભયભીત નવો ખુલાસો હતો. બાપુજી સુબેદાર ખરેખર તો મારા જીવપર ટાંપ્યો હતો! તે કરપીણે મેં જ્યારે પેલા ગરીબ આદમીનાં ફંડમાં નાણું ભરયું ત્યારે ખચખચ ભરેલી મારી પાકેટ ધારી ધારીને જોઇ હતી તે મને હયાં યાદ આવી ગયું, ને મેં તે જુરીને કહી સંભલાવ્યું, એટલે પુરવાર થયું કે તે ફંડમાં મારૂં નાણું ભરવા પછી જ્યારે એ કરપીણ બાહેર ગયો હતો ત્યારે હું કયાં સુવાનો હતો તેની તલ્લાસ કરવાજ ગયો હતો, કેમકે ત્યારેજ મને જાંનથી બેજાંન કરી એ સઘલી દોલત લેઇ લેવાનો તેને ધાતકી ખ્યાલ થયલો હોવો જોઇએ.

અને એ રીતે તે કેરદેગારની અત્યંત બેમુલી બક્ષેશથી મારો જાંન એક અજબ સંજોગથી નવી રવેસે બચ્યો તેની જ્યારે મેં હજારોહજાર શુકરગુજારી કીધી, ત્યારે બીજા હાથપર મારે લીધે એક નીરદોશ જાંન એક લ્યાનતી ખુંનીની નાતરસ છુરીનો ભોગ થઈ પડયો હતો તે માટે અફસોસનાં આંસુથી મારી આંખ ભરાઈ ગઈ. ખુદાના ભેદભરમોને કોઇ કદી પોંહોંચતું નથી, ને તેવાજ એક ભેદથી ને સાહેબે મને બચાવ્યો એ એક નવાજેશ હતી, ત્યારે મારી જગ્યાપર એક બીજો નાહક મુવો એ મારો જાલેમ અફસોસ થઇ પડયો હતો.

પણ એ બાપુજી સુબેદાર કોણ હતો? જુરીનાં મનમાં મજબુત શક હતો કે તેણે ખોટું નામ ધારણ કર્યું હતું, ને તેથી તેણે જે નામ ને ઠેકાણું નોંધાવ્યું હતું ત્યાં તલ્લાસ કરવા તે તરફની પોલીસમાં તાર જઈ ચુકયા હતા. વલી મને પોતાને બી લાગતું હતું કે મેં એ કરપીણ પારસીને આગલ કેઠે જોયલો છે, ત્યારે ફેરવાયલા પોશાકે ને બદલાયલે ચેહેરે એ ચંડાલ હતો કોણ? એનું ખરૂં નામ શું હોવું જોઇએ?

## પ્રકરણ ૧૯૩ મું.

### દીનો દારૂવાલો.

જુરીએ બાપુજી સુબેદાર ઉપર જાંણીજોઇને ખુંન કરવાનો અભીપ્રાય પસાર કરયો, ને તેજ દીને તેને મેજીસ્ત્રેટ આગલ ઉભો કરવામાં આવ્યો. એ મેજીસ્ત્રેટની તપાસ વેલા હું કાંઈ હાજર ન હતો, પણ મને મલેલા રીપોર્ટ પ્રમાણે તેની ત્યાંની તપાસને દરમ્યાંન જાહેર થયું કે બાપુજી સુબેદારનાં નામથી તે ઓલખાતો હતો તે એક ખોટું ધારણ કરેલું હતું, ને તેનું ખરૂં નામ તો દીનો દારૂવાલો હતું !

તેણે આપેલાં ખોટાં રેહેઠાંણુપર છોડેલા તારોના સતાવાર જવાબો ફરી વલ્યા હતા, અને તે તેનાં અગાધ પાપના બેશુમાર પુરાવાઓમાં એક નવો વધારો હતો. એ રીતે એ દમપરદમ ચાલી આવતા પુરાવાઓથી આજેજ થઈ તે કમનસીબ કરપીણે પોતાનું પાપી કામ તેમજ ખરૂં નામ અંતે કબુલ કરી દેવામાં ડાહાપણ માંન્યું હતું. તે ઉપરથી તેને સેસન કમીટ કરવામાં આવ્યો, અને ફાંસીના માચરા ઉપર તેની પાપી કારકીરદીનું સેવટ આવે તે આગમચ તે આ દુન્યાથી રદ બાતલ બની બંદીખાનાંમાં વાસો કરવા ગયો.

એ 'કર ને જો'નો એક બીજો કીંમતી સબક હતો. દેખીતી આંખના આંધલા બદમાસો જો પાપમાં મસ્ત થવા આગમચ ફકત તેનાં પરીણામોનો ખ્યાલ કરવા થોભે, તો તેના ત્રાસથીજ કમકમીને પાછા હઠે, અને આ ધરતી ઉપરથી ત્યારે પાપ ઘણાં પ્રમાણમાં ઓછું થઇ જાય, પણ તે પરીણામો સાંમે તેઓ સદાના આંધલા છે એટલે તે પરીણામો મોડે વેહેલે તેમની પોતાની પુરેપુરી પાયમાલી ને ખોહારીમાં આવ્યા વના રેહેતાં નથી !

એ દીનો દારૂવાલો—એક હરડતો બસમાસ—મારાં વાંચનારાંઓને અજાંણ્યો નથી. એ તેજ નીચ લુચ્છો હતો કે જે પોતાની ઠગાઇ ભરેલી મતલબ બર લાવવા મને નવસારીનાં સ્ટેશનપરથી મુંબઇ લાવ્યો હતો, અને પછી મને પોતાનો દીકરો જાહેર કરી મારે મસે ભોલાં લોકોને ધુતીને પૈસા ઓકાવતો હતો. વલી એ તેજ અને તેજ લુચ્છો હતો, કે જેણે મારા બાપને હોમલા પુધાને મેલવી

આપ્યો હતો, અને હોમલા ખુંધાની સાથે મલીને તેણે મારા મરનાર મમાવા મેહેલ્લાશાહ શેઠનું ખુંન કીધું હતું.

એક ખુંનથી એ માહા કરપીણ ધરાગો ન હતો. તેમાં તે 'ફાવેલો દાહયો' હતો, અને તેથી તેજ ડાહાપણે તેની ગરદન જલ્લાદને હાથ અંતે સોપાવી. મેહેલ્લાશાહ શેઠનું ખુંન કરી ફાવી જવાના સબબે તે હોમલા ખુંધાનાં ઘેરમાં મારૂં ખુંન કરવા આવ્યો હતો—હોમલો ખુંધો તેને એક રાત્રે જઇને તેડી લાવ્યો હતો—તે વાંચનાર યાદ કરશે.

અને એ રીતે ખુંનોપર મંડેલો આ ખુંની એક બીજી મરતબે મારૂં ખુંન કરવા જતાં એક બીજા નીરદોશનો જાંન લઇ પોતે જાંનથી બેજાંન થતો હતો! તે એ હાટેલમાં ખુંન કરવાની મકસદથીજ આવ્યો હતો એમ તો કશું ન હતું, પણ તેની આખી જીંદગી લુટફાટ ચોરી ને ખુંનના અધમ પેસામાં ગુજારવાને તે મગરૂર હતો, વાસ્તે નાતાલનો લાભ લેઇ એ તરફ બી તે કાંઇ આઇતાંપર કોઇનું મારવા અથવા જે મલે તેપર હાથ મારવા ઉતરી પડયો હતો એ તો દેખઇતુંજ હતું. ત્યાં આવ્યા પછી તેણે મને હાટેલમાં આવેલો જોયો, ને લાંબે વખતે તેને જોવાના સબબે જોકે હું તેને તો ઓલખી નહીં શકયો, પણ તે મને તુરત પીછાંણી શકયો. તે પછી મારી ખચખચ ભરેલી પાકેટ જોઇ તે ઉંધી બુધ્ધીના બદમાસને વલી એક વાર મારૂં ખુંન કરવાનું સુઝયું, અને ત્યારકેડે શું થયું તે વાંચનાર જાંણે છે.

પણ એ રવેસે એક મીલકતની ખરીદી માટે પુને આવ્યા કેડે ખુદ મારા અતલગના સંબંધમાં આ જે ગમખાર બનાવો બની ગયા તેણે મારો ઉમંગ એટલો ભાજી નાંખ્યો ને મારો જીવ એવો ખાટો કરી મેલ્યો, કે હું જે કામસર ત્યાં આવ્યો હતો તે કામ પરીપુર્ણ કરવા હવે થોભ્યો નહીં. જે દીવસે ચંડાલ દીનો દારૂવાલો 'કમીટ' થયો તેજ રાતની ત્રેનમાં હું પાછો મારે મુકામે ઘણાં દલગીરી દીલે પાછો જતો રહગો, ને ત્યાં જઇ શીરીનને સઘલી બીનાથી વાકેફ કરી.

---

## પ્રકરણ ૧૯૪ મું.

### મુલાકાતો.

એક વખતે મને મારાંજ કાંઇ કામસર અમદાવાદ જવું થયું હતું, જ્યાંથી પાછો ફરતાં મને મારૂં સુમારી ગામ યાદ આવ્યું—તે ગામ કે જ્યાં હું નાધલેથી મોટો થયો હતો, અને વાહાલાં વનાનો નમાયો એકલવાયો તોબી માયાલુ પારકાંઓને ઓથે ને આસરે મેં મારી જીંદગીનો એક તબકકો પુરો કીધો હતો! એટલા વાસ્તે હું સુરત ઉતરી પડયો, ને જે મકાંનમાં હું મારી બચગીમાં રેહેવા પામ્યો હતો તે તરફ ગયો.

આહા! તે મકાંન મેં છેલ્લું મુકયું તેને વરસો ગુજરી ગયાં હતાં. મારી 'મમઇ' (?) એ તેવણુના દોસાજીનાં મરણ પછી મને આસરો આપવા ના પાડી, અને ખરશેદદારૂ હાડકું મને ગાલ્લીમાં નાંખી બજા વલસાડયાને ત્યાં લઈ જવા નીકલ્યો હતો ત્યારે તે ગરીબ ઝુપડું મેં છેલ્લું છોડયું હતું. ત્યાર પછી જ્યારે આજે હું તેજ મકાંન તરફ પાછો ફરતો હતો ત્યારે વચલા અંતરમાં વહી ગયલા એક ઉપર એક લાખ બનાવો મારાં મગજપર દબાંણ ચલાવી નીકલતા હતા!

અને તોબી એ સઘલા મોટા લાંબા અંતર છતાં તે બાજુથી હું નાહાઠો તે ફકત ગઈ કાલે બન્યું હોય એટલું મને તે સઘલું તરતનું ને તાજું લાગતું હતું! ત્યાંના રસ્તા તેજ બીસ્માર હાલતમાં હતા—ત્યાંનાં ઘર તેજ કંગાલ ઢપનાં હતાં, ને હું રહયો હતો તે મુકાંમ બી તેજ અસલ હાલહવાલી અને ખડીયાખરખર ઢપનું હજી આજે બી હતું.

ત્યાં જઇ જેને મેં મારી બચગીમાં મુફતની 'મમાઇ' તરીકે ઓલખી હતી (અને તોબી જેણે કેટલીક હદ સુધી એક માતા કે મમાઈનીજ જગ્યા રાખી હતી) તેની મેં પરપુછ કરી, ને ઘણા સંતોશ વચ્ચે મેં જાંણ્યું કે તે હજી હૈયાત હતી. એ ઉપરથી હું ઘરમાં જઇ તે દોસીને મલ્યો. તે કમરમાંથી તદન વલી ગયલી હતી, ને તોબી ગામનાં પાણીના પ્રતાપે 'ચોટયા' જેવી રેંટયો કાંતતી બેઠેલી હતી.

મને કોઇ તદન પારકો સમજી "બાપા આવો મરૂં, કોણને પુછો?" કરતી તે ઉભી થઇ, અને જ્યારે મેં પોતાને તેનાં ઘરમાં ઉધરેલા આગલા 'કાવલા' તરીકે ઓલખાવ્યો, અને પછી મારી પદવી ને પઇસા વગેરેની વાત છાજતી રવેસે તેને ટુંકમાં કહી, ત્યારે ત્યાં જે સીન થયો તેનું હું બ્યાંન કરી શકતો નથી. તે દોસીને હું તદન પારકો છતે,—વરસોનાં વરસોથી હું તેને ને તે મને તદન વીસરી ગયલી હોવા છતે, તે દોસી મારાસે વાત કરતાં ખરાં દીલથી રડી પડી—જે હરખનાં આંસુ હતાં-ને તે આગલી ગઈ ગુજરીની યાદો મારાં મનમાં તાજી થતાં મારાથી પણ રડયા વના રેવવાયું નહીં!

વાંચનાર, તું આ મારી કાંહાંણીનું પેહેલું પ્રકરણ ફરી વાંચ, ને ત્યારે આ વખતે મને અને તે દોસીને થયલી લાગણીઓનો તુંને કદાચ અભ્યાસ થશે. તે દોસીએ તેના ખાવંદનાં મોહત પછી મને ઘરમાંથી કાઢી મેલ્યો હતો તેમાં તે બચારીની કસુર જોઈએ તો કશી ન હતી, કેમકે વરનાં મોહતથી તે લાચાર થઇ પડી હતી ને મારૂં-એક તદન પારકાનું-તે ગુજરાંણ કરી શકે એવી હાલતમાં હતી નહીં. એમ છતાં વરનાં મરતાં સુધી તેણે મને પોતાનાં ઘેરમાં વગર હાંસલે ઉધારયો હતો એજ એક મોટી બક્ષેશ હતી, ને તે તેની ભલાઇઓ મને આ મુલાકાતને દરમ્યાંન આજેજ કરતી હતી.

તે દોસીએ મારી ઘણી મના છતાં ગામમાં તુરત ધુમ મચાવી દીધી. ત્યાંનાં જે અસલી લોકો મને ઓલખતાં હતાં અને હજી જીવતાં હતાં, તેમને તે ઘડી ચપકામાં તેડી લાવી, ને પછી મારી મુલાકાત માટે ત્યાંનાં જાંણીતાં અજાણ્યાં ગરીબ લોકોથી બધું ઘર ભરાઇ ગયું.

એ મુલાકાત ખરાં દીલની હતી. મોટાઓની મુલાકાતનો તેમાં ફ્રસ નહીં હતો, ને પૈસાવાલાઓની પરસપર મુલાકાતમાં જે તાજીમતવાજોનું કેટલુંક હદ બાહેર હંબગ હોય છે તે બી ન હતું. સૌની અચરતી ને ખુશાલી-દુવાઓ ને મુબારકબાદી ખરાં દીલની ને ખરાં જોસની હતી. ત્યાં ઘણાક છોકરાઓ-મારી નીશાલના ગોઠયાઓ-મેં જોયલા હતા કે જેઓ આજે મોટા માટીડા થઇને મારાપાસે આવ્યા, ને ઘણીક મેલી ઘેલી છોકરીઓ મેં મારા વખતમાં જોયલી મને યાદ હતી કે જેમને આજે હું શાંણુસોગતની માતાઓ તરીકે મુસકેલાઇએ ઓલખી શકતો હતો!

અંતે ત્યાંથી રૂખસદ લેતી વખતે ત્યાંનાં લાયક ગરીબોમાં 'ગામનું વેહેચાંણ' કરવાને એક પુરતી રકમ મેં મારાં 'મમાઇ'ને આપી, ને તે ઉપરાંત ખુદ તે દોસાં માટે હું દીલસોજીની બોંહસ સાથે એક એવી રકમ છોડી આવ્યો, કે જેથી તે દોસી જીંદગી સુધી ફરી કદી પૈસા માટે મોહતાજમંદ રહી ન હશે.

હવે જેઓ અમારાં લગન ખાઈ ગયાં હતાં તેમના તરફથી વલતી મુલાકાતનું અમને વારંવાર ચાંપીને ઇજન થયા કરતું હતું, ને તેથી જુદે જુદે ઠેકાંણે જે અમારાં પુશકલ દોસ્ત આસનાવો હતાં તેમની મુલાકાતે જવાને અને એ મસે છોકરાંઓ સાથે શેહરે-શેહેર સેહેલધાહે ફરવાને અમોએ નકકી કીધું.

એ રીતે અમારી સૌથી પેહેલી મુલાકાત કલકતાવાલા મોટા શેઠને ત્યાંની હતી. તે મોટો રોબવાલો શેઠયો મને બાહોરમત સ્ટેશનપર લેવા આવ્યો હતો, ને જે ઠાઠથી મેં મારી નોકરીની હાલત વચ્ચે ખુરશેદજી માસ્તરને દાવરના જાંહાંગીર તરીકે તે મોટા મેહેલનાં બારણાં આગલ ઉતરતાં જોયો હતો, તેજ ઠાઠ ને તેજ ધામધુમ વચ્ચે હું અને મારાં વાહાલાંઓ આજે ત્યાં ઉતરવા પામ્યાં!

એ અમારી મુલાકાતને માટે જાંહાંગીર ને પરીન બી મોટા શેઠનેજ ત્યાં આવેલાં હતાં, ને માણેક તેમજ તેની લાયકીવાલી મોહરદાર તરફનો અમો જોગો આવકાર બી તેટલોજ દીલોજાંનીનો જોસ ધરાવનાર હતો.

દુઃખ પાછલનું સુખ બેવડાં ને ચોવડાં પ્રમાણમાં મીઠું લાગે છે. જે ટેબલપર હું સેંહેંકડો વખત એક નાચીજ નોકરની દાયબાંયથી ઉભેલો તેજ ટેબલપર શેઠયાઓની સંફમાં એક શેઠયા તરીકે આસ-પાસનાંઓની બેસુમાર ખંત અને ખાતરદારી વચ્ચે આજે મારૂં બીરાજમાન થવું મને મગરૂબ કરી છગાવી મેલવા બસ હતું, પણ મેં લીલી સુકી એવાં સમતોલ પ્રમાણમાં અનુભવેલી હતી કે એ નવાં સુખ માટે તે કરીમેકારસાજની શુકરગુજારી કરવા વના મને બીજું તેમાં વધું કશું જણાયું નહીં.

મોટા શેઠને ત્યાંનાં પેહેલે દીવસનાં ખાનાંપર સઘલી જુનીજ વાતો થઇ. દાવરના જાંહાંગીરને ખાંનાપર અપમાન થયું હતું ને ચગડોલ ચાંનજીકાકાએ "નથી કેહતો," "નથી કેહતો," કરી ફરીને બોલાઇમાં જે ભાંગરા વાટયા હતા તે સઘલાંની ધુમ હસાહસ વચ્ચે

યાદ લેવાઈ, અને એ ગમતમાં મેં જોયું કે માંણેકે બી તેટલોજ ખુશી ભરેલો ભાગ લીધો.

આજનાં ખાંનાંપર બી ચાંનજીકાકા હતા, અને આજે બી તેવણ અસલના જેવાજ બોલ્યા, અસીલ, ભોલા ને રમુજી હતા. ખરેખર મેં મોટા શેઠને ખાત્રી આપી કે ચાંનજીકાકા તેઓને ઘેરનાં એક રમકડાં હતા, કેમકે આજે બી તેઓ પોતાની પંચોપાખ્યાન ને સાહાનામાની વાતો ને કાંહાંણી કીસ્સાઓ વીસરી શકયા ન હતા.

શીરીનને તો તે દોસાજીની એકાદ આખી વાત સાંભલવાને ઘણીજ ગમી, ને તેથી પંચોપાખ્યાંનમાંની મકન સોની ને હીરાં પોપટની વાત દોસાજીએ ચમચાકાંટાની અપ્રારજીક ને રકાબીઓનાં ખુરદાની તાલીઓ વચ્ચે શરૂ કીધી બી ખરી, પણ જરાક આગલ ચાલ્યા નહીં એટલામાં સરેસ્તાની અદાથી તેવણ હુટી ગયા, ને તેવણનું ગાડું ગબરતું અટકી પડયું, એટલે તેવણની તે સઘલી ગમતો અતરે ઉતારવાના આપણે અખાડા કરી જઇશું.

મોટા શેઠના છોકરાઓ ફરાંમ ને દારાબ આજે તો લગભગ મોટા માતીડા થયા હતા, અને તેઓ બી દાવરના જાંહાંગીર જેવા એક સૌથી લાયક માસ્તરને હાથ કેલવાયલા હોવાથી લાયકીવાલા જવાંનો નીવડયા હતા. મારી ને શીરીનની આગતાસ્વાગતામાં તેઓ ઓછા ન હતા, ને ફરાંમ તો જરા જરામાં હસીને શીરીનને યાદ આપતો કે "કાવસજી શેઠે મને ડુબી મરતાં બચાવેલો છે એટલે તમારી ખાતરદારી કરવાને હું તો એવડી અગત ને પાક ફરજથી બંધાયલો છું."

અમો મોટા શેઠને ત્યાં દસ દીવસ સુધી પાદશાહી પરોણાગત ને આગતાસ્વાગતા વચ્ચે રહયાં, ને ત્યાર પછી મુશકેલાઇએ મોટા શેઠની રજા મેલવી અમોએ રજા લીધી.

પણ અમારી એટલી પરોણાગતથી દાવરના જાંહાંગીર ને ખુબસુરત પરીનનો જીવ ધરાયો ન હતો. તેઓએ જીદ લીધી કે મેં એક નોકર તરીકેના મારા વખતમાં તેઓ પ્રત્યે બજાવેલી એમુલ સેવાઓનાં હેસાંનમાં તેઓ કશું કરી શકયાંજ નથી, વાસ્તે એક નીરજીવ અવેજ તરીકે મારે તેમનાં પોતાનાં મકાંનની ખાતરદારી બી બાહાલ રાખી તેમને માન આપવું, અને એવાં એક મોહબતમય ઇજનનો અનાદર નહીં કરવાને શીરીને મને ભલાંમણ કરવાથી

તેવીજ ધામધુમ વચ્ચે એક બીજા આંઠ દીવસ દાવરના જાંહાંગીના મેહેલ જેવા બંગલામાં અમોએ ગુજારયા.

એજ રીતે મારા સઘલા જાણીતાં દોસ્તોનાં કુટુંબોમાં, અને છેલ્લે મારા માંનીતા મીત્ર મીનોચેહેરને ત્યાં તેમજ રહયા સહયા ગરીબરા બરજોરજી કોચમેનને ત્યાં બી અમોએ ધાંમો નાંખ્યો, ને જુદે જુદે દેશ ને દોસ્તો વચ્ચે ફરી હરીને અમો લગભગ છ મહીને અમારાં મુકાંમપર છોકરાંઓ સાથે હસી ખુશી વચ્ચે પાછાં ફરયાં.

---

## પ્રકરણ ૧૯૫ મું.

### સુખી સેવટ.

હયાં મારી કાંહાંણીનું સુખી સેવટ આવેછે. મારૂં ઘેર સુખ સલાહ ને શાંતીનું મુબારક મુકામ છે. તે બે વાજતાં ગુંગરાઓથી ગાજે છે, ને તેમાં એક મેં કહયું તેમ બેટો ને બીજી બેટી છે. મારી દલદેશરીઓ, મારા હાદેશાઓ, મારાં સંકટો, મારી સફર, મારી રખડ અને મારી ભટકો પછીની આ સુખભરી શાંતી તે સઘલાં આગલાં કમનસીબ તોફાંણોનો જોઇએ તે કરતાં વધુ અવેજ વાલી આપે છે!

મારી વારતામાં મુખ્ય દેખાવ કરેલાં સર્વે આસામીઓની કારકીરદીનાં સુખી કે દુ:ખી સેવટના સંબધંમાં જરૂરજોગા ખુલાસાઓ હું આપી ચુકયો છું, એટલે તે વીશે પણ વધુ કશું બોલવાનું રહયું નથી—ફકત એટલુંજ કે શીરીનીનાં લાયકીવાલાં માતા રૂપાંબાઇ હજી જીવેછે, ને તેઓની બુજોર્ગી મારાં ઘેરને શોભાવે છે.

દીના દારૂવાલાનો અંત જેમ થવું જોઇએ તેમ ફાંસીના માચરાપર આવ્યો, કે જ્યારે સોહલુ દમણયો પોતાની પાપી કારકીરદી પછી બંદીખાનાંમાંજ પુરો થઇ રહયો.

* * * *

અને ત્યારે હવે, પ્રીય વાંચનાર! હું મારી તમામ થાકેલી પેન બાજુ મુકી તુંથી રૂખસદ ચાહવાની રજા લઉં છું. "કાવલાની કાંહાંણી"એ છેલ્લા ચાર પાંચ વરસના અર-

સામાં શોકીન ગુજરાતી વાંચનારાંઓ વચ્ચે પુશકલ પ્રીતી અને પસંદગીનો એક મસ મોટો ધોંધાટ મચાવ્યો છે, અને તેની વખાંણ અને સીફારસમાં જાહેર અને ખાંનગી પુશકલ લખાયું અને ઘણું બોલાયું છે. એ કાંહાંણી અવલ "ફુરસદ" ચોપાન્યાંની કટારોમાં અને છેલ્લે છુટા ભાગોમાં ચોપડીને આકારે તેનાં માનીતાં વાંચનારાંઓને સપુરદ કરવામાં આવી છે, અને એ મારી અતી લંબાણ વારતા અવલથી આખર સુધી એકજ ઉમંગ અને એકજ રસ તેનાં હજારો વાંચનારાંઓ વચ્ચે સાચવી રાખવાને નસીબવાંન નીવડી છે. ગુજરાતી સાહીત્યમાં વારતાઓનો કશો તોટો નથી—સારી નરસી વારતાઓ ઢગલે ઢગલે લખાય છે ને છપાય છે, પણ તે સર્વમાં જે થોડી ખરેખરી ગમત સાથ ગ્નાન આપનારી અને નીતીની બાબદમાં તમામ નીશકલંક ગણાઇ શકાય એવી હોય છે તે હરોલમાં મારી કાંહાંણી નામ ધરાવનાર એક અવાજે જાહેર થઇ છે એ વલી મારો પરમ સંતોશ છે.

મારી કાંહાંણીમાં (જેમ દરેક રૂડી વારતાઓમાં અવશ્ય થવું ઘટે છે તેમ) નેકી બદીનાં બે જુદાં જુદાં ચીત્રો આપી તેમના સ્વભાવીક પરીણાંમો બતાવાને મેં મેહેનત કરી છે, અને વલી તેમ કરતાં નીતીનો અંકુશ જલવાય તેની તપાસ રાખવાને મેં પુશકલ કાલજી કરી છે, એટલે મારી આ લંબાણ વારતામાંથી એક બી અમર્યાદશીલ વીચાર કે વાકય વાંચનારને મલશે નહીં. દુન્યા બંને જાતીનાં સારાં માઠાં આસામીઓથી ભરેલી છે, ને વારતાઓમાં ગમત સાથ ગ્નાન ને રમુજ સાથ ચાનક આપવાનો તરીકો જાલવવા તેવાંઓની કરણી ને તેનાં પરીણામો એક આયના પેઠે ખચ્ચીત કરી રજુ થવાં જોઇએ એવું મારૂં મત છે. તેમ કરવાની મેં મારી કાંહાંણીમાં કોશેશ કરી છે, ને તેમાં હું ફાવ્યો છું એમ જે મારાં સેહેંકડોબધ વાંચનારાંઓ તરફથી મને સેંહેંકડોબંધ વખત વગર માંગવે ખાત્રીઓ અને સરટીફીકેટો આપવામાં આવી છે તે પ્રત્યે મારૂં હેસાંન જણાવી અતરે હું રૂખસદ ચાહું છુ."

---

**સમાપ્ત.**

---

# "કાવલાની કાંહાંણી" નાં આગલથી ગ્રાહક થનારાં બાંનુઓ અને ગ્રહસ્થોનાં નામની યાદી.

| | |
|---|---|
| ૧૦ | ધી હાનરેબલ સર દીનશાહ માંણેકજી પીટીટ, નાઇટ. |
| ૨ | સર મંગલદાસ નથુભાઈ, નાઇટ, સી. એસ. આઇ. |
| ૫ | શેઠ નસરવાંનજી માંણેકજી પીટીટ. |
| ૩ | ,, ફ્રરાંમજી નોસરવાનજી પટેલ. |
| ૨ | ,, સોહરાબજી સાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. |
| ૧ | દાકટર દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી. |
| ૫ | હીઝ એકસેલેનસી ધી મીનીસ્ટર આફ હાઈદરાબાદ. |
| ૨ | શેઠ સોહરાબજી ફ્રરાંમજી પટેલ. |
| ૫ | ,, નસરવાંનજી જાંહાંગીર વાડયા. |
| ૨ | ખાનબાહાદુર સરદાર પદમજી પેસતનજી. |
| ૧ | શેઠ ફ્રરાંમજી દીનશાજી પીટીટ. |
| ૨ | ,, જાંહાંગીર કાવસજી જાંહાંગીર. |
| ૨ | ,, જાલભાઇ અરદેસર શેઠ. |
| ૧ | ,, દોસાભાઈ ફ્રરાંમજી કરાકા. |
| ૨ | ,, નાહનાભાઇ બેહેરાંમજી જીજીભાઇ. |
| ૧ | ,, બેહેરાંમજી નસરવાનજી શીરવાઈ. |
| ૨ | માહારાણા કુમાર શ્રી મોહનદેવજી. |
| ૨ | કુમાર શ્રી વિજયદેવજી આરોગ્ય મોહનદેવજી. |
| ૨ | કુમાર શ્રી કરણસિંહજી માણસિંહજી. |
| ૨ | માહાનત શ્રી ગજરાજગર ઇશ્વરગર. |
| ૧ | ખાનબાહાદુર કાજી સાહબુદીન, સી. આઈ. ઈ. |
| ૧ | શેઠ વરજીવનદાસ માધવદાસ. |
| ૧ | ,, ઠાકરશી મુલજી. |
| ૧ | ,, લખમીદાસ ખીમજી. |

૧ શેઠ નસરવાંનજી બેહેરાંમજી.
૧ ,, અરદેશર ફરાંમજી મુસ.
૧ ,, કાવસજી દીનસાહ એદનવાલા.
૨ ,, દોરાબજી દીનસાહ એદનવાલા.
૧ ,, પેસતનજી દીનસાહ એદનવાલા.
૨ ,, નુરમહમદ જેરાજભાઇ પીરભાઇ.
૧ ,, મુલજીભાઈ જીવરાજ.
૧ ,, મનચેરજી નવરોજજી બનાજી.
૧ ,, હોરમજજી શાપુરજી.
૧ ,, હોરમજજી મનચેરજી ચીજગર.
૧ ,, પીરોજશાહા માંણેકજી કાકા.
૨ ,, દીનશાહ એદલજી વાચ્છા.
૧ ,, ખરસેદજી એદલજી વાચ્છા.
૧ ,, ફરદુનજી જમશેદજી.
૧ ,, સોહોરાબજી નવરોજજી કુપર.
૧ ,, અરદેશર જહાંગીર વાડીયા.
૧ ,, સાપુરજી રતનજી શેઠના.
૧ ,, અરદેશર બેજનજી સુરતી.
૧ ,, એદલજી રૂસતમજી રીપોરટર.
૧ ,, જીવાજી સાપુરજી ધનજીભાઇ.
૧ ,, જમશેદજી ખરસેદજી પાંઉવાલા.
૧ ,, એદલજી બહમનજી મારીસ.
૧ ,, રૂપસીંગ મથુરાંદાસ લવજી.
૧ ,, સોહોરાબજી બેજનજી વકીલ.
૨ ,, ભગવાનદાસ જેઠાભાઈ.
૧ ,, અરદેશ ડોસાભાઈ મુનશી.
૧ ,, નવરોજજી માંણેકજી શેઠ.
૧ ,, ખરસેદજી માંણેકજી શેઠ.
૧ બાઇ ( મરહુમ ) ધનબાઇ બેજનજી બક્ષી.
૧ ,, કુંવરબાઇ બેહેરાંમજી લામ.
૧ ,, માહાબાંનુ જમશેદજી તેહેસીલદાર.
૧ ,, જીજુબાઇ બેહેરાંમજી તાલુકદાર.

૧ બાઈ (મીસ) ગુલબાંનું એદલજી પારખ.
૧ ,, (મીસીસ) દોરાબજી હોરમસજી થાંનેવાલા.
૧ ,, આવાંબાઇ દોસાભાઇ બ૦ મીસ્ત્રી.
૧ ,, પીરોજબાઇ દોસાભાઇ બ૦ મીસ્ત્રી.
૧ ,, (મીસીસ) ગુસ્તાદજી બીખાજી.
૧ દાકટર ઇશમાઇલ જાનમહમદ.
૧ ,, અરદેશર જમશેદજી.
૧ ,, બરજોરજી બેહેરાંમજી.
૧ ,, રામલાલ લલુભાઇ.
૧ ,, દોસાભાઈ બેજનજી-
૧ શેઠ ફરાંમજી હો૦ બ૦ શેઠ.
૧ ,, રતનજી ખરસેદજી વાડયા.
૧ ,, ફરદુનજી મેહેરવાનજી બનાજી.
૧ ,, જીજીભાઇ જાંહાંગીર લામ.
૧ ,, કરીમ નેણસી.
૧ ,, દારાશાહ સોહરાબજી તારાપોરવાલા.
૨ ,, સાપુરજી નસરવાંનજી ભેદવાર.
૧ ,, ફરાંમજી તેમુલજી મીરજાં.
૧ ,, ફરાંમજી સોહોરાબજી ભરૂચા
૧ ,, નવરોજજી કેકોબાદજી મોદી.
૧ ,, દારાશાહ દોસાભાઈ.
૧ ,, દારાશાહ બહમનજી.
૧ ,, પીરોજશાહ કાવસજી ગાંધી.
૨ ,, બેરામજી પેસતનજી ભરડા.
૧ ,, પેસતનજી ફરાંમજી તલાટી.
૧ ,, મેહરવાંનજી કાવસજી કુપર.
૧ ,, ખરશેદજી નવરોજી પાવરી.
૧ ,, નવરોજજી નસરવાંનજી પોંહચાજી.
૧ ,, રતનજી ફરાંમજી વાચ્છા.
૧ ,, ઉકરજી ફકીરજી પ્લીડર.
૧ ,, અરદેશર પેસતનજી જાળી.
૧ ,, બેહરાંમજી કુવરજી દોટીવાલા.

૧ શેઠ નશરવાંનજી શાપુરજી માણેકશાહ.
૧ ,, મેરવાનજી મનચેહરજી રાજકોટવાલા.
૧ ,, ફરાંમરોજ દોરાબજી હોમજી.
૧ ,, ફરાંમજી બેજનજી લીલાંઉવાલા.
૧ ,, જીજીભાઇ હોરમસજી કુંડી.
૧ ,, દીપચંદ માંણેકચંદ.
૧ ,, ઈસમાલજી ઇસુભાઇ કનથવાલા.
૧ ,, દાદાભાઇ જમશેદજી મીસતરી.
૧ ,, ધનજીભાઇ બાપુજી દાદીબરજોર.
૧ ,, એદલજી રૂસતમજી મોદી.
૧ ,, પાહલનજી ભીખાજી બાંમબોટવાલા.
૧ ,, બહમનજી ખરશેદજી પંથકી.
૧ ,, દોસાભાઇ બરજોરજી મીસ્ત્રી.
૧ ,, કુંવરજી કાવસજી દુબાશ.
૧ ,, મેરવાંનજી અરદેસર ચીનાઇ.
૧ મેસર્સ બી૦ દીનસાહની કું૦.
૧ ,, કરસનદાસ પદમસીની કું૦.
૧ શેઠ પેસતનજી ભીખાજી બાલાપોરીયા
૧ ,, બહમનજી એદલજી કાશીનાથ.
૧ ,, કાવસજી મેરવાનજી દાદાભાઇ.
૧ ,, જમશેદજી માંણેકજી કરાંણી.
૧ ,, સોરાબજી દોસાભાઇ દલાલ.
૧ ,, એદલજી અસ્પંદીયારજી મીઠાઇવાલા.
૧ ,, બહમનશાહ નવરોજી પેઆચ.
૧ ,, બેહેરાંમજી દીનશાહ કરાંણી.
૧ ,, રૂસતમજી બેહેરાંમજી સરાફ.
૧ ,, મહમદઅલી વલીભાઇ ખાંનભાઇ.
૧ ,, પેસતનજી નવરોજજી કાપડયા.
૧ ,, પીરોશાહ કાવસજી માવજી.
૧ ,, નવરોજી ખરશેદજી પોસ્ટવાલા.
૧ ,, વજેશંકર ગવરીશંકર.
૧ ,, હોરમસજી શેહેરીયારજી ભરૂચા.

૧ શેઠ ગોકલદાસ મનજી.
૧ „ દાદાભાઇ હોરમજી બીલીમોરીયા.
૧ „ પેસતનજી એદલજી શરાફ.
૧ „ રૂસતમજી ખરસેદજી પટેલ.
૧ „ સોહોરાબજી મંનચેરજી ડાકટર.
૧ „ દોસાભાઇ ખરસેદજી દારોગા.
૧ „ ભીખાજી નાનાભાઇ ઇજનેર.
૧ „ નસરવાનજી દોરાબજી આદરીયાંનવાલા.
૧ „ બાપુજી પેસતનજી મઉ.
૧ „ બરજોરજી કાવસજી દુબાસ.
૧ „ નગીનભાઇ ખુબચંદ.
૧ „ હોરમસજી માંણેકજી.
૧ „ ડોસાભાઇ ફરાંમજી લંગરાના.
૧ „ રૂસ્તમજી અરદેશર કુપર.
૧ „ બે૦ રૂ૦ મીસતરી.
૧ „ સાવકશાહ અરદેશર ટ્રેઝરર.
૧ „ નાહાનાભાઇ જમસેદજી દારૂવાલા.
૨ „ એક ઘરાક.
૧ „ દોરાબજી પેરતનજી.
૧ „ બાપુજી જમશેદજી નાજર.
૧ „ મેરવાંનજી મંનચેરજી કરંજયા.
૧ „ નવરોજી નશરવાંનજી.
૧ „ અરદેશર નશરવાનજી જીનવાલા.
૧ વકીલ બેચરલાલ કાશીરાંમ.
૧ શેઠ હોરમસજી રૂસ્તમજી દસ્તુર.
૧ „ ડી૦ એચ૦ દસ્તુર.
૧ „ કાવસજી હીરજીભાઇ માંલેગામવાલા.
૧ „ મેરવાંનજી નાનાભાઇ મેહેતા.
૧ „ પ્રાણુલાલ ટી૦ ચોકસી.
૧ „ બી૦ એન૦ ધરમપોર.
૧ „ દયાશંકર સામજી.
૧ „ શાપુરજી બી૦ કપટાંન.

૧ શેઠ દીનશાહ ભીખાજી બાંમજી.
૧ ,, રૂસ્તમજી આદરજી અમીન.
૧ ,, ભગવાનદાસ દુલભદાસ પારખ.
૧ ,, અરદેશર દાદાભાઈ પોંહોચા.
૧ ,, ફરદુનજી બેજનજી ચલ્લા.
૧ ,, હરખચંદ પ્રેમજી દલાલ.
૧ ,, બેરાંમજી બરજોરજી ઈજનેર.
૧ ,, જમશેદજી ધનજીભાઇ ઇજનેર.
૧ ,, ધીરજરાંમ ઉદેયરામ સોરેસ્તદાર.
૧ ,, હીરજીભાઇ એદલજી તારાપોરવાલા.
૧ ,, દાદાભાઇ માંણેકજી ખોરી.
૧ ,, અલાદીન માવજીભાઇ.
૧ ,, ભીખાજી નાનાભાઇ ઇજનેર.
૧ ,, ગુલામહુશેન આજેમ ધુપલી.
૧ ,, નરસીદાસ કરસનદાસ.
૧ ,, કુંવરજી દારાશાહ ડેપ્યુટી.
૧ ,, એચ. એમ. મેહેતા.
૧ ,, ખુરશેદજી સોહોરાબજી.
૧ ,, દીનશાહ એદલજી સાહજીનપોરવાલા.
૧ ,, આત્મારામ નારણજી ત્રીવેદી.
૧ ,, અરદેશર જેસંગજી તારાપોરવાલા.
૧ ,, વીરજી ભાંણજી કંટરાકટર.
૧ ,, નસરવાંનજી એદલજી બેંકવાલા.
૧ ,, ઈસ્માયલ ઈભરામહી નાખુદા.
૧ ,, વીકાજી દીનશાહ.
૧૦ સરકયુલેટીંગ લાયબ્રેરી.
૧ મુલજીભાઇ જીવરાજ લાયબ્રેરી.
૧ નેટીવ જેનરલ લાયબ્રેરી.
૧ ઉડવાડા નેટીવ જેનરલ લાઇબ્રેરી.
૧ શેઠ ઇસપ ઇસમાઇલ હાંસી.
૧ ,, ઇસુફ ગુલાંમ મીતર.
૧ ,, ફરાંમજી મનચેરજી બરડા.
૧ ,, નાદરશાહ નવરોજજી કાબરાજી.

---

## મી૦ બહુમનજી નવરોજજી કાબરાજીની રચેલી વારતાની ચોપડીઓની સીફારસમાં વાંચનારાં બાંનુઓ અને ગ્રહસ્થો તરફથી અવારનવાર વગર માંગવે લખાઇ આવેલાં સંખ્યાબંધ મતો માંહેલાં થોડાંકનાં ઉતારા:—

---

(ઉડવાડાથી) શેઠ બેહેરાંમજી પેસતનજી ભરડા લખે છે:—

"તમારી રચેલી કાવલાની કાંહાંણીનો ૧ લો ભાગ મેં ને મારાં કુટુંબે ઘણા હરખથી વાંચ્યો છે, ને ગુજરાતીમાં ઉંચા પ્રકારાની વારતાઓ વાંચવાના મારા સોખને લીધે તમારી અસરકારક ને તદન નીતીમાન વારતાઓથી મને ભારે સંતોશ થાય છે એમ જણાવતાં હરખ ઉપજે છે."

**વલી એજ ગ્રહસ્થ** લખે છે:—

"તમારી રચેલી દરેક ચોપડી હું ખરીદવાને ખુશી થાઉં છું. તમારી ચાલાક કલમ દેશી નાવેલોની ખુટ પુરી પાડે છે, ને બીજા ઘણા મને મલતા થશે કે એ તમારી ભલી કોશેશનાં પરીણામમાં તમારી ગુજરાતી નાવેલોનો મોટો ઢગ બનાવામાં આવે. "કાવલાની કાંહાંણી"નાં વાંચનારાંઓએ થોડા પઈસામાં ખચ્ચીત ઘણું મેલવ્યુંછે. ખુદા તમારી કલમને એવોજ જશ આપો!"

(સીકંદરાબાદથી) શેઠ **અલાદીન માવજીભાઇ** લખે છે:—

"તમારી કાવલાની કાંહાંણીએ તો અજબજ ઉસકેરણી ફેલાવી છે. શું કાબરાજી ખાનદાંનમાં અસરકારક લખાંણ કરવાનું ઓધે ઉતરેલું છે? તમારી "કાવલાની કાંહાંણી"એ સીદ્ધ કરી આપ્યું છે કે તમારૂં લખાંણ ઘણુંજ રસીક, છટાદાર અને અસરકારક છે."

(લીમડીથી) શેઠ **જગનનાથ ફરસનજી** લખે છે:—

"કાવલાની કાંહાંણી" મેં ઘણીજ પ્રીતથી વાંચી છે. 'દેલજંગ દલેર' આપે પ્રસિદ્ધ કરેલી તેની એક પ્રત મારા પાસ છે,

અને આવી રીતનાં આપની કાબેલ કલમથી લખાયલાં પુસ્તકો મારા કબાટમાં ભેગાં કરી રાખવા, ને તે એક નહીં પણ અનેક વખત વાંચવા હું મોજ લઉછું. 'દેલજંગ દલેર' મેં દસથી વધારે વખત વાંચી છે—એટલી બધી તે નીતી સાથે ચાનક આપનારી છે, ને તેથી સેંહેકડો ઘણી વધારે સરસ 'કાવલાની કાંહાંણી' છે, તો એવાં મુલ્યવાંન પુસ્તકો ખરીદવા કોણ ના પાડે તે હું સમજી શકતો નથી."

(રાજકોટથી) **શેઠ નવરોજજી નસરવાંનજી** લખે છેઃ—

"આપની દેલજંગ દલેરની કીતાબ અતીસે રસીલી છે, ને તે વાંચવાથી એવી તો અસર થઇ કે જ્યાંસુધી પુરી કીધી નહીં ત્યાંસુધી ખાંનું ખાવા કે આરામ લેવા ચેન પડયું નહીં."

**વલી એજ ગ્રહુસ્થ** લખે છેઃ—

"સિપાહ બચ્ચાની સજનની આપની અમુલ્ય કલમથી લખાયલી ઘણીજ રંગીન એબારતથી સણગારેલી છે, અને તે વાંચતાં અતીસે હરખ ઉતપન થાય છે. આપ એમ સમજશો નહીં કે હું આપની ખોટી તારીફ કરૂં છું, પણ મજકુર કીતાબ જો દીલ લગાડીને વાંચવામાં આવશે તો તેનું ઝવેર મોટાં કીરણોથી પ્રકાશી રેહશે."

(મહુવાથી) **શેઠ નરોતમદાસ માલજી** લખે છેઃ—

"આપની કાવલાની કાંહાંણીમાં ખુદ વારતાનો નાયક ને તેને લગતાં પાત્રો સુંદર શીરીન વગેરે એટલાં ને એવાં સભ્યતા, સત્યતા ને ધીરજવાલા ચીતારયાં છે કે તે વારતા વાંચવા માટે દર મહીનાની શરૂઆતે તમારાં "ફુરસદ" ચોપાંન્યાં ઉપર મહુવામાં વાંચનારાંઓની ગોયા ધાડ પડે છે. 'સિપાહ બચ્ચાની સજની' તો શું મગર 'દેલજંગ દલેર' કરતાં બી આ વારતા સરવે તરેહથી જોઈએ એટલા રસ સાથની હોવાથી હયાંનાં વીદ્વાન મંડલમાં ઘણું ઉંચું મત ધરાવે છે, ને તેનું આપને ઘણું માન ઘટે છે."

( તારાપોરથી ) **શેઠ દાદી એદલજી તારાપોરવાલા** લખે છેઃ—

"કાવલાની કાંહાંણીને માટે હું મારો જેટલો સંતોષ જાહેર કરૂં એટલો થોડો છે. જો તમારૂં 'ફુરસદ' ચોપાન્યું ગુજરાતી વાંચ-

નારાંઓનું વધુ ધ્યાંન ખેચતું હોય તો તેનું માન તમો સાહેબની દીલપસંદ ને રમુજી વારતાને ઘટે છે; પણ તોબી તમારી આગલી ઉમદા વારતાઓમાં આ વારતાને પેહેલો નંબર ઘટે છે; કારણ કે તેનાં દીલપસંદ પાત્રો, મનહરણ દેખાવો, અને રસભરેલી છતાદાર ભાષા તેનાં વાંચનારાઓને પોતા તરફ કાંઈ અજબ આકર્ષણ કરે છે. મને જણાવવાને કશી આંચકી લાગતી નથી કે જેવી 'સ્ત્રી બોધ'ની દુખ્યારી બચુ, અને 'ગુમાસ્તાની ગુલી' એ તેનાં વાંચનારાંઓમાં એક જાતનું ખુદરતી ખેચાંણ ઉપજાવ્યું હતું તેવીજ રીતનું આ તમારી વારતાએ પણ બજાવ્યું છે. એક ચંચલ જેહેનનો ચાલાક ચાકરયો અવલોકન કરવાની પોતાની સ્તુતીપાત્ર કોશેશમાં પારસી સંસારને લગતા જે ખરા અને વાસ્તવીક પાઠો આપે છે તે જેટલા રમુજી તેટલાંજ ધ્યાંન ખેંચનારા, અસરકારક તેટલાજ નીતીમાન અને ચાનક આપનારા તેટલાજ હરખે વાંચવા ઉસ્કેરે એવા છે."

**( જોધપુરથી ) શેઠ અરદેશર પેસતનજી જાલ** લખે છે:—

"કાવલાની કાંહાંણી ઘણીજ રસીલી કીતાબ છે. મારી નાકેશ સમજ મુજબ વાંચનારે હંમેશાં લખનારનાં હેસાંનમાં રેહવું જોઇએ, કારણ લખનાર ઘણી પોતાની અથાગ મેહનત અથવા ખરચે હાંસલ કીધેલા અભ્યાસનો લાભ વાંચનારાંઓને લગભગ મુફત આપે છે; પણ ખાશ કરી આપ જેવા એક કાબેલ હર દીલપસંદ રંગીન એબારતના લખનારનાં અસરકારક, નીતીથી ભરપુર હોવા છતાં બી રસીલાં અને કીમતી લખાંણો ગુજરાતી વાંચનારી આલમને કેટલો મોટો લાભ કરે છે અને તેઓની ઘેર બેઠાં દુરદરાજ જંગલમાં પણ કેવી સરસ સેવા બજાવે છે તે માટે તો દરેક વાંચનારે શુકરગુજારી થવું જોઇએ, અને મારી તરફની એ શુકરગુજારી તરીકે આપને આપનાં શુભ કામમાં પુરો ઉમંગ ને તમામ ફતેહ ઇચ્છું છું."

**( મુંબઈથી ) શેઠ એદલજી રૂસતમજી મોદી** લખે છે:—

"*Kavla-ni-Kahani*" is a book worth keeping in every family, and highly creditable to the Author."

(મુંબઈથી) **શેઠ બેજનજી અરદેશર દુબાસ** લખે છે:—

"કાવલાની કાંહાંણી" મને ઘણીજ પસંદ થઇ પડી છે. એ વારતા કુટુંબોમાં વાંચવા લાયકને પ્યચ્ચીત ચાનક આપનારી છે.

(મહુવાથી) **શેઠ ભગવાંનદાસ દુલ્લભદાસ** લખે છે:—

"મારાં મતે તો કાવલાની કાંહાંણીની વારતા બીજી બધી વારતાઓ કરતાં ઉમદા છે. આ વારતા આપની કાબેલ કલમથી કાંઇ જુદોજ રંગ ભજલે છે. 'દેલજંગ દલેર'ની વારતાએ હદ વાલી દીધી હતી, પણ તેવીજ—અતે કહીએ તો ચાલે કે તેથી પણ ઉત્તમ આ વારતા છે. 'દેલજંગ દલેર'માં પુર જુસ્સોજ પ્રકાશી રહયો છે, અને કાવલાની કાંહાંણીમાં જોકે રજલવું વધારે છે તોપણ તે રજલતાં રજલતાં તેની નીતી, સલુકાઇ ગંભીરાઇ અને અનેક જાતની જીની જીની ખુબીઓ સાંમે કોઈ પણ હરીફાઇ કરી શકશે નહીં. હું ઈચ્છુ છું જે તમારા હાથથી એવી ને એવી વારતાઓ સદા લખાઓ, અને ઈશ્વર પાસે બી મારી એજ પ્રાર્થના છે. 'કાવલાની કાંહાંણી'એ ખરેખર સર્વેની આંખમાં સજડ તેજી ફેંકી છે."

(નાંદેરથી) **બાઇ જીલુબાઇ બેહેરાંમજી તાલુકદાર** લખેછે:—

"તમારી કાવલાની કાંહાંણી" ઘણીજ રસીલી તેમજ બોધ અને ચાનક આપનારી છે. આ જોગવાઈએ હું મારી ખરી ફરજ સમજી લખું છું કે જો દરેક માસીકોમાં તમારાં 'ફુરસદ'ની પેઠે બોધ આપવા લાયક વારતાઓ આવે તો બચરવાલોમાં તે ઘણીજ ઉપ્યોગી થઈ પડે. 'કાવલાની કાંહાંણી' અમે વાંચી છે, તે જોતાં તમો ભાઈજીએ ઘણીજ સારી રીતે છાપી લોકોને બોધ આપ્યો છે."

(કલકતાથી) **શેઠ અસપંદીયારજી જમસેદજી વાડયા** લખે છે:—

"શેઠ, તમોને ઘણી સાબાસી ઘટે છે કે 'દેલજંગ દલેર' ને 'સિપાહ બચ્ચાની સજની' એ બેઉ તમારી વારતાઓ નેકી બદીનો અચ્છો ચીતાર એક આયનાની માફક ધરાવે છે. એક કરતાં એક સરસ છે. વલી ગુજરાતી જબાંન જેને પારસીઓ અધુરી સમજે છે તેમાં સરલ સમજ પડે ને ટાહેલું નહીં લાગે તેમ છટાદાર લખાંણુ કરવાનું જે અઘરૂં કામ છે તેને તમોએ પુરેપુરો ઇનસાફ આપ્યો છે, જેને માટે તમોને માન ઘટે છે. હું ધારૂં છું

જે બાનુંઓને એ તમારી કેતાબોથી જરૂર વાકેફ થવું સજાવાર છે, કેમકે વફાદારીથી ફાયદા શું શું છે, પાકદામાંનીની શી શી ફત્તેહ અને કીર્તી છે તે સઘલું એ તમારી ચોપડીઓમાંથી શીખી શકાય છે."

(કુંડલાથી) **શેઠ મણીલાલ મોહનલાલ** લખે છે:—

"આપની 'કાવલાની કાંહાંણી' મને તથા અત્રેના મારા બીજા ફ્રેંડોને ઘણીજ ગમી ગઈ છે. એ વારતા સર્વ રીતે મનને આનંદ આપનારી છે. એ માટે આપને હું ધન્યવાદ આપું છું.

(મુંબઈથી) **શેઠ જમશેદજી ખરસેદજી પાંઉવાલા** લખે છે:—

"જણાવવાને મારે ખુશી ઉપજે છે કે તમારી વારતા (ધીરજનું ધન) મેં એકજ દહાડામાં પુરી કરી નાખી છે એવી તે તમારી આગલી વારતાઓનાં જેવીજ રસીલી છે."

(ભોપાલથી) **એરચશાહ બેજનજી ડ્રાઇવર** લખે છે:—

"તમારી દરેક ચોપડીઓ ખરેજ વાંચવા લાયક છે."

(મુંબઈથી) **શેઠ કુવરજી કાવશજી દુબાસ** લખે છે:—

"તમારી સઘલી વારતાઓ અત્યંત રસીલી છે."

(સીધપુરથી) **શેઠ ધીરજરાંમ ઉમેદરાંમ સીરેસ્તેદાર** લખે છે:-

"તમારી કાવલાની કાંહાંણી ઘણીજ રસીક ને નીતીમાન વારતા છે."

(મુંબઈથીશે) **મરહુમ ઠ જમશેદજી નસરવાંનજી પીટીટ** લખે છે:-

"તમારી કાવલાની કાંહાંણી વાંચવા લાયક છે."

(કલાડગીથી) **શેઠ હીરજીભાઈ એદલજી તારાપોરવાલા** લખે છે:-

"કાવલાની કાંહાંણીનો ૧ લો ભાગ એટલો રસીલો છે કે ૨ જો ભાગ જલદીથી વાંચવાની અત્યંત ખાહેશ થઇ છે."

(કારતકીથી) **શેઠ રૂસતમજી આદરજી અમીન** લખે છે:—

"કાવલાની કાંહાંણીનો પેહેલો ભાગ ઘણોજ રસીલો અને નીતીમાન છે."

(મુંબઇથી) **શેઠ દોરાબજી દીનશાહ એડનવાલા** લખે છે:—

"તમારી કાવલાની કાંહાંણી ઘણીજ રસીલી વારતા છે."

(મુંબઇથી) **શેઠ મેહેરવાંનજી કાવસજી કોપર** લખે છેઃ—

"તમારી વારતા મને તથા મારાં બેસીઓને અતીશય પસંદ પડી છે."

(મુંબઈથી) **શેઠ દીપચંદ માણેકચંદ** લખે છેઃ—

"તમારી કાવલાની કાંહાંણી બહુ તારીફ લાયક છે."

(મુંબઇથી) **શેઠ બહુમનશાહ નવરોજી પેઆચ** લખે છેઃ—

"તમારી વખણાયલી વારતાઓ ઘણીજ દીલખુશ છે."

(કલકતાથી) **શેઠ હરખચંદ પ્રેમજી દલાલ** લખે છે;—

"તમારી કાવલાની કાંહાંણી તમારી આગલી રસીલી વારતાઓને બી વીસરાવે છે."

(મુંબઇથી) **શેઠ મેહેરવાંનજી અરદેશર ચીનાઇ** લખે છેઃ—

"તમારી મનોરંજક વારતાઓમાં તમોને દરેક ફત્તેહ ઇચ્છું છું.

(મુંબઇથી) **શેઠ કેકોબાદ જમશેદજી** લખે છેઃ—

"કાવલાની કાંહાંણી" હું ઘણાજ ઉમંગથી વાંચું છું. 'દેલજંગ દલેર' વગેરે જે પુશકલ રસીલી વારતાઓ તમે પ્રગટ કરેલી છે તેમાં 'કાવલાની કાંહાંણી' સર્વોતમ ભાગ ભજી બતાવે છે."

(મહુવાથી) **શેઠ નંદલાલ વલ્લભદાસ** લખે છેઃ—

આપનું "ફુરસદ" ચોપાંન્યું સુંદર અને મનમોહક વારતાઓ લખવામાં સર્વેથી પ્રખ્યાત અને બીજાં તમામ ચોપાંન્યાંઓ કરતાં વધુ દીલ ખેંચનારૂં બન્યું છે. એ માટે તમારો ગુજરાતી પ્રજા જેટલો આભાર માને એટલો થોડો છે. 'કાવલાની કાંહાંણી' એવી તો મનમોહક હતી કે જેને માટે હું વધારે કાંઇજ લખી શકતો નથી."

(ચંદરવાટથી) **શેઠ V. D. J.** લખે છેઃ—

"તમારી જાંણીતી કલમથી લખાયલી 'કાવલાની કાંહાંણી' માટે તમને તમામ ગુજરાતી વાંચનારી આલમ તરફનો ઉપકાર ઘટેછે."

(ઈડારથી) **બાઈ ખુરશેદબાનું કેકોબાદ ફરાંમજી** લખે છેઃ—

"કાવલાની કાંહાંણી વગર અમોને કલે પડતી નથી. એવી બોધકારક બીજી થોડીજ વારતા વાંચવામાં આવી હશે."

**(મુંબઈથી) શેઠ ડોસાભાઇ બરજોરજી મીસ્ત્રી** લખે છે:—

"જણાવાને બેહદ ખુશી ઉપજે છે કે "કાવલાની કાંહાંણી"ને તમારી કલમ બહુ જેબ આપે છે. ઉપલી ચોપડી મે એવા રસ તથા ઉમંગથી વાંચી છે કે આખી મારી જીંદગીમાં જો કોઇ બી ગુજરાતી પુસ્તક એવા ઉમંગથી વાંચ્યું હોય તો તે એ તમારી રસીલી વારતા છે. ઘણેક ઠેકાંણેથી એની વાખવાખી તથા પસંદગી જાહેર થયલી મેં જાંણી હતી, અને તેથી તે વાંચવા માંડી એવા હોંસ ને ઉમંગથી મેં પુરી કરી, કે એવી રસીલી બીજી કોઇ તમારીજ વારતાને માટે હું ઉમેદવાર છું. એ વારતા તમારી કલમને તેમજ મનશકતીને ખરેજ જેબ આપે છે. એ વારતા વાંચવાને મેં મારાં કુટુંબને ભલાંમણ કીધાથી તેઓ બી તે વાંચવાને એવાં મંડી ગયાં છે કે તે માટે હું વધુ કાંઇજ લખી શકતો નથી. આ મારૂં પતર તમને સહરાગત ભરેલું લાગે, પણ તેવું કશું નથી, ને મારાં દીલના ખરા ઉભરાજ માત્ર તમને જાહેર કીધા છે તે સત સમજવું."

**(અંજારથી) શેઠ દયાશંકર શામજી** લખે છે:—

"આપના તરફથી જે જે પુસ્તકો બાહેર પડે છે તે બહુજ કીમતી હોય છે, તેથી તમારાં "વફા પર જફા" નાં પુસ્તકની નકલ મંગાવવી અને રાખવી એ તો એક ફરજ જેવુંજ છે. ઇશ્વર તમને સદા એવીજ ફતેહ આપો!"

**(મુંબઇથી) શેઠ એદલજી અસપંદયારજી મીઠાઇવાલા** લખેછે:—

"તમારી નવી ચોપડી 'વફા પર જફા' મારી પર જરૂર મોકલજો. તમારી ચોપડીઓ ખરીદવાને હું દીલોજાંનથી ખુશ છું. તમારી 'કાવલાની કાંહાંણી' ઘણીજ બારીક તારીફથી રચી છે. તમારી સર્વે ચોપડીઓ અકેક કરતાં અકેક વખાંણવા જોગ છે,—એટલી કે અમો તેની તારીફ કંઇ રીતથી કરી શકતા નથી. ચોપડીઓની કીંમત તમારી ચોપડીઓ આગલ કશી બીસાદમાં છે નહીં, કારણ કે હાલના વખતમાં એવી ખરી નશીયતો ભરેલી ચોપડીઓ તમારા સિવાય કોઇ જવલેજ પ્રગટ કરતું હશે."

**(હોડેદા—રેડ સીથી) શેઠ દોરાબજી નસરવાનજી કાકા** લખે છે:—

"તમારાં અમુલ્ય, અસરકારક, નીતીપુરવક ને ઉંચા ટેસ્ટનાં દરેક લખાંણોથી હું તેમજ મારૂં કુટુંબ ઘણુંજ ખુશ છે. તમારા દરેક ગ્રંથનાં લખાંણો એકેકથી સરસ છે. ઇંગ્રેજી નાવેલોના સોખીનો પોતાનો ટેસ્ટ તેમાંજ સમાયલો સમજતા હતા, પણ હું ધારૂં છું જે ગુજરાતીમાં પણ તેના જેટલાજ ટેસ્ટનાં લખાંણો અકસર કરીને મેસર્સ કાબરાજીનાં કુટુંબનાં હાથનાં વંચાય છે."

(ઉદવાડાથી) **શેઠ સાપુરજી ફરાંમજી માંણેકજી** લખે છે:—

" Better late than never " એ કેહેવત મુજબ આ મારી મુબારકબાદી તમે કબુલ રાખશો. અચાનક તમારી દેલજંગ દલેર મારા હાથમાં આવી તે તમારા દીબાચામાં લખવા મુજબ પુરી વાંચ્યા બાદ હું તમુને જણાવા માંગું છું કે "નાવેલ" ની ઈંગ્રેજી રૂઢીની તમોએ એ વારતામાં અચ્છી નકલ કરેલી છે. એ પછીના તમારાં બીજાં પુસ્તકો અલબતે વધારે સુધારા સાથનાં હશે તે વાંચવાની બી હું કોશેશ કરશ. એ વાત જેટલી સારી વાંચવામાં લાગે છે, તે કરતાં એ વાતનું ખુદ ગુજરાતી મને ઘણું સ્વાદ લાગે છે, અને એવાં પુસ્તકો બેશકીત મુંબઇની પારસી ગુજરાતી સુધ-રવાનાં અચ્છાં સાધણ થઇ પડશે. હું તમારા નેક નામદાર ભાઇ કેખુશરો કાબરાજીના તમામ સદગુણનો અભ્યાસી તથા નેક વીચારોનો એક ખરો ભક્તિમાન (Admirer) છું, અને તમારી એ વાત વાંચવાથી તેવોજ ભાવ તમારે માટે રાખતાં શીખું છું એમ આ બેજ બોલથી જણાવાની રજા લઉં છું. મારી એક ખુંણે પડેલા દુવાગીરીની દુવા એજ છે કે તમો તેમજ તમારૂં મુબારક આખું કુટુંબ " Bravo Kabraji ! " કેહેવાતું લાંબો કાલ જીવો ને આબાદ રહો !"

---

⁂ એ ઉપરાંત ઘણાંક એવીજ કીસમનાં મતો બહુ લંબાણ થવા ના સબબે અતરે ઉતરવાનાં રહી ગયાં છે. એ સઘલાં દેશ પ્રદેશથી લખાઇ આવેલાં મતો મારી ચોપડીઓની જેવી જોઇએ તેવી સર-ટીફીકેટો છે, કે જે ચોપડીઓ કશી બી દમપર દમ આપેલી લં-બાણ લલચાવનારી જાહેર ખબરો અથવા વરતમાન પતરોની સીફા-

રસના કશા બી ઉંચકા વગર ફ્કત પોતામાં જે લાયકતો કદાચ હોય તેનેજ આધારે સારો ફેલાવો તેમજ પ્રસીદ્ધતા અને પ્રસસા પામવાને ભાગ્યશાલી નીવડી છે. એ મતોમાં "માહાન પુરૂશો" અથવા "જાહેર આસામીઓ" નાં મત કદાચ જોવામાં આવશે નહીં, પણ તેવાં મતો ખુશામત વગર અથવા કાંઇ નહીં તો માંગ્યા વગર મલતાં નથી, ને એમ માંગીને મેલવેલાં મત માટે મને જરાએ માન નથી. તેવાં મતો કરતાં ઉપર લખેલાં મતોના લખનારાંઓ (જે માંહેલાં એકાદ બે સીવાય બાકીનાંઓને તો હું ઓલખતો વટીક નથી, તેવા સાચ્ચા બોલા ખેરખાઓ)નાં પ્રમાણીક દીલનાં જોશ વચ્ચે લખાયલાં સાદાં સ્વતંત્ર મતો મારાં રચેલાં અદના પુસ્તકોની સીફારસમાં એક સાદી પણ સાચ્ચી જાહેર ખબર તરીકે છાપી પ્રગટ કરવાને મને ઘણી ખુશી ઉપજી છે.

બહમનજી નવરોજજી કાબરાજી.

---

## નીચલી ચોપડીઓ વેચવાની છેઃ—

| | | | |
|---|---|---|---|
| "દેલજંગ દલેર." (વારતા) વધારેલી | (કીંમત રૂ૦ ૧॥. | ટપાલ ખર્ચ ૦)= | |
| "ધીરજનું ધન." (વારતા) ...... | „ રૂ૦ ૧॥ | „ | „ |
| "કાવલાની કાંહાંણી."—ભાગ ૧લો (વારતા) | કીંમત રૂ૦ ૧॥ | „ | „ |
| „ —ભાગ ૨જો ( „ ) | „ રૂ૦ ૧॥ | „ | „ |
| „ —ભાગ ૩જો ( „ ) | „ રૂ૦ ૧॥ | „ | „ |
| „ —ભાગ ૪થો ( „ ) | „ રૂ૦ ૨ | „ | „ |
| "કાચા કાનની ખરાબી." (નાટક) | „ રૂ૦ ૦॥ | „ | ૦)॥ |
| "બેહેરા બેહેલાકાકા." (ફાર્સ) ... ... | „ રૂ૦ ૦૧ | „ | ૦)॥ |
| "ખુશરો પરીચેહેર." નાટકનાં ગાયણો | „ રૂ૦ ૦)= | „ | ૦)॥ |
| "વફા પર જફા" (નાટક) ........... | „ રૂ૦ ૦॥ | „ | ૦)॥ |

*** "સિપાહ બચ્ચાની સજ્જની" (વારતા) અને "જુગાર" (નાટક) ની તમામ નકલો ખપી ગઈ છે.

**ઉપર લખેલી સઘલી ચોપડીઓ** તેના બનાવનાર પાસેથી કોટમાં ફ્રીયર રોડ ખાતેનાં તેઓનાં ઘરમાં લખવા અથવા મંગાવાથી મલશે, તેમજ અતરેના સર્વ જાંણીતા પારસી બુકસેલરોને ત્યાંથી બી મલશે.

# જાહેર ખબરો.

## "કાવલાની કાંહાંણી."

આ વારતાના ચારે ભાગો એમબોસ બાંધણીનાં શોભીતાં કવર સમેત ચીત્રો સાથે એકઠા બાંધવાની ગોઠવણ થઇ છે. આ ચીત્રો ઘણાંજ સુંદર અને સફાઇદાર થશે, અને દરેક ભાગને લગતું દરેક ભાગની શરૂઆતમાં અકેક ચીત્ર મુકવાનું નક્કી થયું છે, એટલે આખી વારતાને દરમ્યાંન ચાર ચીત્રો લેવામાં આવશે. દરેક ચીત્રની બાબદ નીચે મુજબ થશેઃ--

**ચીત્ર ૧ લું**—કાવલો હોમલા ખુંધાની પરણેતર રૂપાંબાઇ સાથ વાત કરે છે, તેટલાં સુંદર શીરીન બારણાંનાં ઉંબર ઉપર આવી ઉભી રહે છે તે આ ચીત્રમાં બતાવ્યું છે.

{જુઓ ભાગ ૧ લો, પ્રકરણ ૧૦ મું, સફે ૪૮.}

**ચીત્ર ૨ જું**—કાવલો કડક કોરજી શેઠની નોકરીમાં રેહવા જાય છે, અને તે કડક શેઠયો ટટાર ને ટરો ખુરસીમાં બેસી તેને સવાલ જવાબ કરે છે તે આ ચીત્રમાં બતાવ્યું છે.

{જુઓ ભાગ ૨ જો, પ્રકરણ ૮૪ મું, સફે ૨૨૬.}

**ચીત્ર ૩ જું**—કાવલો પોતાની માવતરને આગમાં બલી મરતી બચાવે છે, અને સલગેલા દાદર ઉપરથી આગના ફરી વલેલા વમલો વચ્ચે જરબાઇને બેભાંન હાલતમાં હાથમાં ઉપાડી તે નીચે ઉતરી આવે છે તે આ ચીત્રમાં બતાવ્યું છે.

{જુઓ ભાગ ૩ જો, પ્રકરણ ૯૬ મું, સફે ૫૮.}

**ચીત્ર ૪ થું**—દરયાઇ ચાંચ્યો દુરાઝો જસટીસ વીલમોટના આરાસ્તે મકાંનમાં એક શોભાયમાન સોફા ઉપર બેસી ખુબસુરત

લીઓનોરા સાથ વાતમાં મશગુલ છે, તેટલાં કાવલો તેમનાથી રૂખ-સદ ચાહવા ત્યાં દાખલ થાય છે તે આ ચીત્રમાં બતાવ્યું છે.

{ જુઓ ભાગ ૪ થો, પ્રકરણ ૧૪૮ મું, સફે ૮૮. }

જે ઘરાકો પોતાના ખરીદેલા ચારે ભાગ મોકલી આપશે તેમના પાસથી રૂ. ૧।। વધુ લેઇને તે ચારે ભાગ ઉપલી બાંધણીમાં ચીત્રો સાથે તૈયાર કરી આપવામાં આવશે.

ચીત્રો સાથનાં એ વારતાનાં એકંદર એક કંપલીટ પુસ્તકની **કીમત રૂ. ૭** ઠડાવી છે.

ગણત્રીની ઘણીજ થોડી નકલ એ રીતે ચીત્રો સાથે તૈયાર કરવામાં આવશે, વાસ્તે જેઓને જોઇએ તેઓએ **તાકીદે** નામ નોધવા તજદી લેવી.

---

## છપાઇ બાહેર પડશે.

# "બાપોને બોધ યાને એક પથ્થરના પ્રતાપ."

આ એક અત્યંત રમુજી પારસી સંસારી વારતા હાલ "ફુરસદ" ચોપાંન્યાંમાં માંટે કટકે કટકે લખવામાં આવી હતી, અને તે એક જુદાં આખાં પુસ્તક તરીકે સામટી છાપી પ્રગટ કીધામાં આવશે. તેમાં તાંણી તોડીને હસવાનું કશું નથી. એ વારતાનું વલુંજ એટલું રમુજી છે ને તે એવી હાસ્યજનક એબારતમાં લખવામાં આવી છે કે તે બરીએલોને બી ધુમ હસવાનો પુરતો ખોરાક પુરો પાડશે. તે "ધીરજનાં ધન"નાં કદનું સરસ બંધાઇ ને સુંદર છપાઇનું એક દલદાર વાંચવાજોગ પુસ્તક થશે, જે એકેએક કુટુંબે વાંચવા ને રાખવા જોગ છે. **કીંમત ફકત રૂ. ૧.**

ઠેકાંણું—ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.